પુસ્તક :

# શ્રી સૂયગડાંગ સૂત્ર

પ્રકાશક :

શ્રી અનિલકાંત બટુકભાઈ ભરવાડા

આવૃત્તિ પહેલી

મૂલ્ય : ભાવવિશુદ્ધિ (પોસ્ટેજ અલગ)

પ્રાપ્તિસ્થાન :

શ્રી અનિલકાંત બટુકભાઈ ભરવાડા,
જાબલી ગલી, દશરથલાલની ચાલ,
બોરીવલી (પશ્ચિમ) મુંબઈ ૪૦૦ ૦૯૨

નકલ ૧૦૦૦

સવત ૨૦૩૨, ઈ સ. ૧૯૭૬
વીર સંવત ૨૫૦૨

મુદ્રક :
ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
સ્ટેટ્સ પીપલ પ્રેસ,
ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૧

# પ્રસ્તાવના

જૈન શાસ્ત્રોના પ્રારભરૂપ 'આચાર' નું પ્રસ્થાપન કરનાર એવો સિદ્ધાંત જે "આચારાંગ સૂત્ર" તરીકે ઓળખાય છે તેનું ઓગણીસસો અને ઓગણસિત્તેરની (૧૯૬૯) સાલમાં પ્રગટપણું કર્યું છે

ત્યારબાદ સાધકવર્ગને પોતાના વ્યાવહારિક જીવનમાં ઉપયોગી થાય એવુ "ઉપાસક દશાંગ સૂત્ર" નામનુ એક અંગ સરળ વિવેચન અને સુગમ ભાષાંતર સન ૧૯૭૧ માં પ્રગટ કર્યું.

ધર્મ જિજ્ઞાસુઓને જગતમાં કહેવાતા ધર્મોનો ખ્યાલ આવે એ આશયથી તથા લોક વ્યવહારમાં જીવોને સામાન્ય કે વિશેષ ધર્મનો પણ ખ્યાલ નહિ હોવાથી, આત્માનો ધર્મ શુ છે? તેમ જ સયમધર્મની કેવી વિશિષ્ટતા છે? વળી સંયમધર્મ આચરવાથી જ્ઞાન, દર્શન અને ચરિત્રરૂપ આત્મા સ્વસવેદનરૂપે પ્રગટ થાય છે. તેવુ અલૌકિક વાસ્તવિક જ્ઞાન જનતાને આપનારૂં અંગ જેને સૂયગડાંગ સૂત્ર તરીકે અને ખુદ ભગવાન મહાવીરની વાણી તરીકે ગણવામા આવે છે તે સૂત્રમાં વીતરાગી આત્મધર્મની વિગતવાર છણાવટ કરીને તે અગને જનતા સમક્ષ મૂંકીએ છીએ.

આ સૂત્રમાં ત્રણસો ત્રેમઠ જે એકાંત મતો જગતમાં પ્રવર્તી રહ્યા છે તેમનું ખંડન કરીને વાસ્તવિક રીતે આત્મશાંતિ પામવા માટે યોગ્ય અને ઉપલબ્ધ માર્ગ શું હોઇ શકે? તેનું વિવરણ કરવામાં આવ્યું છે

આ સૂત્રમાં દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને ધર્મકથાનુયોગનું વર્ણન યથાયોગ્ય પ્રરૂપિત થયેલ છે સાધુઓનો આચાર કેવો હોઇ શકે અને તે આચાર પ્રમાણે જીવન વ્યતીત કરતાં સાધકો પણ સમાધિને પામી શકે છે તે પ્રકારનું પ્રસ્તુત લેખન આ અનુવાદમાં કરવામાં આવેલુ છે

પાંચસો ને ત્રેસઠ જે જીવોના ભેદ છે તેના વિવિધ ક્ષેત્રો તેનુ જ્ઞાન, તેમ જ સમાધિના માર્ગે ઉપસ્થિત થયેલ જીવોની વિતરાગ દશા, સાધુનું સયમીપણું, શ્રાવકોના આચાર, વિચાર તેમજ છ એ દ્રવ્યોનું વર્ણન યથાયોગ્યપણે આ સૂત્રમાં વર્ણવવામાં આવ્યું છે

"આચારાંગ સૂત્ર" પ્રગટ થયા પછી લોકોની માગણી વધવાથી 'ઉપાસક-દશાંગ સૂત્ર' ગૃહસ્થોના વ્યવહારને સુધારી શકશે એવા આશયથી તે સૂત્ર પ્રગટ કરવામાં આવ્યું આ સૂત્ર પ્રગટ થયા પછી લોક-લાગણીને અનુરૂપ સત્ય અને અવિચળ એવું ધર્મનું જ્ઞાન શું હોઇ શકે કે જે જ્ઞાન આત્માને અનુપમ શાંતિ અને સમાધિ આપી શકે તે હેતુ બર લાવવા માટે આ સૂયગડાંગ સૂત્રને તેની મૂળ ગાથાઓ અને અનુવાદ સાથે અમો જનતા સમક્ષ ઉપસ્થિત કરીએ છીએ.

આ આગમના અનુવાદમાં આપણા શ્રાવક પડિત શ્રી મઘાલાલ માણેકચદ શાહ સુરેન્દ્રનગર વાળા (શ્રી મઘાલાલ માસ્તરે) ઘણો સારો સહકાર આપીને જ્ઞાનનો ઉત્કર્ષ કર્યો છે. તે બદલ તેમનો આભાર વ્યક્ત કરીએ છીએ

શ્રી હીરાભાઇ તુરખીયાએ પ્રુફ સશોધનમાં તથા અન્ય રીતે આ ગ્રથને અત્યત સુંદર બનાવવા મહેનત કરી છે તેથી તેમનો પણ આભાર માનીએ છીએ

દાતાઓએ આપેલ દાનનો સદ્‌ઉપયોગ જ્ઞાનની પ્રભાવના માટે જ કરવામાં આવ્યો છે અને દાતાઓ પણ, આવા દાનનો સદ્‌ઉપયોગ થાય છે એમ જાણી, ઘણાં હર્ષિત થશે, અને ભાવિમાં તેમના પૈસાંનો ઉપયોગ જ્ઞાન-દાનની વૃદ્ધિને પામશે તેમ માની અમો તે દાતાઓને વધારે આગળ આવવા ઉત્તેજિત કરીએ છીએ

આવા દાતાઓ જ્ઞાનની નિષ્કામ સેવા કરવામાં અમોને જરૂર ઉત્સાહ આપશે એમ જણાવી વિરમીએ છીએ

મુનિ ડુંગરશી

## આ પુસ્તક પ્રકાશન કરવામાં નાણાંકીય સહાય આપનાર દાતાઓની નામાવલિ

| રૂા | | |
|---|---|---|
| ૩,૫૦૦ | એક સદ્‌ગૃહસ્થ તરફથી | |
| ૨,૫૦૦ | શેઠ રવજી મુલજીના સુપુત્રો તરફથી, . | .. ભોરારા |
| ૨,૫૦૦ | સ્વ કરમશી મોણશીના સ્મરણાર્થે<br>હ ગ સ્વ. કેશરબેન, . | .. ભોરારા, કચ્છ |
| ૨,૫૦૦ | સ્વ વોરા લક્ષ્મીચંદ માણેકચંદ તથા<br>સ્વ વેજુબાઇ લક્ષ્મીચંદના સ્મરણાર્થે<br>તેમના સુપુત્રો તરફથી હ. મણીલાલ લક્ષ્મીચંદ | . મુંદરા, કચ્છ |
| ૨,૫૦૦ | શેઠ પોપટલાલ છગનલાલ કાપડિયા, .... | .... ચોટીલા |
| ૧,૦૦૦ | શેઠ ચુનીલાલ વેલજી, .. ... | .. જામનગર |



# શુદ્ધિ-પત્રક

| પાના | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨ | ૨ | अण्णमण्णेहि | अण्णे अण्णेहि |
| ૩ | ૧ | जपति | जप्पत्ति |
| ૩ | ૧૩ | તમ | મત |
| ૫ | ૬ | वाणो | वाडणो |
| ૫ | ૧૮ | — | त्ति वेमि ॥ |
| ૮ | ૯ | કમગહિત | કર્મરહિત |
| ૯ | ૧૧ | रुवमेगे | एवमेगे |
| ૯ | ૧૬ | पुज्जु | पज्जु |
| ૯ | ૨૬ | वय | वय |
| ૧૦ | ૧૯ | मिगच्छड | भिगच्छड |
| ૧૧ | ૧૧ | वेति | वेमि |
| ૧૨ | ૧૫ | मुक्फ णिध्ध-तमितिऽ | मुक्कमि-घातमेन्तिउ |
| ૧૨ | ૧૬ | अमि | आमिस |
| ૧૨ | ૨૨ | ळतमो | णतमो |
| ૧૨ | ૨૬ | उत्ते | उत्ते |
| ૧૩ | ૪ | કરે | કહે |
| ૧૪ | ૨૦ | उवट्ठाण | उवट्ठाणे |
| ૧૪ | ૩૧ | — | मुवज्जतिठाणा आमुकिव्विसिया |
| ૧૫ | ૩ | मो | भो |
| ૧૫ | ૩ | वाला | वाला |
| ૧૫ | ૧૮ | दत्तेसण | दत्तेमण |
| ૧૫ | ૧૯ | वजए | वज्जए |
| ૧૯ | ૭ | पुट्ठय | पुट्ठय |
| ૧૯ | ૮ | ગિત | ગતિ |
| ૨૦ | ૨૧ | जागेव | जोगव |
| ૨૧ | ૨૩ | वुढ्डाय | वुढ्ढाय |
| ૨૨ | ૧૮ | આસકન | આસકત |
| ૨૨ | ૨૦ | જથ | જય |
| ૨૫ | ૧ | अणुवस्सियया | अणुपस्सिया |
| ૨૫ | ૩૦ | विधसण | विध्धमण |
| ૨૫ | ૩૦ | वमे | वसे |
| ૨૬ | ૬ | मयणे एण | समणे एग |
| ૨૭ | ૨૮ | जीविय | जीविय |
| ૨૭ | ૨૫ | ચયેત | સચેત |
| ૨૭ | ૨૬ | ભાજનમા | ભોજનમા |
| ૨૭ | ૨૭ | કરેલ | કહેલ |
| ૨૭ | ૨૮ | वालजणो | वाळजणो |
| ૨૮ | ૨ | वियडेण | वियदेण |
| ૨૮ | ૨૩ | मणुथाण | मणुयाण |
| ૨૯ | ૧૪ | पगस | पगाम |
| ૨૯ | ૨૦ | विहरेज्ज | विहरेज्ज |
| ૨૯ | ૨૩ | ૫ડે | વડે |
| ૨૯ | ૩૦ | वेमि | वेमि |
| ૩૦ | ૨૩ | आवले | अवले |
| ૩૧ | ૧૨ | वुज्जह | वुज्जह |
| ૩૧ | ૧૬ | निस्मिया आस | मिम्मिया आय |
| ૩૨ | ૧૨ | विरुद्ध | विसुध्ध |
| ૩૩ | ૬ | वोहि | वोहिं |
| ૩૪ | ૯ | याणाइ | याणाइ |
| ૩૪ | ૨૪ | अप्पादेए | अप्पोदए |
| ૩૫ | ૭ | व | व |
| ૩૮ | ૨૩ | अदरए | अदूरए |
| ૩૯ | ૨ | करिवज्जा | कखिज्जा |
| ૩૯ | ૬ | पवेश्या | पवेइया |
| ૩૯ | ૧૪ | हन्थडस्सह | हत्थऽस्सरह |
| ૩૯ | ૧૫ | भुजे | भुज |
| ૪૨ | ૨૭ | એટવે | એટલે |
| ૪૩ | ૨ | पमामता | पभासता |
| ૪૩ | ૯ | मोच्चा | भोच्चा |
| ૪૩ | ૯ | कड | कड |
| ૪૪ | ૨૭ | सरवाय | सखाय |
| ૪૫ | ૪ | पुवि | पुव्वि |
| ૪૫ | ૯ | अर्भुजिया | अभुजिया |
| ૪૫ | ૧૫ | दग | दग |
| ૪૬ | ૨૨ | आणारिवा | अणारिया |
| ૪૭ | ૬ | भुणइ | भुजती |
| ૪૭ | ૨૨ | पच्चुपून्नग | पच्चुप्पन्नग |
| ૪૮ | ૧ | कथा | कया |
| ૪૯ | ૧૭ | णिमतति | णिमतति |
| ૫૦ | ૨૦ | एव | एव |
| ૫૦ | ૨૧ | પશ્ચત્તાપ | પશ્ચાત્તાપ |
| ૫૩ | ૧૭ | जतुकुमे | जेतुकुमे |

| પાના | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ | પાના | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|---|---|---|---|
| ૫૪ | ૭ | अत्र | अन्न | ૮૨ | ૨ | अणिद्दे | अगिध्धे |
| ૫૪ | ૧૧ | माहे | मोह | ૮૪ | ૮ | गाभिणो | गामिणो |
| ૫૫ | ૨૨ | म्एहि | भुएहिं | ૮૫ | ૨૭ | अणवारे | अणगारे |
| ૫૭ | ૧ | मुफणि | सुफणि | ૮૬ | ૧૪ | भामवोम | भासादोस |
| ૫૭ | ૨૬ | छे | — | ૮૬ | ૨૭ | वूथा | वूया |
| ૫૮ | ૧ | सत | सता | ૯૩ | ૩૦ | भासमाण | भासमाणे |
| ૫૯ | ૫ | काह | कहिं | ૯૪ | ૧૬ | सधा | सया |
| ૫૯ | ૨૨ | ગઝભનુ | શયભનુ | ૯૪ | ૨૩ | किइड | किइऽ |
| ૬૦ | ૧ | छिदड | छिदह | ૯૫ | ૨૮ | वहु | वहु |
| ૬૦ | ૨૫ | महत | महत | ૯૮ | ૧ | वाले | वाले |
| ૬૧ | ૧૬ | फुरते | कुरते | ૧૦૦ | ૨૭ | वालस्म | वालस्स |
| ૬૪ | ૧૦ | वाल्स्य | वालम्म | ૧૦૪ | ૪ | सुणहे | मुणेह |
| ૬૪ | ૧૪ | वाहू | वाहू | ૧૦૫ | ૨ | विरति | विरतिं |
| ૬૪ | ૧૯ | मयोइ | सजोड | ૧૦૭ | ૨૭ | જાણવાળા | જાણવાવાળા |
| ૬૪ | ૨૦ | उमुञीइया | उमुचोडया | ૧૦૯ | ૧ | आसविणि | आसाविणि |
| ૬૪ | ૨૪ | वाला | वाला | ૧૦૯ | ૮ | एव | एव |
| ૬૬ | ૬ | गाडो | गाढो | ૧૦૯ | ૨૭ | णिराकिच्चा | णिराकिच्चा |
| ૬૭ | ૧૨ | कोत्रा | कोवा | ૧૧૨ | ૯ | સભત | શભવ |
| ૬૮ | ૭ | एगत | एगत | ૧૧૨ | ૧૨ | પદાથેના | પદાર્થોના |
| ૬૮ | ૧૪ | — | तिवेमि ॥ | ૧૧૨ | ૧૮ | वहवे | वहवे |
| ૭૦ | ૩ | अमूभीयनाणी | अमीभूयनाणी | ૧૧૩ | ૪ | वहवे | वहवे |
| ૭૧ | ૨૪ | जानी | जाड | ૧૨૦ | ૭ | वहुजणे | वहुजणे |
| ૭૨ | ૧૮ | महामात्रे | महाणुभावे | ૧૨૨ | ૭ | मुवभचरें | सुवभचरे |
| ૭૩ | ૧૨ | मव्वेमु | मच्चेमु | ૧૨૬ | ૫ | पिचागरेज्जा | वियागरेज्जा |
| ૭૫ | ૨૭ | विणिधायमेति | विणिधायमेति | ૧૨૭ | ૧૫ | वुइयाइ | वुइयाइ |
| ૭૫ | ૨૮ | वटुकूर | वहुकुर | ૧૩૩ | ૭ | मणोलिस | मणेलिस |
| ૭૬ | ૪ | કયા | ર્યા | ૧૩૪ | ૧ | अणुपुव्वकड | अणुपुव्वकड |
| ૭૬ | ૩૦ | निवग्यव | निवाय | ૧૩૭ | ૪ | समणोति | समणेति |
| ૭૭ | ૧૨ | पुटुच्च | पडुच्च | ૧૩૭ | ૨૩ | तिवोमि | तिवेमि ॥ |
| ૭૭ | ૨૦ | वुट्ठ | वुट्ठि | ૧૪૧ | ૨ | वाले | वाले |
| ૭૮ | ૮ | वन्निमेण | वान्निमेण | ૧૪૧ | ૮ | पो | णो |
| ૮૦ | ૨ | निद्धि | मिध्धि | ૧૪૧ | ૩૦ | अन्नि | उन्नि |
| ૮૦ | ૩ | ,, | ,, | ૧૪૩ | ૨૩ | किट्ठिए | किट्ठिए |
| ૮૦ | ૩ | वुज्जनमाणा | वुज्जमाणा | ૧૪૩ | ૨૪ | ,, | ,, |
| ૮૦ | ૧૫ | पुट्ठो | पुट्टो | ૧૪૩ | ૨૫ | अट्ट | अट्ठ |
| ૮૦ | ૨૭ | पनरे | धीरे | ૧૪૪ | ૧૧ | एवमेव | एवमेय |
| ૮૧ | ૭ | गिद्दे | गिध्धे | ૧૪૫ | ૨ | वेगे | — |
| ૮૧ | ૨૩ | ,, | ,, | ૧૪૫ | ૧૯ | मुयकखाए | सुयक्खाए |

| પાના | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| १४५ | २० | उड्ढ | उटढ |
| १४६ | २७ | हालिहे | हालिद्दे |
| १४६ | २८ | अविलेति | अविलेति |
| १४६ | २९ | उस्सिएत्ति | उसिणेत्ति |
| १४८ | ४ | भवान | भवनि |
| १४८ | ६ | उहह | डहह |
| १४८ | ६ | सहसाडकारेइ | सहसाककारहे |
| १५१ | १७ | च | य |
| १५१ | ३१ | ऐवमेवथी चिट्ठति | એકવખત વાચવુ |
| १५१ | ३१ | | सजुडानामे उद्गवुव्वए सियाउदग जाए जाव उवगमेव अभिभूय चिठ्ठति |
| १५२ | २ | आयासे | आयारो |
| १५२ | ८ | कामभागेसु | कामभोगेसु |
| १५५ | ४ | विपुल | विउल |
| १५७ | ५ | इति | इह |
| १५८ | २५ | કહે છે | આપે છે |
| १६१ | ४ | आदाणाओ | आयाणाओ |
| १६३ | २५ | तस्स समुद्विया | — |
| १७४ | २९ | कुक्कड | कुक्कड |
| १७४ | ३१ | आहव्वाणि | आहव्वीण |
| १७५ | २ | तालुधार्ळि | तालुग्धार्णि |
| १७५ | २ | सोपारि | सोवरिं |
| १७५ | २ | दामिलि | दामलिं |
| १७५ | ४ | — | पउजति पाणस्सहेउ पउजति वत्थस्सरेउ पउजति लणस्स हेउ पउजति |
| १७६ | ३० | पाण | पाण |
| १७७ | १४ | મારકાહ | મારફાડ |
| १७८ | १ | केळइ | केण वि |
| १७८ | ४ | पाव्वे | पावेहि |
| १७८ | ४ | उदरखाइता | उवखाइता |

| પાના | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| १७८ | ४ | आयाणेण | आयाणेण |
| १७८ | १० | परिपहेत्ता | परिपेहित्ता |
| १७९ | १५ | ति | इति |
| १८० | ३ | जाळणो | जाणो |
| १८० | ५ | चि | वि |
| १८० | १२ | सिरस्सा | सिरसा |
| १८० | १२ | अविध्धूमणि | आविध्धमणि |
| १८० | १३ | वदणोविखजाय | चदणोकिरण-सगाय |
| १८० | १६ | पड्डु | पड्ड |
| १८० | २१ | अभिकवं | अभिक्कत |
| १८० | २२ | वोहियाए | वोहियाए |
| १८१ | १४ | पदक्खस्स | पकखस्स |
| १८२ | २३ | वित्ति | विंत्ति |
| १८२ | २३ | विहरति | विहरति |
| १८३ | ६ | जीवजीवाण | जावजीवाए |
| १८३ | ११ | जावाजीवाए | जावजीवाए |
| १८३ | ११ | अपिडि | अपडि |
| १८४ | १ | पडजति | पउजति |
| १८४ | ५ | जुलय | जुयल |
| १८४ | ७ | — | करहे इम नयणुप्पाउय |
| १८४ | १० | पुच्छयग | पुच्छियग |
| १८४ | १० | दट्ठयग | दट्ठवग |
| १८६ | १ | निट्टापति | निट्टायति |
| १८६ | २५ | छु | छे |
| १८६ | २८ | मणुसा | मणुस्सा |
| १८९ | १० | वयचे | वभचे |
| १८९ | १३ | निव्वाधात | निव्वाघात |
| १९० | ३ | सधाएण, दिवणे | सधाएण दिव्वेण |
| १९३ | १० | मुहुत्तय मुडुत्तस | मुहुत्तग |
| १९३ | १३ | सागणियाळ | सागडियाण |
| १९८ | ९ | સવ | સર્વ |
| १९८ | १४ | पुप्पताए | पुप्पत्ताए |
| १९८ | १६ | वळस्सइ | वणस्सइ सरीर |
| १९८ | १७ | अवरडेपि च | अवरेडपि च |
| १९९ | १ | थाव | थाय |
| १९९ | ६ | जोपियाळ | जोणीयाण |

| પાના | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૯૯ | ૮ | जोणियाण | जोणियाण |
| ૧૯૯ | ૧૮ | रोहण | रोहाण |
| ૧૯૯ | ૨૦ | ज विमकखाय | जावमकखाय |
| ૨૦૦ | ૧ | विकड मत, | विकड मत |
| ૨૦૦ | ૧ | तेमि | तेंमि |
| ૨૦૦ | ૮ | अज्झ | अज्झा |
| ૨૦૦ | ૧૦ | मकखाय | मकखाय |
| ૨૦૦ | ૨૮ | ,, | ,, |
| ૨૦૧ | ૯ | सट्ठत्ताए | सछत्ताए |
| ૨૦૨ | ૩૧ | जाय | जाव |
| ૨૦૩ | ૨૭ | य | च |
| ૨૦૩ | ૩૨ | कायातेतो | कायातो |
| ૨૦૪ | ૩ | पुट्ठवी | पुढवी |
| ૨૦૪ | ૩૧ | जहावीएण | अहावीएण |
| ૨૦૫ | ૨૧ | आपु | आणु |
| ૨૦૫ | ૨૧ | वळम्म | वणस्सई |
| ૨૦૬ | ૨૯ | अहावलीएण | अहावीएण |
| ૨૦૮ | ૨ | नचितेमुतु | नचितेसु |
| ૨૦૮ | ૩ | वायमगहिय | वायसगहिय |
| ૨૦૮ | ૨૯ | — | उदगजोणिएसु उदएसु |
| ૨૦૯ | ૯ | अहावर | अहावर |
| ૨૦૯ | ૧૦ | मथावराळ | तमथावरण |
| ૨૧૦ | ૧૨ | पुडवी | पुढवी |
| ૨૧૫ | ૧૬ | चोयल | चोइए |
| ૨૧૫ | ૩૦ | हव | एव |
| ૨૧૫ | ૩૫ | किच | किच्च |
| ૨૧૬ | ૧ | करपेड | करेड |
| ૨૧૬ | ૮ | अधस्सओ | अपस्सओ |

| પાના | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૧૭ | ૨૪ | एगतवाले | एगतवाले |
| ૨૧૮ | ૧૪ | अपिरिए | अकिरिए |
| ૨૨૧ | ૨૮ | अळुवलित | अणुवलित्ते |
| ૨૨૩ | ૨૫ | पुणो | पुण्णे |
| ૨૨૪ | ૨૫ | कोह | कोई |
| ૨૨૭ | ૪ | समियायारा | समियाचारा |
| ૨૨૯ | ૧૦ | दाडेवर्णमन्न | दोऽवण्णमन्न |
| ૨૩૦ | ૧૮ | वीकायय | वीयकाइ |
| ૨૩૨ | ૧૪ | अळागार | अणगार |
| ૨૩૨ | ૧૮ | रायरायाल्नि-मिओळेग | रायामिओगेण |
| ૨૩૩ | ૨ | वायुपत्ते | नायपुत्ते |
| ૨૩૬ | ૧૬ | तारमि | तारिस |
| ૨૩૬ | ૨૨ | विवाळुभागे | जीवाणुभागे |
| ૨૩૯ | ૨૭ | भिज्जति | मिज्जति |
| ૨૪૧ | ૧૪ | महामवोध | महाभवोध |
| ૨૪૨ | ૬ | होत्या | होत्था |
| ૨૪૨ | ૭ | वाहिरिया | वाहिरिया |
| ૨૪૨ | ૨૩ | अट्ठिमिजा | अट्ठिमिजा |
| ૨૪૩ | ૧૨ | वाहिरियाए | वाहिरियाए |
| ૨૪૪ | ૫ | वासग | वासग |
| ૨૪૪ | ૨૭ | पिय | विथ |
| ૨૪૫ | ૧૧ | तसि | तेसि |
| ૨૪૮ | ૨૭ | दुठ्या | दिठ्या |
| ૨૫૦ | ૧૪ | समु | सभु |
| ૨૫૪ | ૩ | सव | सर्व |
| ૨૫૮ | ૨૩ | अकराण | अकरण |
| ૨૫૯ | ૧૨ | एर्नेसि | एतेसि |



# सूत्रकृतांगसूत्रम्

## प्रथमम् अध्ययनम्

## સ્વસમય–પરસમય અધ્યયન

પૂર્વભૂમિકા : આમાં ભૂતવાદી, સર્વગતાત્મવાદી તજ્જીવવાદી, અથવા તત્શરીરવાદી, અક્રિયાવાદી, આત્મવાદી, અફલવાદી, નિયતવાદી, અજ્ઞાનવાદી, ક્રિયાવાદી, ઇશ્વરવાદી, દેવવાદી, ઇંડામાંથી લોક પેદા થયો વિગેરે મતમતાતરોનુ સ્વરૂપ દર્શાવ્યુ છે અને કેટલુંક સાધુજીના આચારોનું કથન છે.

मूलम्- बुज्झिज्जति तिउट्टिज्जा, बंधणं परिजाणिया ।
किमाह बंधणं वीरो, कि वा जाणं तिउट्टई ? ।।१।।

અર્થ : મનુષ્યે બોધને પ્રાપ્ત કરવો જોઈએ બધનનુ કારણ સમજી તેને તોડી નાખવુ જોઇએ (શિષ્ય પૃછે છે) મહાવીર પ્રભુએ શાને બંધન ફરમાવ્યું છે અને શાને જાણીને બધનને તોડે છે ?

ટિપ્પણી :– અહીં જ્ઞાનનું ફળ પુરુષાર્થ બતાવ્યું છે અને પુરુષાર્થ કઇ દિશામા હોવો જોઇએ તેની જિજ્ઞાસા દર્શાવી છે

मूलम्- चित्तमंतमचित्तं वा, परिगिज्झ किसामवि ।
अन्नं वा अणुजाणाइ, एवं दुक्खा ण मुच्चई ।।२।।

અર્થ : કારણ વિના કાર્ય (ભવભ્રમણ) હોય નહિ એમ મનમાં વિચારી ગુરુમહારાજ દર્શાવે છે થોડું પણ સજીવ-અજીવ પરિગ્રહને ધારણ કરે છે કે અન્યને પરિગ્રહ સંબધે અનુમોદના કરે છે એ પ્રમાણે જીવ દુઃખમાથી મુક્ત થતો નથી.

ટિપ્પણી :– પરિગ્રહ એટલે લાલચ અન્ય પદાર્થ પ્રત્યે આત્મીય ભાવ.

मूलम्- सयं तिवायए पाणे, अदुवाऽन्नेहि घायए ।
हणंतं वाऽणुजाणाइ, वेरं वड्ढइ अप्पणो ।।३।।

અર્થ : મનુષ્ય જાતે જીવહિંસા કરે છે અથવા બીજાઓ દ્વારા પ્રાણીઓને હણાવે છે કે પછી બીજા હણનારની અનુમોદના કરે છે આમ (પરિગ્રહથી ઉત્પન્ન–આરભ દ્વારા) પોતાનો વેરભાવ વધારે છે.

मूलम्- जस्सिं कुले समुप्पण्णे, जेहिं वा संवसे नरे ।
ममाइ लुप्पई बाले, अण्णमण्णेहि मुच्छिए ॥४॥

અર્થ : જે કુળમાં અજ્ઞાની મનુષ્ય ઉત્પન્ન થયેલ છે કે જેમની સાથે તે વસવાટ કરે છે ત્યાં અન્ય, અન્ય પરત્વે મમત્વ ધારણ કરીને અજ્ઞજન લૂંટાઇ જાય છે (અર્થાત્: પશુ-નારકાદિ યોનિમાં પીડા પામે છે.)

मूलम्- वित्तं सोयरिया चेव, सव्वमेयं न ताणइ ।
संखाए जीवियं चेव, कम्मुणा उ तिउट्टइ ॥५॥

અર્થ : પૈસા, સહોદર, ભાંડુઓ એ બધા રક્ષણ આપનાર થતાં નથી, એમ જીવનના સ્વરૂપનો વિચાર કરીને (જાણકાર) કર્મબંધનને તોડી નાખે છે.

ટિપ્પણી :– આમ કરવાથી કેટલાંક શ્રમણો અને કેટલાંક બ્રાહ્મણો કેમ રૂંધાય છે તે આગળ સમજાવતાં કહે છે

मूलम्- एए गंथे विउक्कम्म, एगे समणमाहणा ।
अयाणंता विउस्सित्ता, सत्ता कामेहिं माणवा ॥६॥

અર્થ : આ પરિગ્રહ બંધનોને ઓળગીને કેટલાંક બ્રહ્મજ્ઞાની અને સાધુઓ (શાક્યાદિ) અજ્ઞાનપણે સ્વસપ્રદાયના કારણે ખૂબ બધાઇ જાય છે અહિંસા ધર્મનો દ્વેષ કરીને તે માનવો (બાહ્યપરિગ્રહ છોડીને પણ) વિષયોની કામનામાં આસકત રહે છે.

मूलम्- संति पंच महब्भूया, इह मेगेसिमाहिया ।
पुढवी आऊ तेऊ वा, वाऊ आगास पंचमा ॥७॥

અર્થ : આ જગતમા કેટલાકના સંપ્રદાયમાં પાંચ મહાભૂતો છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ

ટિપ્પણી :– આ પચભૂતના વિકારોમાંથી ચેતનારૂપ વિકાર પ્રગટ થાય છે, એમ ચાર્વાક મતવાદીઓનુ કથન છે

मूलम्- एए पंच महब्भूया, तेब्भो एगोत्ति आहिया ।
अह तेसि विणासेणं, विणासो होइ देहिणो ॥८॥

અર્થ : આ પાંચ મહાભૂતો છે. તેમાંથી આ એક ચેતન પ્રગટે છે. હવે પાંચ મહાભૂતોનો વિનાશ થાય ત્યારે તેનો પણ વિનાશ–જીવનો–દેહધારીનો–પણ વિનાશ થઇ જાય છે. (ભવાંતર જેવુ કંઇ નથી)

मूलम्- जहा य पुढवी थूभे, एगे नाणा हि दीसइ ।
एवं भो कसिणे लोए, विन्नू नाणा हि दीसइ ॥९॥

અર્થ : જેમ પૃથ્વીનો એક જ પિંડ હોવા છતા વિવિધ (સમુદ્ર, નદી, પર્વત, વનોપવન આદિ) રૂપે દેખાય છે, તેમ જ આખાયે વિશ્વમાં આત્મા–વિધ વિધ રૂપે દેખાય છે (આ અદ્વૈતવાદી મત થયો)

मूलम्- एवमेगेत्ति जंपंति, मंदा आरंभणिस्सिया ।
एगे किच्चा सयं पावं, तिव्वं दुक्खं नियच्छइ ॥१०॥

અર્થ : આ પ્રમાણે કેટલાક હિંસાકર્મમાં ખૂંચેલા મંદ બુદ્ધિવાળા કહે છે. કેટલાંક જાતે પાપ કરીને તીવ્ર દુઃખને પામે છે (આ હિંસાનાં કર્મને પુણ્ય માનનાર યજ્ઞાદિ કે તાંત્રિકાદિ પક્ષ થયો).

मूलम्- पत्तेयं कसिणे आया, जे बाला जे य पंडिया ।
संति पिच्चा न ते संति, नत्थि सत्तोववाइया ॥११॥

અર્થ : (વળી દેહ એ જ જીવ એમ તજ્જીવ–તચ્છરીરવાદીઓનો મત છે) પ્રત્યેક શરીરમાં એક પૂર્ણ જીવ પ્રકટે છે. જે અજ્ઞાની છે- કે જે પંડિત છે તેમને પ્રેત્યભાવ અર્થાત્ પરલોક નથી. આત્માને પુનર્ભવ નથી.

मूलम्- नत्थि पुण्णे व पावे वा, नत्थि लोए इओवरे ।
सरीरस्स विणासेणं, विणासो होइ देहिणो ॥१२॥

અર્થ : તજ્જીવ–તચ્છરીરવાદીના તમ પ્રમાણે પુણ્ય કે પાપ નથી. અને આ લોક-સિવાય અન્ય લોક નથી. શરીરનો વિનાશ થાય ત્યારે દેહધારીનો, જીવનો વિનાશ થઇ જાય છે.

मूलम्- कुव्वं च कारयं चेव, सव्वं कुव्वं न विज्जई ।
एवं अकारओ अप्पा, एवं ते उ पगब्भिया ॥१३॥

અર્થ : કરતો હોય તેમ જ કરાવતો હોય છતાં સર્વ કરનાર (કે કરાવનાર) તે તો નથી. આ પ્રમાણે આત્મા અકર્તા છે, એ પ્રમાણે તેઓ બડાઇ હાંકે છે (પ્રકૃતિ કરે છે અને પુરુષ ભોકતા છે એવો સાંખ્યમત અથવા અક્રિયાવાદ મત અહીં દર્શાવાયો છે)

मूलम्- जे ते उ वाइणो एवं, लोए तेसिं कओ सिया ।
तमाओ ते तमं जंति, मंदा आरंभनिस्सिया ॥१४॥

અર્થ : જે આ પ્રમાણે બોલનાર વાદીઓ છે તેઓની સંસાર-પ્રાપ્તિ જગતમાં કઇ રીતે ઘટે? (ક્રિયા નહોતી તો તેઓ હાલ જ મુકત હોવા જોઇએ. તેનુ શું?) એક અંધકારમાંથી તેઓ બીજા અંધકારમાં જાય છે. કારણ કે તેઓ બુદ્ધિની જડતાવાળા હિંસાકર્મમાં ખૂચેલા છે.

मूलम्- संति पंच महब्भूया, इहमेगेसि माहिया ।
आयछट्ठो पुणो आहु, आया लोगे ये सासए ॥१५॥

અર્થ : કેટલાકની આ બાબતમાં એવી વ્યાખ્યા છે કે પાંચ મહાભૂતો છે. અને છઠ્ઠો ચૈતન્યસ્વરૂપ આત્મા પણ છે આત્મા નિત્ય છે અને લોક પણ નિત્ય છે.

मूलम्- दुहओ ण विणस्संति, नो व उप्पज्जइ असं ।
सव्वेवि सव्वहा भावा, नियत्ति भावमागया ।।१६।।

અર્થ : તે હેતુઓ કરીને કે હેતુ વિના આ ભૂતો જાતે નાશ પામતાં નથી. અને ઊપજતાં નથી. બધાંયે ભાવો, બધા પ્રકાર નિયતપણાના ભાવને પામેલા છે. (અર્થાત્ જેમ થવાનુ હોય છે તેમ થાય છે એવી એકાંત મિથ્યા માન્યતા તેમની છે)

मूलम्- पंच खंधे वयतेगे, बाला उ खणजोइणो ।
अन्नो अणन्नो णेवाहु, हेउयं च अहेउयं ।।१७।।

અર્થ : કેટલાક બૌદ્ધદર્શની ક્ષણયોગ અર્થાત્ ક્ષણ વિનાશને માનનારા પાંચ સ્કંધો છે એમ કહે છે તેઓ પાંચ ભૂતથી ભિન્ન કે અભિન્ન સકારણ કે અકારણ આત્માને સ્વીકારતા નથી (એવો અફલવાદીનો મત છે.)

ટિપ્પણી:- અનિત્ય સ્કંધો· રૂપસ્કંધ, વેદનાસ્કંધ, સંજ્ઞાસ્કંધ, સસ્કારસ્કંધ, અને વિજ્ઞાનસ્કંધ છે તેમાં જીવ તેમનાં મતે અનિત્ય વિજ્ઞાનસ્કંધ છે.

मूलम्- पुढवी आउ तेऊ य, तहा वाऊ य एगओ ।
चत्तारि धाउणो रूवं एव माहंसु यावरे ।।१८।।

અર્થ : બીજા બૌદ્ધો એમ કહે છે કે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ એ ચાર ધાતુઓથી સંસાર બનેલો છે. આ ચાર ધાતુઓથી ભિન્ન આત્મા જેવો કોઈ પદાર્થ નથી

मूलम्- अगारमावसंता वि, अरण्णा वावि पव्वया ।
इमं दरिसणमावण्णा, सव्वदुक्खा विमुच्चई ।।१९।।

અર્થ : **પર-સમયનો ઉપસંહાર**- પૂર્વોકત સર્વે મતાવલંબી પોતપોતાના દર્શનને મુક્તિનું કારણ કહે છે. ચાહે કોઇ ઘરમાં નિવાસ કરનાર ગૃહસ્થ હોય કે વનમાં રહેનાર તાપસ હોય કે પ્રવજ્યા ધારણ કરેલ હોય જે કોઇ અમારા આ દર્શનને અંગીકાર કરે છે તે સર્વે દુઃખોથી મુકત થઇ જાય છે.

मूलम्- ते णावि संधिं णच्चाणं, न ते धम्मविओजणा ।
जे ते उ वाइणो एवं, न ते ओहंतराऽऽहिया ।।२०।।

અર્થ : તે લોકો કાર્યકારણ-ભાવરૂપ મર્મને જાણીને ઉપદેશ કરતા નથી તે ધર્મજ્ઞ પુરુષો પણ નથી જે વાદીઓ આવો વાદ કરનાર છે તે સંસાર પ્રવાહને તરી જનારા નથી એમ સર્વજ્ઞોએ કહ્યું છે.

मूलम्- ते नावि संधि णच्चाणं, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एवं, न ते ससारपारगा ।।२१।।

અર્થ ન તો તેઓ કાર્ય-કારણની ચાવી જાણનારા છે ન તો તેઓ ધર્મજ્ઞ પુરુષો છે જે કોઇ વાદોને ચલાવનાર છે. તેઓ સંસારને પાર પામનારા નથી.

मूलम्- ते नावि संधि नच्चाणं, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एवं, न ते गब्भस्स पारगा ।।२२।।

અર્થ : ન તો તેઓ કાર્ય-કારણની ચાવીને જાણીને વાદ વદે છે ન તો તેવો ધર્મજ્ઞ છે, જે કોઇ વાદોને ચલાવનારા છે તે ગર્ભવાસનો અંત કરનારા નથી

मूलम्- ते नावि संधि णच्चाणं, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एवं, न ते जम्मस्स पारगा ॥२३॥

અર્થ : ન તો તેઓ કાર્ય-કારણની ચાવી જાણનારા છે. ન તો તેઓ ધર્મજ્ઞ પુરુષો છે. જે કોઇ વાદોને ચલાવનારા છે તે જન્મનો અંત કરનારા નથી.

मूलम्- ते नावि संधि णच्चाणं, न ते धम्मविओ जणा ।
जे ते उ वाणो एवं, ण ते दुक्खस्स पारगा ॥२४॥

અર્થ : ન તો તેઓ કાર્ય-કારણની ચાવી જાણીને વાદ વદે છે, ન તો તેઓ ધર્મજ્ઞ છે જે કોઇ વાદોને ચલાવનારા છે તેઓ દુ:ખનો અંત કરનારા નથી

मूलम्- ते नावि संधि णच्चाणं, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एवं न ते मारस्स पारगा ॥२५॥

અર્થ : ન તો તેઓ કાર્ય-કારણની ચાવી જાણીને વાદ વદે છે ન તો તેઓ ધર્મજ્ઞ છે જેવો વાદોને ચલાવનારા છે તેઓ મૃત્યુનો અંત કરનારા નથી.

मूलम्- नाणा विहाइं दुक्खाइं, अणुहोंति पुणो पुणो ।
संसारचक्कवालंमि, नच्चुवाहिजराकुले ॥२६॥

અર્થ : તેઓ વારંવાર વિવિધ-પ્રકારનાં દુ:ખો અનુભવે છે અને સંસારનાં ચક્રભ્રમણમાં મૃત્યુ, ઘડપણ અને વ્યાધિથી ઘેરાયા કરે છે

मूलम्- उच्चावयाणि गच्छंता, गब्भमेस्संति णंतसो ।
नायपुत्ते महावीरे, एवमाह जिणुत्तमे ॥२७॥

અર્થ : ઊંચી અને નીચી યોનિમાં જઇને આ મિથ્યાદૃષ્ટિ જીવો અનંતવાર ગર્ભાવાસને પ્રાપ્ત કરશે. એમ સર્વજ્ઞોમાં શ્રેષ્ઠ એવા જ્ઞાતપુત્ર મહાવીર સ્વામીએ કહ્યુ છે.

समयाख्य–प्रथमाध्ययने प्रथमोद्देशकः समाप्त :



# प्रथमाध्ययने द्वितीयोद्देशकः

પૂર્વભૂમિકા :– પહેલાં ઉદ્દેશકમાં સ્વ–પરસિદ્ધાંતનુ નિરૂપણ કરવામાં આવ્યું છે. બીજા ઉદ્દેશકમાં પણ સ્વ-પરસિદ્ધાંતનું જ નિરુપણ કરશે. પ્રથમ ઉદ્દેશકમાં કહેવામાં આવ્યું કે "બંધનના સ્વરૂપને જાણો ને તે બંધન તોડો" પરંતુ નિયતવાદીઓ આ બંધનને માનતાં નથી. એ જ વાત હવે કહેવામાં આવશે

मूलम्- आघायं पुण एगेसिं, उववन्ना पुढो जिया ।
वेदयंति सुहं दुक्खं, अदुवा लुप्पंति ठाणओ ॥१॥

અર્થ : પૂર્વોકત મતોનો કેટલાંક એક ભિન્ન ભિન્ન માન્યતા ધરાવતાં (નિયતિવાદીઓ) પ્રતિપાદન કરે છે જીવો અલગ અલગ રૂપે સુખદુ:ખ ભોગવે છે. અને પોતાનાં સ્થાનમાંથી અન્યત્ર ચાલ્યા જાય છે.

मूलम्- न ते सयं कडं दुक्खं, कओ अन्नकडं च णं ।
सुहं वा जइवा दुक्खं, सेहियं वा असेहियं ॥२॥
सयं कडं न अण्णेहि, वेदयंति पुढो जिया ।
संगइयं तं तहा तेसिं इहमेगेसि आहियं ॥३॥

અર્થ : જે દુઃખ સ્વયકૃત નથી તે અન્યકૃત કેમ હોઇ શકે? જુદા જુદા જીવો સુખદુઃખ ભોગવે છે સિદ્ધિ વડે કે સિદ્ધિ વિના ઉત્પન્ન થવાવાળું સુખદુઃખ સ્વકૃત કે પરકૃત નથી

જીવો ભિન્ન ભિન્ન રૂપે સુખદુઃખનો અનુભવ કરે છે તે પોતાનાં દ્વારા કે અન્ય દ્વારા ઉત્પન્ન થવાવાળુ હોતું નથી તેમનુ તે સુખદુઃખ નિયત થયેલું જ છે

ટિપ્પણી :– જીવો ભિન્ન ભિન્ન જે સુખદુઃખ ભોગવે છે તે નિયતિકૃત જ હોય છે સ્વકૃત કે પરકૃત હોતુ નથી (આ નિયતિવાદી મત છે)

मूलम्- एवमेयाणि जंपंता, बाला पंडियमाणिणो ।
नियंयानियंयं संतं अयाणंता अबुध्धिया ॥४॥

અર્થ : ઉપરોકત આ પ્રકારે કથન કરનાર નિયતવાદીઓ અજ્ઞાની છે ને પોતાને પડિત માનનારા એવા એ નિયતવાદીઓ સુખઃદુખને અંશે નિયત અને અંશે અનિયત છે એમ જાણનારા નથી તેથી બુદ્ધિ વિનાનાં જ છે અને તેઓ સમ્યક્ બોધને જાણતા નથી.

ટિપ્પણી :- કોઇપણ કર્મની નિષ્પત્તિમાં પાંચ સમવાય કારણો છે કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરૂષાકાર છે તેથી એકાંત નિયતિને માનનારા મિથ્યાત્વી છે.

मूलम्- एवमेगे उ पासत्था, ते भुज्जो विप्पगब्भिया ।
एवं उवट्ठिया संता, ण ते दुक्खविमोक्खगा ॥५॥

અર્થ : આ પ્રકારે કોઇક એક નિયતવાદી પાર્શ્વસ્થ એટલે કર્મબંધથી બંધાયેલ છે તે વારંવાર ધૃષ્ટતા કરે છે તેની ધૃષ્ટતા એ છે કે નિયતવાદને માનતાં હોવા છતાં દાન-પુણ્ય આદિ ક્રિયામાં તો માનતા હોય છે. (પ્રવૃત રહે છે) તેથી તેઓ દુઃખમાંથી મુક્ત થઇ શકતાં નથી. કારણકે અજ્ઞાની છે (નિયતિવાદ પૂર્ણ થયો.)

मूलम्- जविणो मिगा जहा संता, परिताणेण वज्जिया ।
असंकियाइं संकंति, संकियाइं असंकिणो ॥६॥
परियाणिआणि संकंता, पासियाणि असकिणो ।
अन्नाणभयसंविग्गा, संपलिंति तहिं तहिं ॥७॥

**અજ્ઞાનવાદી મતનું ખંડન :-**

અર્થ : જેવી રીતે ત્રાણુ રહિત મૃગ (હરણ) જે વેગવાળું છે તે શકા ન કરવા જેવા સ્થળોમાં શંકારહિત રહે છે. રક્ષા થવાનાં સ્થાનોમાં શંકાશીલ રહે છે ને પાશલાના સ્થાનોમાં શંકા રાખે છે. અજ્ઞાનને ભય વડે ઉદ્વેગવાળા તે મૃગો બંધનનાં સ્થાનમાં જ ફસાઇ જાય છે.

मूलम्- अह तं पवेज्ज वज्झं, अहे वज्झस्स वा वए ।
मुच्चेज्ज पयपासाओ, तं तु मंदे न देहए ॥८॥

અથ : તે મૃગલો જાળમાં ફસાયા પહેલા એ બંધનને ઓળગે અથવા બંધનની નીચેથી નીકળી જાય તો પગના બંધનથી છૂટી શકે છે પરતુ મંદબુદ્ધિવાળો એવો મૃગ, તેને એ સમજણ હોતી નથી તેમ અજ્ઞાનવાદી રક્ષાસ્થાનરૂપ અનેકાંતવાદનો ત્યાગકરી બંધનના સ્થાનરૂપ એકાંતવાદનું શરણુ લે છે અને તેથી તે દુઃખી થાય છે તે હવે બતાવે છે.

मूलम्- अहिअप्पाहियपण्णाणे, विसमंतेणुवागए ।
स बद्धे पयपासेणं, तत्थ घायं नियच्छइ ॥९॥

અર્થ : પોતાનાં હિતને નહિ જાણનાર, પોતાનું અહિત કરનારી બુદ્ધિવાળા, સમ્યક જ્ઞાન રહિત જેમ મૃગલો વિષયપાશમાં આવી પડે છે ને તેમાંથી નીકળી શકતું નથી ને મૃત્યુને-વિનાશને પ્રાપ્ત થાય છે.

मूलम्- एवं तु समणा एगे, मिच्छदिट्ठी अणारिया ।
असंकियाइं संकति, संकियाइं असंकिणो ॥१०॥

અર્થ : એ પ્રમાણે કોઇ એક મિથ્યાદષ્ટિવાળા અનાર્યશ્રમણો શંકા વિનાનાં સ્થાનમાં શંકા કરે છે ને શંકા કરવા જેવા સ્થાનોમાં શંકા કરતાં નથી.

ટિપ્પણી :- સમ્યક્ જ્ઞાનનો અભાવ હોવાથી મિથ્યાદષ્ટિ કહ્યા છે. શાસ્ત્રોમાં નિષેધ કરવામાં આવ્યો છે તેવા કાર્ય કરનારને અનાર્ય કહેવામાં આવે છે.

मूलम्- धम्मपण्णवणा जा सा, तं तु संकंति मूढगा ।
आरंभाइं न संकंति, अवियत्ता अकोविया ।।११।।

અર્થ : જે આ ધર્મની પ્રરૂપણા છે (ક્ષમાદિ યતિધર્મ) તેઓમાં શંકા કરે છે તેવા મૂર્ખ–વિવેક વિનાનાં છે. તેઓને સત્શાસ્ત્રની પ્રાપ્તિ થતી નથી. તે લોકો છકાયનાં મર્દનરૂપ આરંભમાં શંકા કરતાં જ નથી.

मूलम्- सव्वप्पगं विउक्कसं, सव्वं णूम विहूणिया ।
अप्पत्तियं अकम्मंसे, एयमट्ठं मिगे चुए ।।१२।।

અર્થ : સર્વનાં અંતઃકરણમાં રહેલો લોભ ને ઉત્કર્ષરૂપે માન, માયા તેમજ ક્રોધનો ત્યાગ કરીને જીવ કર્મરહિત થાય છે આ અર્થનો મૃગલા જેવા અજ્ઞાની જીવો ત્યાગ કરે છે.

ટિપ્પણી :- કર્મોનો ક્ષય થવાથી જીવ અકર્મક થઇ જાય છે તે સમ્યક જ્ઞાનથી થાય છે મિથ્યાજ્ઞાનથી થતો નથી

मूलम्- जे एवं नाभिजाणंति, मिच्छदिट्ठी अणारिया ।
मिगा वा पासबद्धा ते घायमेसंति णंतसो ।।१३।।

અર્થ : જે મિથ્યાદૃષ્ટિ અનાર્ય પુરુષો છે તે આ અર્થને જાણતા જ નથી તે લોકો મૃગની જેમ ફાંસલામા બંધાયેલાં છે ને અનંતવાર વિનાશને પ્રાપ્ત કરશે (નરક-નિગોદના દુઃખો અનંતવાર ભોગવવા પડે છે)

मूलम्- माहणा समणा एगे, सव्वे नाणं सयं वए ।
सव्वलोगे वि जे पाणा, न ते जाणंति किंचणं ।।१४।।

અર્થ કોઇ એક બ્રાહ્મણો અને શ્રમણો (બૌદ્ધ સાધુઓ) એ બધા પોતપોતાનું જ્ઞાન બતાવે છે. પરંતુ આખા લોકમાં જે જીવો છે તેઓ તેમાં કશું ય જાણતા નથી.

मूलम्- मिलक्खू अमिलक्खुस्स, जहा वुत्ताणुभासए ।
ण हेउं से विजाणाइ, भासियं तऽणुभासए ।।१५।।

અર્થ : જેમ કોઇ આર્ય ભાષાનો અજાણ મ્લેચ્છ પુરૂષ આર્ય પુરૂષના કથનનો અનુવાદ કરે છે પરંતુ તે તે ભાષાનો હેતુ સમજતો નથી માત્ર ભાષણનો જ અનુવાદ કરે છે.

मूलम्- एवमन्नाणिया नाणं, वयंता वि सयं सयं ।
निच्छयत्थं न जाणंति, मिलक्खुव्व अबोहिया ।।१६।।

અર્થ : એજ પ્રમાણે અજ્ઞાની (શ્રમણ બ્રાહ્મણો) પોતપોતાનાં જ્ઞાનનાં વખાણ કરવા છતાં પણ નિશ્ચિત અર્થને જાણતાં નથી પહેલાં કથન કહેલા મ્લેચ્છોની જેમ બોધવિનાનાં જ છે.

मूलम्- अन्नाणियाणं वीमंसा, अण्णाणे ण विनियच्छइ ।
अप्पणो य परं नालं, कओ अन्नाणुसासिउं ।।१७।।

અર્થ "અજ્ઞાન જ શ્રેષ્ઠ છે" તે નિર્ણયાત્મક વિચાર અજ્ઞાન પક્ષમાં સંગત થઇ શકતો નથી. અજ્ઞાનવાદી પોતાને પણ શિક્ષા દેવામાં સમર્થ નથી. તો પછી બીજાને શિક્ષા કેવી રીતે આપી શકે?

मूलम्- वणे मूढे जहा जंतू, मूढे णेयाणुगामिए ।
दो वि एए अकोविया, तिव्वं सोयं नियच्छइ ।।१८।।

અર્થ : દૃષ્ટાંતદ્વારા અજ્ઞાનવાદનું નિરાકરણ કરતા શાસ્ત્રકાર કહે છે:– જેમ વનમાં મૂઢ (અજ્ઞાની) પ્રાણી, દિશામૂઢ મનુષ્યની પાછળ પાછળ ચાલે તો બન્ને માર્ગના અજાણ હોવાથી તીવ્ર દુ:ખને પ્રાપ્ત થાય છે

मूलम्- अंधो अंध पहंणितो, दूरमद्धाणुगच्छइ ।
आवज्जे उप्पहं जंतू, अदुवा पंथाणुगामिए ।।१९।।

અર્થ : આંધળો માણસ બીજા આંધળા માણસને માર્ગ બતાવવા લઇ જાય તો દૂરના માર્ગમાં જ લઇ જાય છે. અથવા ઉલટે માર્ગે ચાલ્યો જાય છે અથવા તો ઉન્માર્ગ પકડી લે છે પરંતુ સાચા માર્ગે ચાલી શકતો નથી.

मूलम्- एवमेगे णियागट्ठी धम्ममाराहगा वयं ।
अदुवा अहम्ममावज्जे, ण ते सव्वज्जुयं वए ।।२०।।

અર્થ : એ જ પ્રમાણે કોઇ એક મોક્ષના અભિલાષી બનીને એવું કહે છે કે અમે ધર્મના આરાધક છીએ પરંતુ ખરી રીતે તેઓ અધર્મના જ આરાધક હોય છે. તેઓ સરળ સયમ માર્ગને (મોક્ષમાર્ગને) અંગીકાર કરી શકતાં નથી. સયમની આરાધના વિના મોક્ષ કયાંથી હોય ?

मूलम्- एव मेगे वियक्काहि, नो अन्नं पुज्जुवासिया ।
अप्पणो य वियक्काहि, अयमंजु हि दुम्मई ।।२१।।

અર્થ : એ જ પ્રમાણે કોઇ એક વિપરીત બુદ્ધિવાળા લોકો ખોટા તર્ક કાઢીને બીજા જ્ઞાનવાદીઓની ઉપાસના કરતા જ નથી પોતે પોતાના અવળા વિચારોથી એમ માને છે કે અમારો આ અજ્ઞાનવાદ જ શ્રેષ્ઠ છે.

मूलम्- एवं तक्काइं साहिता, धम्माधम्मे अकोविया ।
दुक्खं ते नाइतुट्टंति, सउणी पंजरं जहा ।।२२।।

અર્થ : એ જ પ્રકારે તર્કોથી પોતાના મતનું સમર્થન કરતાં એ અજ્ઞાનવાદીઓ ધર્મને કે અધર્મને જાણતા નથી જેમ શકુની પક્ષી પાંજરાને તોડી શકતું નથી. એ જ પ્રકારે અજ્ઞાનવાદીઓ દુ:ખનો અંત કરી શકતા નથી

मूलम्- सयं सयं पसंसंता, गरहंता परं वयं ।
जे उ तत्थ विउस्संति, संसारं ते विउस्सिया ।।२३।।

અર્થ : પોતે પોતાના મતની પ્રસંશા કરતાં થકા અને બીજાના વચનોની નિંદા કરતા જેઓ આ વિષયમાં પંડિતાઇ બતાવે છે તેઓ સંસારમાં ઘણા જ મજબૂત બંધાયેલાં છે. (સંસારમાં જ ભ્રમણ કરે છે.)

मूलम्- अहावरं पुरक्खायं, किरियावाइदरिसणं ।
कम्मचिंता पणट्ठाणं, संसारस्स पवड्ढणं ॥२४॥

અર્થ : ત્યાર પછી બીજા પૂર્વોક્ત ક્રિયાવાદીઓનું દર્શન છે તે સંસારને વધારનાર છે. કારણકે કર્મની ચિંતા વિનાનું ક્રિયાવાદીનું દર્શન તે સસાર વધારનાર છે.

ટિપ્પણી :- ક્રિયા જ પ્રધાનરૂપે મોક્ષનું કારણ છે. એ પ્રકારની માન્યતા ધરાવનાર ક્રિયાવાદીઓ એકાંત મિથ્યાત્વ જ છે. સંસારની વૃદ્ધિ કરનાર છે.

मूलम्- जाणं काएणऽणाकुट्टी, अबुहो जं च हिंसइ ।
पुट्ठो संवेदइ परं, अवियत्तं खु सावज्जं ॥२५॥

અર્થ : ક્રિયાવાદીઓનો મત :– જે વ્યક્તિ મનથી જાણીને જીવહિંસા કરે છે. પણ કાયાથી હિંસા કરતો નથી. અને જે અજાણે કાયાથી હિંસા કરે છે પરતુ મનથી હિસા કરતો નથી તેઓ પાપકર્મથી માત્ર સ્પૃષ્ટ જ થાય છે. તે વ્યક્તિ પાપકર્મના ફળને સ્પર્શ માત્ર જ ભોગવે છે. કારણ કે વ્યક્તરૂપ તેને સાવદ્ય કર્મનો બંધ થતો નથી.

मूलम्- संतिमे तउ आयाणा, जेंहि कीरइ पावगं ।
अभिकम्मा य पेसा य, मणसा अणुजाणिया ॥२६॥

અર્થ : ક્રિયાવાદીઓના મત અનુસાર આ ત્રણે આદાનો કર્મબંધનાં કારણ છે. જેનાથી પાપકર્મ કરાય છે કોઇ પ્રાણીને મારવા માટે આક્રમણ કરવું, નોકર વિગેરેને મારવા માટે મોકલવા ને મનથી આજ્ઞા આપવી તે (અનુમોદના કરવી તે).

मूलम्- एते उ तउ आयाणा, जेंहि किरइ पावगं ।
एवं भावविसोहीए, निव्वाणमभिगच्छइ ॥२७॥

અર્થ : આ ત્રણેય કર્મબંધના કારણો છે; જેનાથી પાપકર્મ કરવામાં આવે છે પરંતુ ભાવવિશુદ્ધિથી (રાગદ્વેષરહિત કરવામાં આવતાં) મોક્ષ પ્રાપ્ત કરે છે.

ટિપ્પણી :- ભાવવિશુદ્ધિની અપેક્ષાએ જેનુ અતઃકરણ શુદ્ધ હોય છે તેને પાપાચરણ કરવા છતાંય પણ કર્મબંધ થતો નથી આના માટે કહે છે.

मूलम्- पुत्तं पिया समारब्भ आहारेज्ज असंजए ।
भुंजमाणो य मेहावी, कम्मणा नोवलिप्पइ ॥२८॥

અર્થ : કોઇ અસંયમી પિતા વિપત્તિવેળાએ પોતાના પુત્રની ઘાત કરે ને તેનું માંસ ખાઈ જાય તો તે પિતા પાપકર્મથી લિપ્ત થતો નથી. એ જ પ્રકારે મેધાવી સાધુપણ રાગદ્વેષથી રહિત, સ્થિતપ્રજ્ઞપણે માંસ ખાવા છતાં પણ કર્મથી લેપાતા નથી.

मूलम्- मणसा जे पउस्संति, चित्तं तेंसि न विज्जइ ।
अणवज्जमतहं तेंसि ण ते संवुडचारिणो ॥२९॥

અર્થ : જે માણસ મનથી દ્વેષ કરે છે તેનુ મન નિર્મળ હોઇ શકતુ નથી. મનથી દ્વેષ કરનારનું કથન અનવદ્ય હોઇ શકે જ નહિ તેઓ સંવરયુક્ત હોઇ શકતા નથી.

ટિપ્પણી :- જે કોઇ વ્યક્તિ મનદ્વારા રાગદ્વેષ કરે છે. તેનું મન વિશુદ્ધ નથી. એવા પુરુષોને પાપકર્મ બંધના કારણભૂત જ હોય છે.

मूलम्- इच्चेयाहि य दिट्ठीहि, सायागारवणिस्सिया ।
सरणंति मन्नमाणा, सेवंति पावगं जणा ।।३०।।

અર્થ : પૂર્વોક્ત અન્યદર્શનીઓ પોતાના આ દર્શનને સ્વીકાર કરી સુખભોગ અને માન મોટાઈમાં આસક્ત થઈ રહ્યા છે તથા પોતાના આ દર્શનને રક્ષણકર્તા માની પાપકર્મનું સેવન કરે છે.

मूलम्- जहा अस्साविणिं नावं, जाइअंधो दुरूहिया ।
इच्छई पारमागंतु, अंतरा य विसीयइ ।।३१।।

અર્થ : જેમ કોઈ જન્માંધ વ્યક્તિ છિદ્રવાળી નાવમાં બેસી સાગરને પાર કરવા ઇચ્છે છે. પરંતુ વચ્ચે જ તેની નાવ ડૂબી જાય છે તેથી ખેદ પામે છે.

मूलम्- एवं तु समणा एगे, मिच्छदिट्ठी अणारिया ।
संसार पारकंरवी ते, संसार अणुपरियट्टंति ।।३२।। त्ति बेति ।।

અર્થ : એ પ્રમાણે શાક્યાદિ કેટલાક મિથ્યાદષ્ટિ અને અનાર્ય શ્રમણો સંસારને પાર કરવા ઇચ્છા કરે છે પરંતુ તેઓ સંસારમાંજ પરિભ્રમણ કર્યા કરે છે. એમ હું કહું છું.

ટિપ્પણી : મિથ્યાદષ્ટિઓનાં શાસ્ત્રોમાં હિંસાપ્રધાન કર્મનો ઉપદેશ છે. તેમાં અનુરાગ રાખનારને મોક્ષ કેવી રીતે થઇ શકે? તેઓ કદીપણ સંસારનાં બંધનમાંથી છૂટી શકતાં નથી

इति प्रथमाध्ययने द्वितीय उद्देशकः समाप्त



# प्रथमाध्ययने तृतीयोदेशकः

**પૂર્વભૂમિકા :–** પ્રથમ તથા બીજા ઉદ્દેશમા સ્વસિદ્ધાંતનુ નિરૂપણુ તથા પરસિદ્ધાંત વગેરેનું નિરૂપણ બતાવવામાં આવ્યુ છે આ ઉદ્દેશકમાં પણ મિથ્યા દૃષ્ટિનાં આચાર સબંધી દોષો બતાવવામાં આવે છે.

मूलम्- जं किंचिउ पूइकडं, सड्ठी आगंतु मीहियं ।
सहस्सं तरियं भुंजे, दुपक्खं चेव सेवइ ।।१।।

અર્થ : જે થોડુ ઘણુ પણ આધાકર્મ આદિ દોષયુક્ત હોય, શ્રદ્ધાવાન પુરુષે અન્ય આવનારા મુનિ માટે બનાવ્યુ હોય એવા આહારનું હજાર ઘરનું અંતર થયું હોય–(એક ઘરથી બીજા ઘરે બીજાથી ત્રીજા એમ હજારમાં ઘરે ચાલ્યું ગયું હોય) છતાં કોઇ મુનિ તેનો ઉપભોગ કરે તો તે ગૃહસ્થ અને સાધુ એમ બને પક્ષનુ સેવન કરે છે.

ટિપ્પણી : શ્રદ્ધાળુ શ્રાવકે કોઇ સાધુઓને નિમિત્તે આહાર બનાવ્યો હોય તો એવો એક કણુ પણ આહારમા ભળેલો હોય, તે હજાર ઘરમાં ફરી વળ્યો હોય તેવો આહારપણ સાધુ ગ્રહણુ કરે તો બે પક્ષોનો દોષ લાગે છે એટલે ગૃહસ્થપક્ષનો આચાર લેવાનો દોષ લાગે છે. તો જાતે સાધુ બનાવીને ખાય તો તેની વાત જ શી કરવી ?

मूलम्- तमेव अवियाणंता, विसमंसि अकोविया ।
मच्छा वेसालिया चेव, उदगस्सऽभियागमे ।।२।।
उदगस्स पभावेण सुक्कं णिध्धं तमिंतिउ ।
ढंकेहि य कंकेहिय, अमिसत्थेहिं ते दुही ।।३।।

અર્થ : તે આધાકર્મી આહારના દોષોને નહિ જાણતાં તે આઠ પ્રકારનાં કર્મબંધમાં અનિપુણ પુરુષ બહુ દુઃખી થાય છે જેમ વૈશાલી જાતિનુ મત્સ્ય પાણીનાં પૂરમાં આવતાં ખેચાઇને સૂકા કે સ્નિગ્ધ કિનારે આવી જાય છે ત્યાં માંસાહારી પક્ષીઓ ઢક કે કક વડે દુઃખી થાય છે એમ આધાકર્મ આહારના સેવન કરનારા દુઃખી થાય છે.

मूलम्- एवं तु समणा एगे, वट्टमाण सुहेसिणो ।
मच्छावेसालिया चेव, धायमेस्संती णंतमो ।।४।।

અર્થ : એવી રીતે વર્તમાન સુખની ઇચ્છા કરનારા કોઇ એક શ્રમણ વૈશાલિક જાતના મચ્છની જેમ અનતવાર વિનાશને પ્રાપ્ત કરશે

मूलम्- इण मन्नं तु अन्नाणं, इह मेगेसिमाहियं ।
देवउत्ते अयं लोए बंभ उत्ते ति यावरे ।।५।।

અર્થ : આ લોકની ઉત્પત્તિ વિશે કોઇ કોઇનાં મતમાં આ પ્રમાણે કહેવામાં આવ્યુ છે. તે એનું બીજુ જ અજ્ઞાન છે. આ લોકની ઉત્પત્તિ કોઈ દેવ દ્વારા કરવામાં આવી છે કોઇ કોઇ એમ પણ માને છે કે બ્રહ્મા દ્વારા સૃષ્ટિનુ સર્જન થયું છે.

मूलम्- ईसरेण कडे लोए, पहाणाइ तहावरे ।
जीवाजीवसमाउत्ते, सुहदुक्खसमन्निए ।।६।।

અર્થ : જીવ અને અજીવથી યુક્ત તથા સુખદુઃખથી યુક્ત આ લોકને (વિશ્વને) ઇશ્વરે પેદા કર્યો છે એમ કેટલાક લોકો માને છે ત્યારે સાંખ્યમતવાલા કરે છે કે આ લોક પ્રધાનકૃત છે અર્થાત્ સત્વગુણ, રજોગુણ તથા તમોગુણની સામ્ય અવસ્થારૂપ પ્રકૃતિથી બનેલ છે.

मूलम्- सयंभुणा कडे लोए, इति वुत्तं महेसिणा ।
मारेण संथुया माया, तेण लोए असासए ।।७।।

અર્થ : વિષ્ણુએ આ સસારની રચના કરેલ છે, યમરાજ દ્વારા માયાશકિતની રચના કરવામાં આવેલ છે. તે કારણથી સસાર અનિત્ય છે. એમ મહર્ષિએ કહેલુ છે.

ટિપ્પણી:- કેટલાક અન્યતીર્થીઓની માન્યતા છે કે આ વિશ્વની રચના વિષ્ણુએ કરી છે લોકની વ્યવસ્થા માટે વિષ્ણુએ યમરાજાને ઉત્પન્ન કર્યો છે તે યમરાજાના કારણે સચેતનું મૃત્યુ થાય છે અને અચેતનનું નાશ થાય છે જેની ઉત્પત્તિને નાશ થાય તે વસ્તુ અશાશ્વત મનાય છે.

मूलम्- माहणा समणा एगे, आह अंड कडे जगे ।
असो तत्तमकासीय, अयाणंता मुसं वये ।।८।।

અર્થ : કોઇ એક બ્રાહ્મણ તથા શ્રમણ કહે છે કે આ જગત્ ઇંડામાંથી ઉત્પન્ન થયેલ છે. પહેલાં જગત શૂન્ય હતું. બ્રહ્માએ સર્વ પદાર્થોને ઉત્પન્ન કર્યા છે વસ્તુ સ્વરૂપને નહિ જાણનારા તે બ્રાહ્મણ વિગેરે ખોટું બોલે છે.

मूलम- सएहि परियाएहि, लोअे बूया कडे त्ति य ।
तत्तं ते ण विजाणंति, ण विणासी कयाइ वि ।।९।।

અર્થ · પૂર્વોકત અન્યતીર્થી લોકો કલ્પનાથી પોતાના લોકને કર્યાનું બતાવે છે. તેઓ વસ્તુતત્ત્વને જાણતા જ નથી. આ લોક કયારે પણ વિનાશશીલ થવાનુ નથી.

ટિપ્પણી : કોઇક આ લોકને દેવ દ્વારા રચના થઇ છે એમ માને છે. આ પ્રકારની માન્યતા-વાળા વસ્તુતત્વથી અનભિજ્ઞ છે વાસ્તવિક તત્ત્વનુ જ્ઞાન નથી પર્યાયરૂપે ક્ષણે ક્ષણે પરિવર્તન પામવા છતાં દ્રવ્યરૂપે તો કદિ નાશ થતો નથી એટલે આ લોકનું અસ્તિત્વ કાયમ ટકી રહે છે

मूलम्- अमणुन्नसमुप्पायं, दुक्खमेव विजाणिया ।
समुप्पायमजाणंता, कहं नायंति संवरं ।।१०।।

અર્થ : અશુભ અનુષ્ઠાનોથી દુ:ખની ઉત્પત્તિ થાય છે એ જાણવુ જોઇએ.. દુઃખની ઉત્પત્તિને નહિ જાણનારા લોકો દુઃખનો નાશ કરવાના ઉપાયોને (સંવરને) કયાંથી જાણી શકે ?

मूलम्- सुध्धे अपावए आया, इह मेगेसिमाहियं ।
पुणो किड्डापदोसेणं, सो तत्थ अवरज्झई ।।११।।

અર્થ : ગૈરાશિકવાદ– ગોશલક મત કહે છે કે આ આત્મા શુદ્ધ અને પાપરહિત છે. તો પણ રાગદ્વેષના કારણે તેમાં જ બધાઇ જાય છે.

मूलम्- इह संवुडे मुणीजाए, पच्छाहोइ अपावए ।
वियंडबु जहा भुज्जो. नीरयं सरयं तहा ।।१२।।

અર્થ : આ મનુષ્યભવમાં જે જીવ સંયમ વિગેરેમાં પ્રવૃત્તિ કરનારા મુનિ બને છે પછી પાપરહિત (કર્મરહિત) થાય છે જેવી રીતે નિર્મળ પાણી ફરીથી ગંદુ થઇ જાય છે. તેવી રીતે આત્મા ફરી મલિન બને છે.

ટિપ્પણી : નિર્મળ જળ વાવાઝોડાના કારણે મલીન બની જાય છે. તેમ નિર્મળ આત્મા પણ રાગદ્વેષના કારણે મલિન થાય છે. આ માન્યતા અન્યદર્શનીની છે વીતરાગના માર્ગમાં કર્મરહિત થઈ જતાં ફરી સસારમાં આવતાં નથી સંસાર પરિભ્રમણ ટળી જાય છે.

मूलम्- एयाणुवीइ मेहावी, वंभचरे ण ते वसे ।
पुढो पावाउया सव्वे, अक्खायारो सयं सयं ।।१३।।

અર્થ : બુદ્ધિવાન મનુષ્યો પૂર્વોકત વિષયોમાં વિચાર કરીને આ પ્રકારે નિશ્ચય કરે કે તેઓ અન્ય-તીર્થીઓ બ્રહ્મચર્યમાં સ્થિત નથી. તેઓ સૌ અલગ અલગ પોતાના સિદ્ધાતનો શુભ કહેનારા છે (પરંતુ આચારોનુ પાલન કરતા નથી.) તેથી તત્ત્વજ્ઞ પુરૂષોએ તેના કથનપર આસ્થા રાખવી ન જોઇએ

मूलम्- सए सए उवट्ठाण्, सिध्धि मेव न अन्नहा ।
अहो इहेव वसवत्ती सव्वकामसमप्पिए ।।१४।।

અર્થ : (કૃતવાદીશૈવ) પોતપોતાનાં અનુષ્ઠાનમાં જ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. પરંતુ અન્ય પ્રકારમાં સિદ્ધિ પ્રાપ્ત થતી નથી મોક્ષપ્રાપ્તિની પૂર્વે આ જન્મમાં જ જીતેન્દ્રિય થવું જોઇએ. તેની સર્વકામના સિદ્ધ થાય છે.

मूलम्- सिध्धा य ते अरोगा य, इहमेगेसिमाहियं ।
सिध्धि मेव पुरोकाउं, सासए गढिया नरा ।।१५।।

અર્થ : કોઇ એક મતવાળાનું કથન છે કે અમારા દર્શનથી જ જેઓ સિદ્ધિને પ્રાપ્ત કરે છે તેઓ નિરોગી હોય છે આ પ્રકારે કહેવાવાળા મનુષ્યો સિદ્ધને સામે રાખી પોતાના દર્શનમાં આસકત બને છે.

मूलम्- असंवुडा अणादीयं, भर्मिहिंति पुणो पुणो ।
कप्पकालमुवज्जंति, आसुरकिव्विसिया ।।१६।। त्ति बेमि ।।

અર્થ : ઇંદ્રિયવશ બનેલા લોકો આ અનંત સસારમાં વારવાર પરિભ્રમણ કરશે અથવા ઘણા સમય સુધી અસુર સ્થાનમાં કિલ્વીષિક દેવપણે ઉત્પન્ન થશે એમ હું કહુ છું.

इति प्रथमाध्ययने तृतीय उद्देशक:



# प्रथमाध्ययने चतुर्थ उद्देशक

**पूर्वभूमिका :–** પૂર્વના ઉદ્દેશકમાં સ્વસમય અને પરસમય અંગે જ પ્રતિપાદન કરવામાં આવ્યું તે જ વિષય અહિં પણ આ ચોથા ઉદ્દેશકમાં ચાલશે જ.

मूलम्- एए जिया मो न सरणं, वाला पंडियमाणिणो ।
हिच्चाणं पुव्वसंजोगं, सिया किच्चोवएसगा ॥१॥

अर्थ : હે શિષ્યો ! આ અન્યતીર્થિકો તત્ત્વજ્ઞાનથી રહિત છે છતાં પોતાને પંડિત માને છે તેઓ કામક્રોધાદિથી જીતાયેલા છે તેઓ શરણ યોગ્ય નથી કારણ કે પોતાના સ્વજન સંબંધીજનોનાં સંગનો ત્યાગ કરીને ગૃહસ્થોનાં કાર્યનો ઉપદેશ આપે છે.

मूलम्- तं च भिक्खू परिन्नाय, वियं तेसु न मुच्छए ।
अणुक्कसे अप्पलीणे, मज्झेण मुणि जावए ॥२॥

अर्थ : મેધાવી સાધુ તે અન્યતીર્થિકોને 'જ્ઞ' પરિજ્ઞાથી જાણીને તે પરતીર્થિકવાદમા આસકત ન થાય. વસ્તુના સ્વરૂપને જાણનાર મુનિ કોઇ પ્રકારનું અભિમાન નહિ કરતાં પાર્શ્વસ્થ (શિથિલાચારી) સાથે સબંધ ન રાખતાં મધ્યસ્થ ભાવથી સંયમ માત્રનું વહન કરે.

मूलम्- सपरिग्गहा य सारंभा, इहमेगेसिमाहिय ।
अपरिग्गहा अणारंभा, भिक्खू ताणं परिव्वए ॥३॥

अर्थ : પરિગ્રહવાળા અને આરંભ કરનારા જીવો મોક્ષ પ્રાપ્ત કરે છે. આ મોક્ષના વિષયમાં કોઇ કોઇ દર્શનવાદીઓનું કથન છે પણ જીનેશ્વર ભગવાનની આજ્ઞામાં વિચરનારા ભિક્ષુ તો પરિગ્રહથી રહિત આરંભ વર્જિત પુરુષનાં શરણમાં જાય.

मूलम्- कडेसु धासमेसेज्जा, विऊ दत्तेसण चरे ।
अगिद्धा विप्पमुक्कोय, ओमाणं परिवजए ॥४॥

अर्थ : વિદ્વાન મુનિએ ગૃહસ્થોએ બનાવેલા આહારમાંથી ગવેષણા કરે. ગૃહસ્થોએ દીધેલ આહાર લેવાને ઇચ્છે. તે આહારમાં આસક્તિરહિત અને રાગદ્વેષ ન કરે તેમજ બીજાનુ અપમાન પણ ન કરે.

मूलम्- लोगवायं णिसामिज्जा, इहमेगेसिमाहियं ।
विवरीयपन्न संभूयं, अन्नउत्तं तयाणुयं ॥५॥

अर्थ : લોકવાદ એટલે પૌરાણિક સિદ્ધાંતને સાંભળવો જોઇએ એ પ્રમાણે કોઇનું કથન છે. વસ્તુત પૌરાણિકના સિદ્ધાંત વિપરીત બુદ્ધિથી રચાયેલા હોવાથી અન્ય અવિવેકીઓના કહેલ વાતનું અનુસરણ છે

मूलम्- अणंते निइए लोए, सासए ण विणस्सइ ।
अंतवं णिइए लोए, इति धीरोऽतिपासइ ।।६।।

અર્થ : આ લોક અનંત છે આ ભવમાં જે જેવો છે તેવો જ પરભવમાં ઉત્પન્ન થાય છે. પુરૂષ મરીને ફરી પુરૂષ જ થાય છે. સ્ત્રી મરીને સ્ત્રી જ થાય છે. આ લોક શાશ્વત છે. તેનો કદી નાશ થતો નથી અથવા આ લોક અંતવાન છે–સાતદ્વીપ સમુદ્ર પર્યંત છે એમ વ્યાસ આદિ ધીર પુરૂષોએ કહ્યુ છે.

मूलम्- अपरिमाणं वियाणाइ, इह मेगेसिमाहिय ।
सव्वत्थ सपरिमाणं, इति धीरोऽतिपासइ ।।७।।

અર્થ . અપરિમિત પદાર્થને જાણે છે એમ કોઇક એકનુ કથન છે. પરંતુ સર્વજ્ઞ કોઇ નથી. અન્ય પૌરાણિકની માન્યતા છે કે સર્વ દેશ કાળના વિષયમાં સર્વ પદાર્થો પરિમિત છે. એમ ધીર પુરુષો જૂએ છે.

ટિપ્પણી :- કોઇ પૌરાણિકની માન્યતા છે, પદાર્થોની નિયત સખ્યા જ નથી તે પદાર્થો અપરિમિત છે તેને ઇશ્વર જાણે છે ત્યારે અન્ય પૌરાણિકનું કથન છે કે ઈશ્વર પરિમિત પદાર્થોનો જ્ઞાતા છે. પરતુ સમસ્ત પદાર્થોનો જ્ઞાતા નથી કારણ કે પ્રયોજન ન હોય તેવા પદાર્થો જાણવાથી શો લાભ?

मूलम्- जे केइ तसा पाणा, चिट्ठंति अदु थावरा ।
परियाए अत्थि से अंजू, जेण ते तसथावरा ।।८।।

અર્થ . જે કોઇ ત્રસ કે સ્થાવર પ્રાણીઓ સ્થિત છે. તેઓ અવશ્ય-પર્યાયને ધારણ કરનાર છે. ત્રસનો સ્થાવર થાય અને સ્થાવર ત્રસ પણ થાય છે. (જે જીવ જે યોનિમાં હોય તે જ યોનિમાં સદા ઉત્પન્ન થાય એમ જો કહો તો દાન, અધ્યયન, ધ્યાન, તપ, નિયમ, યમ આદિ સર્વે નિષ્ફળ થશે.

मूलम्- उरालं जगओ जोगं, विवज्जासं पलिति य ।
सव्वे अक्कंतदुक्खाय, अओ सव्वे अहिंसिया ।।९।।

અર્થ : ઔદારિક શરીરવાળા પ્રાણી ગર્ભ, કલલ તેમજ અર્બુદરૂપ અવસ્થાઓથી ભિન્ન બાળક, કુમાર, તરૂણ આદિ અવસ્થાને પ્રાપ્ત કરે છે માટે લોકવાદીઓનુ કથન સત્ય નથી. સર્વ જીવોને દુખ અપ્રિય છે એટલા માટે કોઇ જીવની હિંસા કરવી નહિ

मूलम्- एवं खु नाणिणो सारं, जं न हिंसइ किंचणं ।
अहिंसासमयं चेव, एतावंतं वियाणिया ।।१०।।

અર્થ · એ જ નિશ્ચયથી જ્ઞાની પુરુષો માટે ન્યાય સગત છે કોઇ પણ જીવની હિસા કરવી નહિ અહિંસા આશ્રયી સર્વ જીવોની સાથે સમભાવ રાખવો એ પ્રમાણે જાણવું.

ટિપ્પણી ·-જ્ઞાનપ્રાપ્તિનો સાર છે, સર્વ જીવોને પોતાનાં સમાન ગણવા એનુ નામ સમતા છે. વિચાર કરવો જોઈએ કે મને કોઇ દુઃખ આપે તો કેવી વેદના થાય છે, દુઃખ થાય છે તેમ બીજાને થતું હશે. માટે કોઇ પણ જીવની હિસા કરવી નહી.

मूलम्- बुसिए य विगयगेही, आयाणं सम्मरक्खए ।
चरिआसणसेज्जासु, भत्तपाणे य अंतसो ।।११।।

અર્થ : દશ પ્રકારની સમાચારીમાં રહેલ અને આહાર વિગેરેમાં આસક્તિ રહિત જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યની સમ્યક્ પ્રકારે રક્ષા કરે ગમન કરતાં, બેસતાં તથા શયનમાં યત્ના રાખે. તેમ જ ભાત-પાણીના વિષયમાં સદા ઉપયોગ રાખે.

मूलम्- एतेहिं तिहि ठाणेहि, संजए सततं मुणी ।
उक्कसं जलणं णूमं, मज्झत्थं च विगिंचए ।।२०।।

અર્થ : એ ત્રણ સ્થાનોમાં (ઈર્યા, આસન તથા શય્યામાં) સદા સંયમ રાખતાં એવા મુનિએ ક્રોધ, માન, માયા ને લોભનો ત્યાગ કરી દે.

मूलम्- समिए उ सया साहू, पंच संवर संवुडे ।
सिएहिं असिए भिक्खू, आमोक्खाय परिव्वएज्जासि ।। त्तिबेमि ।।१३।।

અથ : સમિતિયુક્ત સાધુ સદા પાંચ સંવરથી સંવૃત થયેલો ગૃહસ્થોમાં આસક્તિ ભાવથી રહિત (આહારમાં મૂર્ચ્છાભાવ રહિત) મોક્ષપ્રાપ્તિ સુધી ભિક્ષુ સંયમ પાલન કરે સર્વ કર્મનો ક્ષય કરવા સયમમાં આસક્ત રહે

આ પ્રમાણે સુધર્માસ્વામી પોતાના શિષ્ય જંબુસ્વામીને કહે છે.

इति प्रथमाध्ययने चतुर्थ उद्देशकः



# अथ व्दितीयमध्ययनम् प्रथमोदेशकः

**પૂર્વભૂમિકા :–** પ્રથમ અધ્યયન પૂર્ણ થયું વૈતાલીય નામે બીજું અધ્યયન શરૂ થાય છે. પ્રથમ અધ્યયનમાં સ્વસમયનાં ગુણોનું પરસમયનાં દોષોનું કથન છે. ત્યારે આમાં તે જાણીને કર્મનું વિદારણ કરવું, સાધુના માટે મોક્ષની પ્રાપ્તિ થાય ત્યાં સુધી સંયમનું પાલન કરવું જોઈએ. આ વાતનુ અનુકરણ કરી ભગવાન આદિનાથે ભરત ચક્રવર્તી દ્વારા તિરસ્કાર પામેલા પોતાનાં સંસારી ૯૮ પુત્રોને ઉપદેશ આપ્યો હતો–તેનું સૂત્રકાર કથન કરે છે:

मूलम्- संबुज्जह किं न वुज्जह, संबोही खलु पेच्च दुल्लहा ।
णो हूवणमंति राईओ, नो सुलभं पुणरावि जीवियं ।।१।।

અર્થ : હે ભવ્યો ! તમે બોધ પ્રાપ્ત કરો. શા માટે બોધ પ્રાપ્ત કરતાં નથી? મૃત્યુ પછી (સંબોધી) ધર્મની પ્રાપ્તિ નિશ્ચયથી દુર્લભ છે વ્યતીત થયેલી રાત્રિઓ પાછી આવતી નથી તથા સંયમી જીવન ફરીથી સુલભ નથી.

ટિપ્પણી :– આદિનાથ ભગવાને પોતાના ૯૮ પુત્રોને જે ભરતદ્વારા તિરસ્કાર પામેલા તેને ઉપદેશ આપ્યો રાજ્ય પ્રપંચમાં ન પડતાં તમારું હિત-આત્મકલ્યાણ-શામાં રહેલું છે તે જ સમજાવ્યુ દશ વિશેષ અવસરો. ૧ મનુષ્ય જન્મ, ૨. આર્યક્ષેત્ર, ૩ સુકુળની પ્રાપ્તિ, ૪. દીર્ઘ આયુષ્ય, ૫ પાંચ ઈંદ્રિયોની પરિપૂર્ણતા, ૬ શરીરની નિરોગિના, ૭ સાધુઓનો યોગ, ૮ ધર્મશ્રદ્ધા, ૯ ધર્મશ્રવણ, ૧૦. ધર્મમા પરાક્રમને ફોરવવો, આ દશ સાધનો મનુષ્યને સરળતાથી પ્રાપ્ત થતાં નથી તમોને દશેય સાધનો પ્રાપ્ત થયાં છે. ક્ષણવિનશ્વર રાજ્ય કરતાં અખંડ મોક્ષપ્રાપ્તિ માટે પ્રયત્ન કરો.

मूलम्- डहरा बुड्डाय पासह, गब्भत्था वि चयंति माणवा ।
सेणे जह वट्टयं हरे, एवं आउक्खयंमि तुट्टई ।।२।।

અર્થ : ભગવાન આદિનાથ પોતાના પુત્રો ને કહે છે:– જુઓ, જેમ બાજ પક્ષી તિત્તર પક્ષીને ઉપાડી જાય છે તેમ કાળ જીવને કોઇ પણ અવસ્થામાં ઉંચકી લે છે. કેટલાક બાલ્યાવસ્થામાં મરી જાય છે, કેટલાક વૃદ્ધાવસ્થામાં મરી જાય છે. અરે ! કોઇ કોઈ તો ગર્ભાવસ્થામાં જ મરણને શરણ થાય છે.

मूलम्- मायाहि पियाहि लुप्पइ, नो सुल्लहा सुगई य पेच्चओ ।
एयाइं भयाइं पेहिया, आरंभा विरमेज्ज सुव्वए ।।३।।

અર્થ : માતા-પિતા પ્રત્યેના મોહના કારણે (સંસારમાં) લુબ્ધ થઇ પીડા પામે છે અને તેમનાં મૃત્યુ

પછી સદ્‌ગતિ સુલભ નથી એટલા માટે વિવેકશીલ પુરુષ પૂર્વોકત માતા-પિતાનાં સ્નેહબંધન રૂપ ભયને જ્ઞ-પરિજ્ઞાથી જાણી પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી વિરકત થઇ જાય.

ટિપ્પણી :- માતા-પિતાના સ્નેહના કારણે કેટલાક અવિવેકી મનુષ્યો પ્રવજ્યા લઇ શકતા નથી ને તેવા મનુષ્યોને પરભવમાં સદ્‌ગતિ પ્રાપ્ત થતી નથી માટે વિવેકી મનુષ્યે સાવદ્ય અનુષ્ઠાનોનો ત્યાગ કરવો જોઇએ.

मूलम्- जमिणं जगति पुढो जगा, कम्मेहिं लुप्पंति पाणिणो ।
सयमेव कडेहिं गाहंति णो तस्स मुच्चेज्जऽपुट्ठंय ।।४।।

અર્થ : જે કારણથી આ સાવદ્ય કર્મો કરનારની ગિત થાય છે આ સંસારમાં પૃથક પૃથક જગતમાં રહેલા જીવો પોતાનાં કર્મોથી દુઃખી થાય છે. પોતાનાં કરેલાં કર્મો વડે જ નરક નિગોદ વિગેરે સ્થાનો પ્રાપ્ત કરે છે પોતાનાં કરેલાં કર્મો ભોગવ્યા વિના તે મુકત થઇ શકતો નથી.

मूलम्- देवागंधव्वरक्खसा, असुरा भूमिचरा सरीसिवा ।
राया नर सेट्ठि माहणा, ठाणा तेवि चयंति दुक्खिया ।।५।।

અર્થ : દેવો, ગંધર્વ, રાક્ષસ વિગેરે તથા અસુરો ભૂમિ પર ચાલવાવાળા સર્પ વિગેરે સરકીને ચાલવાવાળા સર્પ વિગેરે, રાજાઓ, સામાન્ય મનુષ્યો, નગર શેઠ, બ્રાહ્મણ વિગેરે સૌ પોતપોતાનાં સ્થાનને દુઃખી થઈને છોડે છે.

ટિપ્પણી :- દશ પ્રકારનાં ભુવનપતિ દેવો, વ્યંતર દેવો, ભૂચર જીવો તથા ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ, પ્રતિ વાસુદેવ આદિ રાજાઓ, મનુષ્યો, બ્રાહ્મણો આદિ સમસ્ત જીવોને પોતપોતાનું સ્થાન છોડતાં દુઃખ થાય છે.

मूलम्- कामेहि ण संथवेहि गिद्धा कम्म सहा कालेण जंतवो ।
ताले जह बंधणच्चुए, एवं आउक्खयमि तुट्टइ ।।६।।

અર્થ : વિષય ભોગની તૃષ્ણામાં તેમ જ શબ્દ વિગેરે વિષયોમાં તેમ નિશ્ચયથી માતા-પિના, સ્રી-પુત્ર વિગેરેમાં આસકત રહેવામાં પ્રાણીને કર્મ વિપાકના કાળે પોતાનાં કર્મને ભોગવતાં જેવી રીતે બંધનથી છૂટેલાં તાલફળ પડી જાય છે એ જ પ્રકારે આયુષ્યપૂર્ણ થતાં જીવો મૃત્યુને પ્રાપ્ત થાય છે.

मूलम्- जे यावि बहुस्सुए सिया, धम्मिय माहण भिक्खुए सिया ।
अभिणूमकडेहिं मूच्छिए, तिव्वं ते कम्मेहिं किच्चति ।।७।।

અર્થ : જે કોઇપણ વ્યકિત બહુશ્રુત હોય, ધાર્મિક બ્રાહ્મણ કે ભિક્ષુ હોય પણ જો તે માયાકૃત અનુષ્ઠાનોમાં આસકત હોય તો તે પોતાના કર્મોદ્વારા પીડિત થાય છે.

मूलम्- अह पास विवेगमुट्ठिए, अवितिन्ने इह भासई धुवं ।
णाहिसि आरं कओ परं, वेहासे कम्मेहि किच्चइ ।।८।।

અર્થ : આના પછી જુઓ અન્ય તીર્થીઓ પરિગ્રહને છોડી અથવા સંસારને અનિત્ય સમજી પ્રવજ્યાને ગ્રહણ કરે છે પણ સમયનું સારી રીતે પાલન કરી શકતા નહી હોવાથી

સંસારસાગરને તેઓ પાર નથી કરી શકતા લોકોમાં મોક્ષનું ભાષણ જ કરે છે. પણ મોક્ષ પ્રાપ્તીનો ઉપાય આચરતા નથી તેવા પુરૂષોનું શરણ લઇને આ ભવ તથા પરભવને કેમ જાણી શકશો ? તે અન્ય દર્શનીઓ પોતાના જ કર્મોથી દુઃખ પામે છે

ટિપ્પણી :– અન્યતીર્થિકો સંસાર અનિત્ય સમજી દીક્ષા ગ્રહણ કરે છે પરંતુ સંયમનાં અનુષ્ઠાનોનુ સમ્યક્ પાલન કરવાના અભાવે ચાર ગતિ રૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે. કારણ કે અહિંસા આદિ વ્રતોનુ પાલન કરતાં નથી.

मूलम्- जइ वि नगिणे किसे चरे, जइ वि य भुंजिय मासमंतसो ।
जे इह मायाइ मिज्जइ, आगंता गब्भाय णंतसो ।।९।।

અર્થ : જે કોઇ આ લોકમાં માયા–કષાયોથી યુકત પછી તે ચાહે નગ્ન હોય, અર્થાત્ વસ્ત્ર વગરનો હોય, કૃશ બનીને વિચરે ને માસમાસના ઉપવાસના અંતે ભોજન કરે, તો પણ કષાય-યુકત પુરૂષ અનંતકાળ સુધી ગર્ભવાસને પ્રાપ્ત કરે છે.

मूलम्- पुरिसो रम पावकम्मुणा, पलियंते मणुयाण जीवियं ।
सन्ना इह काममुच्छिया, मोह जंति नरा असंवुडा ।।१०।।

અર્થ : હે પુરુષ ! પાપકર્મથી તું નિવૃત થઇ જા કેમકે મનુષ્યોનું જીવન નાશવંત છે. આ સંસારમાં જે આસકત છે તથા વિષયભોગમાં મૂચ્છિંત છે. તે હિંસાદિ પાપથી નિવૃત નથી તેઓ મોહને પ્રાપ્ત કરે છે

ટિપ્પણી :– પાપકર્મ અઢાર પ્રકારના પાપો પ્રાણાતિપાતથી મિથ્યાદર્શન સુધીના પાપોથી નિવૃત્ત થવું આ સંસારમાં આસકત જીવો કામભોગોમાં મૂર્ચ્છિત થઇ હિંસાદિ કાર્ય કરે છે ઇન્દ્રિય વિષયોમાં આસકત થઇ મોહનીય કર્મનો સંચય કરે છે ને સંસારની વૃદ્ધિ કરે છે

मूलम्- जययं विहराहि जोगवं, अणुपाणा पंथा दुरुत्तरा ।
अणुसासणमेव पक्कमे, विरेहि सम्मं पवेइयं ।।११।।

અર્થ : હે પુરૂષ ! તુ યતના સહિત, અને ગુપ્તિ યુકત બનીને વિચર કારણ કે સૂક્ષ્મ પ્રાણીઓથી યુકત માર્ગ ઉપયોગ રાખ્યાવિના પાર કરવો દુસ્તર છે શાસ્ત્રોકત રીતિથી જ સયમનું પાલન કર. બધા અરિહંતોએ સમ્યક્ પ્રકારે એ જ ઉપદેશ આપ્યો છે.

मूलम्- विरया वीरा समुट्ठिया, कोहं कायरियाइपीसणा ।
पाणे ण हणंति सव्वसो, पावाओ विरयाऽभिनिव्वुडा ।। १२ ।।

અર્થ : જે હિંસાદિ પાપોથી નિવૃત છે ને કર્મને વિશેષ રૂપે દૂર કરવાવાળા હોવાથી વીર છે સંયમમાં ઉપસ્થિત છે. ક્રોધ, માન, માયા, લોભ વિગેરે કષાયોને દૂર કરનારા છે. જે

ઇંદ્રિયાદિ વિગેરે જીવોને મન-વચન-કાયાથી મારે નહિ ને જે સાવદ્યાનુષ્ઠાનથી વિરકત છે તે પુરુષો મુકત જીવન સમાન કહ્યા છે

ટિપ્પણી :- વીરપુરુષ તો તેને કહી શકાય જે સંયમને તપ દ્વારા કર્મોને ખપાવી, આરભ સમારંભનો ત્યાગ કરી, મોક્ષપથે વિચરી રહ્યા છે, કહેવાનુ તાત્પર્ય એ છે કે ૧૮ પાપ સ્થાનકોને ત્યાગ કરી સંયમ માર્ગમાં વિચરી, શાંત, ને મુકત સમાન છે તે જ વીર કહેવાય છે

मूलम्- णवि ता अहमेव लुप्पए, लुंपंति लोअंसि पाणिणो ।
एवं सहिएहिं पासए, अनिहे से पुट्ठे अहियासए ।।१३।।

અર્થ : જ્ઞાનસંપન્ન મુનિ આ પ્રમાણે વિચારે કે આ જગતમાં દુઃખ વિશેષથી હુ એકલો પિડાતો નથી. પણ આ સંસારમાં બીજા પ્રાણીઓ પણ પીડિત થયેલા છે. તેથી તુ પરિસહોથી સ્પર્શિત થઇને પણ ક્રોધ વિગેરેથી રહિત થઇને સહન કર

मूलम्- धूणिया कुलियं व लेववं, किसए देह मणसणाइहि ।
अविहिसामेव पव्वए, अणुधम्मो मुंणिणा पवेइओ ।।१४।।

અર્થ : લેપવાળી ભીત લેપ કાઢીને ક્ષીણ કરી શકાય છે તે જ પ્રકારે ઉપવાસ આદિ તપસ્યા વડે દુર્બળ શરીર કરી શકાય છે અહિસા ધર્મનુ જ પાલન કરવુ જોઈએ એમ સર્વજ્ઞ ભગવતે ધર્મ કહેલ છે.

मूलम्- सउणी जह पंसुगुंडिया, विहुणीय धसमई सियं रयं ।
एवं दविओवहाणवं, कम्मं खवइ तवस्सिमाहणे ।।१५।।

અર્થ : જેવી રીતે પક્ષિણી ધૂળથી ભરેલ પોતાના શરીરને હલાવીને લાગેલી ધૂળને દૂર કરે છે એ જ પ્રમાણે ભવ્ય પુરુષ ઉપવાસ વિગેરે તપ કરનાર સાધુ અહિંસાવ્રતનુ પાલન કરતાં જ્ઞાનાવરણ વિગેરે કર્મોનો નાશ કરે છે

मूलम्- उट्ठिय मणगार मेसणं, समण ठाणट्ठियं तवस्सिणं ।
डहरा बुड्ढाय पत्थये, अविसुस्से ण य तं लभेज्ज णो ।।१६।।

અર્થ : ઘરરહિત મુનિને તથા એષણાને પાલન કરવા તત્પરને પોતે સંયમસ્થાનમા સાવધ એવા તપસ્વી શ્રમણને તેના પુત્રો, માત-પિતા વિગેરે સયમ મુકાવવા ચાહે પ્રાર્થના કરે પરતુ તે સાધુ સ્નેહી જનોને આધીન ન થાય

ટિપ્પણી :- ઘરત્યાગ કર્યો છે ને એષણાના પાલનમા તત્પર એવા અણગારને મોક્ષમાં વિઘ્નરૂપ થઇ પડે તેવા માતા-પિતા આદિના વચનો ચલાયમાન કરી શકતા નથી. પણ મોક્ષમાર્ગમાં સ્થિર રહે છે.

मूलम्- जइ कालुणियाणि कासिया, जइ रोयंति य पुत्तकारणा ।
दवियं भिक्खू समुट्ठिय, णो लब्भंति ण संठ्ठवित्तए ॥१७॥

અર્થ : જો તેના માત-પિતા કરૂણા યુક્ત વચન બોલે અથવા દુઃખમય કાર્ય કરે ને પુત્ર માટે રૂદન કરે તો પણ દ્રઢનિશ્ચયથી મુનિને પ્રવજ્યાથી ચલાયમાન કરી શકે નહિ. તેઓ તેમને ગૃહસ્થલિંગમા સ્થાપવા સમર્થ થતા નથી

मूलम्- जइवि य कामेहि लाविया, जइ णेज्जाहि णं बंधिउं घरं ।
जइ जीविय नावकखंए, णो लब्भंति ण संठ्ठवितए ॥१८॥

અર્થ : કદાચ પરિવારવાળા કામભોગનું પ્રલોભન આપે અથવા બાંધીને ઘરે લઇ જાય, તો પણ તે સાધુ અસયમી જીવનને ઇચ્છે નહિ તેઓ તેને વશમા કરી શકતા નથી. ને તેને ગૃહસ્થભાવમાં રાખી શકતા નથી.

मूलम्- सेहंति य णं ममाइणो, मायापिया य सुया य भारिया ।
पोसाहि ण पासओ तुमं, लोगं परं पि जहासि पोसणो ॥१९॥

અર્થ આ મારૂં છે એવુ જાણીને સ્નેહ કરવાવાળા તેમના માતા-પિતા પુત્ર ને સ્ત્રી વિગેરે આવીને શિક્ષાપણ આપે કે તમો સૂક્ષ્મદર્શી છો અમારૂ પાલન કરો તમે અમોને ત્યાગી તમારો પરલોક પણ બગાડી રહ્યા છો માટે અમારૂં પોષણ કરો.

मूलम्- अन्ने अन्नेहि मूच्छिया, मोहं जंति नरा असंवुडा ।
विसम विसमेहि गाहिया, ते पावेहि पुणो पगब्भिया ॥२०॥

અર્થ : કોઇ કોઇ કાયર પુરૂષો માતા પિતા વિગેરેમાં આસક્ત થઇ મૂર્ચ્છિત બની મોહને પ્રાપ્ત કરે છે અસયમી પુરૂષો દ્વારા અસંયમને સ્વીકાર કરાયેલ પુરૂષ ફરી પાપકર્મ કરવામાં ધૃષ્ટ થઇ જાય છે

मूलम् तम्हा दवि इक्ख पंडिए, पावाओ विरए अभिनिव्वुडे ।
पणये वीरे महावीहि, सिद्धिपहं णेयाउय धुव ॥२१॥

અર્થ . તે કારણે (માત-પિતાના સ્નેહ વડે પાપકર્મ કરે છે) મુક્તિ ગમન યોગ્ય અથવા રાગ-દ્વેષ રહિત થઇ-વિવેકયુક્ત થઇ વિચારી લ્યો, પાપથી નિવૃત થઇ શાંત-સમાધિયુક્ત કર્મના વિદારણ કરવામા સમર્થ પુરૂષ મહામાર્ગને પ્રાપ્ત કરે છે જે મહામાર્ગ સિદ્ધિનો માર્ગ છે મુક્તિની નિકટ લઇ જનાર છે ધ્રુવ છે

ટિપ્પણી :– વિવેકયુક્ત મુનિએ વિચાર કરવો જોઇએ ક્રોધ વગેરે ત્યાગ કરી સમતાભાવ ધારણ કરવો જોઇએ વીરપુરૂષોનો એ માર્ગ છે કર્મ વિદારણ કરવાને સમર્થ હોય તે જ રત્ન ત્રયની આરાધના કરીને મોક્ષમાર્ગને પ્રાપ્ત કરે છે એ માર્ગ વીરોનો છે ધીરોનો છે ને સમર્થ સિંહોનો છે. ઉપસર્ગોનો સામનો કરીને સયમ માર્ગમાં વિહરણ કરવુ

मूलम्- वेयालियमग्गमागओ, मणवयसा कायेण संवुडो ।
चिच्चा वित्तं च नायओ, आरंभं च सुसंवुडे चरे ।।२२।। त्ति बेमि ।।

અર્થ : કર્મ વિદારણ કરવામાં સમર્થ માર્ગમાં આવીને, મન, વચન, કાયાથી ગુપ્ત બની, પાપકર્મવાળી પ્રવૃતિથી રહિત થઇને, ધન તથા સ્વજન જ્ઞાતિ વર્ગને આરંભને છોડીને ઉત્તમ સંયમી બની સંયમાનુષ્ઠાનનું પાલન કરે એમ હું કહુ છુ.

इति द्वितीयाध्ययनस्य प्रथम उद्देशक



# द्वितीयाध्ययने द्वितीयोद्देशकः

પૂર્વભૂમિકા:–બીજા અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક પૂર્ણ થયો પહેલાં ઉદ્દેશક સાથે આ બીજા ઉદ્દેશકનો સંબધ છે પહેલાં ઉદ્દેશકમાં પ્રથમ તીર્થંકર ઋષભદેવ ભગવાને પોતાના ૯૮ પુત્રોને ઉપદેશ આપ્યો હતો તેનુ નિરૂપણ કરવામાં આવ્યું છે ત્યારે બીજા ઉદ્દેશકમાં પણ એ જ પ્રકારનુ કથન છે

मूलम्- तयसं व जहाइ से रयं, इति संखा य मुणी ण मज्जइ ।
गोयन्नतरेण माहणे, अहऽसेयकरी अन्नेसी इंखिणी ।।१।।

અર્થ : જેવી રીતે સાપ પોતાની ચામડી (કાંચળી) ને છોડી દે છે એ જ પ્રકારે સાધુ આઠ પ્રકારનાં કર્મને છોડી દે છે. (કર્મ જ દુઃખના કારણ રૂપ છે) આ પ્રકારે જાણીને મુનિ અભિમાન ન કરે ગોત્ર મદ તથા અન્યની નિંદા કરનાર સાધુ કલ્યાણનો નાશ કરનાર થાય છે

मूलम्- जो परिभवई पर जणं, संसारे परिवत्तइ महं ।
अदु इंखीणिया उ पाविया, इति सखाय मुणि ण मज्जइ ।।२।।

અર્થ . જે પુરૂષ અન્ય પુરૂષનો તિરસ્કાર કરે છે તે પુરૂષ આ ચારગતિરૂપ સસારમાં દીર્ઘકાળ સુધી ભમ્યા કરે છે કારણ કે પર નિંદા પાપજનક હોય છે એ પ્રકારે જાણીને મુનિ અભિમાન કરતા નથી પોતાનાં ગુણોનુ અભિમાન કરતો નથી.

मूलम्- जे यावि अणायगे सिया, जेवि य पेसगपेसए सिया ।
जे मोणपयं उवट्ठिए, णोलज्जे समयं सया चरे ।।३।।

અર્થ . જે કોઇ નાયક વગર સ્વયં ચક્રવર્તી હોય ને તેનો દાસનો દાસ હોય તે બન્નેમાં સંયમ ગ્રહણ કરેલ હોય છતાં વંદના વહેવારમાં લજ્જા ન હોવી જોઇએ પરતુ સર્વકાલ સમભાવથી વહેવાર કરવો જોઇએ

ટિપ્પણી:–જેનો કોઇ નાયક નથી એવા ચક્રવર્તી સાધુ બની જાય ને તેનો દાસનો પણ દાસ સાધુ થઈ ગયો હોય તો પહેલાં જેમણે સંયમગ્રહણ કરેલ છે ને મોટા છે ને ચક્રવર્તી પછી સાધુ થયા છે તો તેને વંદના કરતા શરમાવું ન જોઈએ.

मूलम्- सम अन्नयरंमि संजमे, संसुध्धे समणे परिव्वए ।
जे आवकहा समाहिए, दविए कालमकासी पंडिए ।।४।।

અર્થ · સમ્યક્ પ્રકારથી શુદ્ધ અતિચાર રહિત તપસ્વી મુનિ જીવન પર્યંત કોઈપણ સયમ સ્થાનમા સ્થિર થઈ સમભાવની સાથે સયમનું પાલન કરે, મુક્તિયોગ મુનિ સત્-અસત્ય વસ્તુને સમજનારો વિવેકશીલ પુરૂષ સમાધિત રહેતા સયમનુ મૃત્યુ આવતાં સુધી પાલન કરે

ટિપ્પણી:–શુદ્ધ સાધુએ જીવનપર્યંત સંયમમાં સ્થિત રહીને મૃત્યુ પર્યંત સયમનુ પાલન કરવુ જેઇએ

मूलम्- दूरं अणुपस्सियथा मुणी, तीतं धम्ममणागयं तहा ।
पुट्ठे परुसेहिं माहणे, अवि हण्णू समयंमि रीयइ ॥५॥

અર્થ : ત્રિકાળદર્શી મુનિ મોક્ષ સન્મખુ દૃષ્ટિ રાખીને વીતી ગયેલ તથા ભવિષ્યકાળમાં જીવોના સ્વભાવને જોઈને વિચાર કરે તથા કઠણ વાકય તેમ જ પરિસહ વિગેરેનુ સ્પર્શ થાય તેમ જ મારવામાં આવે તોય મુનિ સંયમમાર્ગમાં સ્થિત રહે.

मूलम्- पण्णममत्ते सया जये, समता धम्ममुदाहरे मुणी ।
सुहुमे उ स्या अलूसए, णो कुज्झे णो माणी माहणे ॥६॥

અર્થ : પૂર્ણ બુદ્ધિશાળી મુનિ સદાય કષાયોને જીને ને યત્નાવત થઇ અહિંસા ધર્મનો ઉપદેશ આપે, સયમમાં સદા અવિરાધક થઇને રહે ને ક્રોધ ન કરે ને માનનો પણ તે સાધુ અભિલાષી ન બને

मूलम्- बहुजणणमणम्मि संवुडो, सव्वट्ठेहिं णरे अणिस्सिए ।
हरएव सया अणाविले, धम्मं पादुरकासी कासवं ॥७॥

અર્થ : બહુ માણસોથી નમસ્કાર કરવા યોગ્ય, ધર્મમા સાવધાન રહેનાર મુનિ બધા પદાર્થોમાંથી મમતાને હરાવીને દ્રહની જેમ નિર્મળ થઈને કાશ્યપગોત્રી ભગવાન મહાવીર સ્વામીના અહિંસામય ધર્મને પ્રકટ કરે

मूलम्- बहवे पाणा पुढो सिया, पत्तेय समयं समीहिया ।
जो मोणपद उवट्ठिए, विरतिं तत्थ अकासि पंडिए ॥८॥

અર્થ : ઘણાં પ્રાણીજીવો પૃથક્ પૃથક્ નિવાસ કરે છે પ્રત્યેક પ્રાણી તરફ સમભાવથી જોઇને સંયમમાં સ્થિત પંડિત પુરૂષે તે પ્રાણીઓનાં ઘાતથી વિરકત થવુ.

ટિપ્પણી :– દશ પ્રકારનાં પ્રાણો છે તેમાંથી એકેન્દ્રિયને ચાર પ્રાણ, બેઇન્દ્રિયને છ પ્રાણ, તેઇન્દ્રિયને સાત પ્રાણ, ચૌરેન્દ્રિયને ૮ પ્રાણ, અસજ્ઞિ પચેન્દ્રિય તિર્યચને નવપ્રાણ, અસજ્ઞી મનુષ્યને આઠ પ્રાણ, સંજ્ઞી પચેન્દ્રિય મનુષ્ય, તિર્યચ, દેવ, નારકને દશ પ્રાણ હોય છે. સંયમી પુરૂષે પ્રાણી ઘાતથી નિવૃત્ત રહેવું

मूलम्- धम्मस्स य पारए मुणी, आरभस्स य अंतए ठिए ।
सोयंति य णं ममाइणो, णो लब्भंति णियं परिग्गहं ॥९॥

અર્થ : શ્રુત ચારિત્ર રૂપ ધર્મના સિધ્ધાંતના પારગામી સાવદ્ય વ્યાપારથી રહિત હોય છે. તે મુનિ કહેવાય છે. મમત ભાવવાળો પુરૂષ તે પોતાના પરિગ્રહને માટે ચિંતા કરે છે છતાં પણ તે પરિગ્રહ પ્રાપ્ત કરી શકતો નથી

मूलम्- इह लोग दुहावहं, विउ परलोगे य दुहं दुहावहं ।
विद्धसणधम्ममेव तं, इतिविज्जं कोऽगारमावसे ॥१०॥

અર્થ : આ લોકમા પરિગ્રહ માત્ર દુ:ખજનક છે, તેમ પરલોકમાં પણ દુ:ખકારક છે. ને તે નાશવાન સ્વભાવવાળુ છે. આ પ્રમાણે જાણનાર કયો પુરૂષ ગૃહવાસમાં નિવાસ કરે ?

मूलम्- महयं परिगोव जाणिया, जावि य वंदणपूयणा इहं ।
सुहमे सल्ले दुरुध्धरे, विउमंता पयहिज्ज संथवं ।।११।।

અર્થ : સંસારી જીવોનો પરિચય મહાન કાદવ સમાન જાણીને જે કાંઇ આ લોકમાં વંદન-પૂજન થાય છે, તેને કર્મના ઉપશમ જાણીને વિદ્વાન પુરૂષે અભિમાન ન કરવું. કારણ કે અભિમાન સુક્ષ્મ શલ્ય છે. તેનો ઉધ્ધાર કરવો દુષ્કર છે માટે પરિચય વિગેરેનો ત્યાગ કરવો.

मूलम्- एगे चर ठाणमासणे, सयणे एण समाहिए सिया ।
भिक्खू उवहाणवीरिए, वइगुत्ते अज्झत्तसंवुडो ।।१२।।

અર્થ : મુનિ મન-વચનથી ગુપ્ત રહી તપમાં બળ-પરાક્રમ ફોરવતો એકલો વિચરે, કાર્યોત્સર્ગ પણ એકલો જ કરે, શયનમાં પણ એકલો જ રહી ધર્મધ્યાનથી યુકત રહે.

ટિપ્પણી :– મુનિએ દ્રવ્યથી કોઇની સહાયની અપેક્ષા રાખ્યા સિવાય ને ભાવથી રાગદ્વેષ રહિત વિચરે ધર્મધ્યાનમાં પ્રવૃત રહે

मूलम्- णो पीहे ण यावपंगुणे, दारं सुन्नधरस्स सजए ।
पुट्ठे ण उदाहरे वयं, ण समुच्छे णो संथरे तणं ।।१३।।

અર્થ : સાધુ શૂન્યઘરનાં દરવાજા બંધ ન કરે, તેમ ખોલે પણ નહિ કોઇના પૂછવાથી સાવદ્ય વચન પણ ન બોલે તેમ ઘરમાંથી કચરો પણ ન કાઢે ઘાસ વિગેરે પણ ન પાથરે.

ટિપ્પણી :– જીનકલ્પી, કે પ્રતિમાધારીને પ્રશ્ન પૂછે તો તેઓ જવાબ ન આપે શૂન્ય ઘરને સાફ ન કરે, કઢાવે પણ નહિ, તૃણ આદિની પથારી બિછાવે પણ નહિ આ આચાર જીનકલ્પી તથા પડિમાધારીને માટે ઉત્કટ આચાર હોય છે. પણ સ્થિવિર કલ્પીવાળાને તદ્દન નિષેધ ન માની શકાય

मूलम्- जत्थऽत्थमिये अणाउले, समविसमाइं मुनिऽहियासए ।
चरगा अदुवा वि भेरवा, अदुवा तत्थ सरीसिवा सिया ।।१४।।

અર્થ : ધર્મધ્યાન યુકત મુનિને જ્યાં (વિહાર કરતાં) સૂર્ય અસ્ત થાય ત્યાં જ આકુલતા રહિત થઇને નિવાસ કરવુ તેમ જ અનુકુળ કે પ્રતિકુળ સ્થળ હોય તો પણ રાગદ્વેષ રહિત થઇને રહેવું જો ત્યાં મચ્છર કે ભયાનક પ્રાણી અથવા સાપ વિગેરે હોય તો પણ તે પરિસહોને સહન કરે

मूलम्- तिरिया मणुया य दिव्वगा, उवसग्गा तिविहाऽहियासिया ।
लोमादीयं ण हारिसे, सुन्नागारगओ महामुणी ।।१५।।

અર્થ : મહામુનિ શૂન્યગૃહમાં રહેતાં, તિર્યંચ સબંધી અથવા મનુષ્ય સબંધી તથા દેવકૃત થયેલ ત્રણે પ્રકારનાં ઉપસર્ગોને સહન કરે, ભયથી રોમમાત્રને કંપાવે નહિ.

ટિપ્પણી :– મહામુનિ એટલે જિનકલ્પી, વજ્ર ઋષભ સંઘયણના ધણી સમજવા. ત્રણે ય પ્રકારનાં દેવ મનુષ્ય કે તિર્યંચ સબંધી ઉપસર્ગો આવે તો મેરૂ પર્વતની માફક અડોલ રહે પણ રૂવાડું પણ ફરકવુ ન જોઇએ.

मुलम्- नो अभिकंखेज्ज जीविय, नोवि य पूयणपत्थए सिया ।
अब्भत्थमुविंति भेरवा, सुन्नागारगयस्स भिक्खुणो ॥१६॥

અર્થ : મહામુનિ જીવનની ઈચ્છા કરે નહિ. પુજા સત્કારની પણ અભિલાષા ન રાખે શુન્યગૃહમાં રહેલાં ભિક્ષુને ભયાનક પ્રાણીઓ પણ આત્મીયતા સમાન થઈ જાય છે.

मूलम्- उवणीयतरस्स ताइणो, भयमाणस्स विविक्कमासणं ।
सामाइयमाहु तस्स जं, जो अप्पाणं भए ण दंसए ॥१७॥

અર્થ : જેણે પોતાનાં આત્માને જ્ઞાન સમીપ પહોંચાડેલ છે પોતાનો ને બીજાનો ઉપકાર કરનાર અર્થાત્ ષટ્ જીવનીકાયનું રક્ષણ કરનાર, સ્ત્રી, પુરૂષ તથા નપુસક રહિત સ્થાન સેવનાર એવા મુનિનાં ચારિત્ર્યને સામાયિક ચારિત્ર કહેલ છે એવા સાધકે પોતાના આત્મામાં ભય પ્રદર્શિત ન કરવો

ટિપ્પણી :– પોતાનું તેમજ પરનુ હિત કરનાર–છ કાયનો રક્ષક મુનિ, સ્ત્રી, પશુ અને નપુંસક રહિત સ્થાનનું સેવન કરનાર છે. એવા મુનિને ભગવાને સામાયિક ચારિત્ર યુક્ત કહ્યું છે. એવા મુનિએ ભયભીત થવુ નહિ

मूलम्- उसिणो दगतत्तभोइणो, धम्मट्ठियस्स मुणिस्स हीमतो ।
संसग्गि असाहु राईहिं असमाही उ तहागयस्सवि ॥१८॥

અર્થ : ગરમ પાણી ઠંડુ કર્યા વિના પીવાવાળાને શ્રુતધર્મને ચારિત્ર ધર્મમાં સ્થિત, અસંયમથી લજ્જિત થવાવાળા મુનિને રાજા આદિનો સમ્પર્ગ પણ ખરાબ છે. તે સંસર્ગ શાસ્ત્રોકત આચાર પાળનારને અસમાધિનુ કારણ બને છે.

मूलम्- अहिगरणकडस्स भिक्खुणो, वयमाणस्स पसज्झ दारुणं ।
अट्ठे परिहायति बहू, अहिगरणं ण करेज्ज पंडिए ॥१९॥

અર્થ : કલહ કરવાવાળા સાધુને પ્રગટ રૂપથી ને કઠોર વાણી બોલનારનો મોક્ષ તથા સયમ નષ્ટ થઇ જાય છે એટલા માટે પંડિત બુદ્ધિશાળીએ ક્લેશ ન કરવો જોઈએ.

मूलम्- सीयोदगपडिदुगुंछिणो, अपडिण्णस्स लवावसप्पिणो ।
सामाइयमाहु तस्स, जं जो गिहिमत्तेऽसणं न भुंजई ॥२०॥

અર્થ : જે સાધુ સચેત પાણીથી ઘૃણા કરનાર, કામભોગની ઇચ્છા નહિ કરનાર, કર્મબંધન કરનારાં અનુષ્ઠાનોથી દૂર રહેનાર ને ગૃહસ્થોનાં ભાજનમાં ભોજન ન કરનાર એવા મુનિનાં આચારને સર્વજ્ઞોએ સામાયિક ચારિત્ર કરેલ છે

मूलम्- ण य संखयमाहु जीवियं, तहवि य वालजणो पगब्भइ ।
वाले पार्वेहिं मिज्जइ इति, संखाय मुणी ण मज्जई ॥२१॥

અર્થ : પ્રાણીઓનું જીવન સાંધી શકાય એમ નથી. તો પણ અજ્ઞાની આત્મા પાપ કરવામાં ધૃષ્ટતાઓ કરે છે. અજ્ઞાની મનુષ્યોને પાપકર્મથી જાણી શકાય છે એમ જાણીને મુનિ બીજા પાપી છે. હું ધાર્મિક છું એવો મદ કરવો જોઈએ નહિ

मूलम्- छंदेण पले इमा पया, बहुमाया मोहेण पाउडा ।
वियडेण पलिंति माहणे, सीउण्हं वयसाऽहियासए ।।२२।।

અર્થ : બહુ માયા કરવાવાળાને મોહથી ઢંકાયેલા આ જીવો પોતાની ઇચ્છાથી નરકાદિ ગતિમાં જાય છે સાધુ પુરૂષો કપટ રહિત અનુષ્ઠાનો વડે મોક્ષ અગર સંયમમાં લીન બની, શીત, ઉષ્ણ આદિ પરિસહોને મન, વચનને કાયાથી સમભાવે સહન કરે છે.

ટિપ્પણી :- માયા સેવન કરનારા જીવો પોતાની ઇચ્છા પ્રમાણે અનુષ્ઠાન કરવાથી નરકાદિ દુર્ગતિઓમાં જાય છે સાધુઓ નિષ્કપટ કર્મ કરીને સંયમમા લીન બની પરિસહોને જીતી શકે છે

मूलम्- कुजए अपराजिए जहा, अक्खेहि कुसलेहिं दीवयं ।
कडमेव गहाय णो कलिं, नो तीयं नो चेव दावरं ।।२३।।

અર્થ : બીજાથી પરાજીત થવાવાળો હોશિયાર જૂગારી જેવી રીતે પાસાથી રમતાં કૃત નામનાં ચોથા સ્થાનને ગ્રહણ કરે છે કલિ નામના પ્રથમ સ્થાન કે બીજા સ્થાનને કે ત્રીજા સ્થાનને ગ્રહણ કરતો નથી

ટિપ્પણી :- નિપુણ જુગારી ચોથા સ્થાન કૃતને સ્વીકારી પાસા ફેંકે છે આથા કડ સમર્થને ધારણ કરે છે. કાંત સ્થાન કે બીજા ત્રીજાને ગ્રહણ કરે નહિ કારણકે બરાબર જાણે છે ચોથા સ્થાનથી વિજય મળી શકશે

मूलम्- एवं लोगंमि ताइणा, बुइए जे धम्मे अणुत्तरे ।
तं गिण्ह हियंति उत्तमं, कडमिव सेसऽवहाय पंडिए ।।२४।।

અર્થ . એ પ્રકારે આ લોકમાં છ કાયના જીવોની રક્ષા કરવામાં સમર્થ—સર્વજ્ઞ ભગવાને કહ્યો છે, તે સર્વોતમ ધર્મ ગ્રહણ કરવો જોઇએ એ જ હિત કરનાર સર્વોતમ માર્ગ છે. જેમ ઉત્તમ જુગારી કૃત નામના ચોથા સ્થાનને જ ગ્રહણ કરે છે એ જ પ્રકારે મેધાવી મુનિ—સર્વોતમ ધર્મને જ ગ્રહણ કરે છે

मूलम्- उत्तर मणुयाण आहिया, गामधम्म इइ मे अणुस्सुयं ।
जंसि विरता समुट्ठिया, कासवस्स अणुधम्म—चारिणो ।।२५।।

અર્થ · મેં સાંભળ્યુ છે કે શબ્દાદિ વિષયો છોડવા મનુષ્યને દુર્જય છે તેનાથી નિવૃત થઇને સંયમમા ઉપસ્થિત પુરૂષ શ્રી ઋષભદેવજી તથા મહાવીર સ્વામીના ધર્માનુયાયી છે

मूलम्- जे एयं चरंति आहिय, नाएणं महया महेसिणा ।
ते उट्ठिया ते समुट्ठिया, अन्नोन्नं सारंति धम्मओ ।।२६।।

અર્થ : મહાન મહર્ષિ જ્ઞાતપુત્રે કહેલ પુર્વોક્ત ધર્મનુ જે પુરૂષ આચરણ કરે છે એ જ ઉત્થિત છે ને ધર્મથી પતિત થતાને એકબીજાને પુન: ધર્મમાં પ્રવૃત્ત કરે છે,

ટિપ્પણી :– તીર્થંકરોને મહાન કહેવાય છે એવા મહાઋષિ જ્ઞાતપુત્ર વર્ધમાન વડે કથિત ધર્મ તેનું મોક્ષાભિલાષી પુરૂષો જ આરાધના કરે છે. તેઓ ખોટી દેશનાનો ત્યાગ કરે છે માટે ઉત્થિત છે અનેધર્મથી ભ્રષ્ટ થતાં લોકોને ધર્મમાં સ્થિર કરે છે.

मूलम्- मा पेह पुरा पणामए, अभिकंरवे उवहिं धुणित्तए ।
जे दूमण तेहि णो णया, ते जाणंति समाहिमाहियं ।।२७।।

અર્થ : પૂર્વે ભોગવેલા શબ્દાદિ વિષયો સ્મરણ ન કરો, આઠ કર્મોને તથા ઉપાધિને નષ્ટ કરવા ઇચ્છા રાખે, જે મનને દુષિત કરવા વાળા શબ્દાદિ વિષયો છે તેમાં જે પુરૂષ આસક્ત નથી તે પુરૂષ પોતાનાં આત્મામાં રહેલાં સમાધિને જાણે છે.

मूलम्- णो काहिए होज्ज संजए, पासणिए ण य संपसारए ।
णच्चा धम्मं अणुत्तरं, कयकिरिए ण यावि मामँए ।।२८।।

અર્થ : સયમી સાધક ધર્મ વિરૂધ્ધ કથા ન કરે, નિમિત્ત આદિ પ્રશ્નો, વર્ષા, ધનાદિ ઉપાર્જનના ઉત્તર ન આપે પરંતુ સર્વોતમ શ્રુત ચારિત્ર્યને જાણીને સંયમાનુષ્ઠાન કરે ને કોઈ વસ્તુ પર મમતા ન રાખે.

मूलम्- छन्नं च पसंसं णो करे, न य उक्कोसपग समाहणे ।
तेसि सुविवेगमाहिए, पणया जेहि सुजोसियं धुव ।।२९।।

અર્થ : સાધુ પુરૂષો માયા-લોભ-માન ને ક્રોધ ન કરે તેમ પોતાની પ્રશશા ન કરે જેમણે સંયમનુ જ સમ્યક્ પ્રકારે સેવન કર્યું છે તેમનું જ ઉત્તમ વિવેક પ્રસિધ્ધ છે ને તે જ ધર્મપરાયણ છે

मूलम्- अणिहे सहिए सुसंवुडे, धम्मट्ठी उवहाणवीरए ।
बिहरेज्ज समाहीइंदाए, अत्तहियं खु दुहेण लब्भइ ।।३०।।

અર્થ સ્નેહરહિત, જ્ઞાન સહિત કાર્ય કરે, મન તથા ઇન્દ્રિઓથી ગુપ્ત તથા ધર્મનો જ અર્થી તપમાં પરાક્રમ ફોરવનાર ઇન્દ્રિયોને વશમા રાખનાર આ પ્રકારથી સાધુ સંયમનું અનુષ્ઠાન કરે કારણ કે આત્મકલ્યાણ દુઃખ વડે ઘણા પ્રયત્નો પડે પ્રાપ્ત થાય છે.

मूलम्- ण हि णूण पुरा अणुस्सुयं, अदुवा त तह णो समुट्ठियं ।
मुणिणा सामाइ आहियं, नाएणं जगसव्वदंसिणा ।।३१।।

અર્થ : સર્વ જગતને દેખનાર જ્ઞાતપુત્ર મુનિએ સાવદ્ય વિરતિરૂપ સામાયિકનું કથન કહેલું છે નિશ્ચયથીપહેલાં તિર્થંકરોના ઉપદેશને જીવે સાંભળેલ નથી. ને કદાચ સાંભળ્યુ હોય તો યથાર્થપણેઅનુષ્ઠાન કરેલ નથી

मूलम्- एवं मत्ता महंतरं, धम्ममिणं सहिया बहूजणा ।
गुरुणो छंदाणुवत्तगा, विरया तिन्नमहोघमाहिय ।। त्ति वेमि ।।३२।।

અર્થ. આ પ્રકારે માનીને, સર્વોત્તમ અર્હત્ ધર્મ સ્વીકારી, જ્ઞાનાદિ સંપન્ન ગુરૂના અભિપ્રાયે વર્તનાર ઘણા જીવો પાપથી નિવૃત્ત થઇ સંસાર સાગરને પાર કરેલ છે ભગવંતે કહેલું છે તે જ આપને કહું છુ.

द्वितीय अध्ययननो द्वितीय उद्देशकः



# द्वितीयाध्यायने तृतीयोद्देशकः

પૂર્વભૂમિકા :– બીજા અધ્યયનનો બીજો ઉદ્દેશક પૂર્ણ થયો. બીજા ઉદ્દેશક સાથે આ ત્રીજાનો સબંધ છે સાધુઓએ ઉપસર્ગ કે પરિસહોને સહન કરવા જોઇએ તો જ અજ્ઞાનજનિત કર્મો ખપી શકે આ વાતનું પ્રતિપાદન કરાવવા માટે ત્રીજો ઉદ્દેશક શરૂ થાય છે

મૂલમ્- संवुडकम्मस्स भिक्खुणो, जं दुक्खं पुट्ठं अबोहिए ।
तं संजमओऽवचिज्जई, मरण हिच्चा वयंति पंडिया ।।१।।

અર્થ : કર્મોનું આગમન જેણે રોકયું છે તેવા ભિક્ષુને અને અજ્ઞાનવશથી કર્મો બધાયેલ છે તે કર્મબંધન સંયમથી ક્ષીણ થાય છે. તે પડિત જન્મમરણને ઉલ્લંઘીને મોક્ષને પ્રાપ્ત કરે છે

मूलम्- जे विन्नवणाहिऽज्जोसिया, संतिन्नेहि सम' वियाहिया ।
तम्हा उड्ढंति पासहा, अदक्खु कामाइ रोगवं ।।२।।

અર્થ · જે પુરૂષ સ્ત્રીઓથી સેવિત નથી, તેને મુકત પુરૂષ સમાન કહેલ છે એટલા માટે સ્ત્રી ત્યાગ પછી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. કામભોગોને જે રોગ સમાન જાણે છે. તેજ મુકતના સમાન છે

मूलम्- अग्गं वणिएहिं आहियं, धारंती राईणिया इहं ।
एवं परमा महव्वया, अक्खाया उ सराइभोयणा ।।३।।

અર્થ : આ લોકમાં વ્યાપારી દ્વારા દેશાવરથી લાવેલ ઉત્તમોત્તમ વસ્તુઓને રાજા–મહારાજા વિગેરે ગ્રહણ કરે છે એ જ પ્રકારે આચાર્યો દ્વારા પ્રતિપાદિત રાત્રિ ભોજનના ત્યાગ સહિત ઉત્કૃષ્ટ મહાવ્રતોને સાધુ પુરૂષો જ ધારણ કરી શકે છે.

मूलम्- जे इह सायाणुगा नरा, अज्झोववन्ना कामेहि मुच्छिया ।
किवणेण समं पगब्भिया, न वि जाणंति समाहिमाहियं ।।४।।

અર્થ : જે કોઈ મનુષ્ય આ લોકમાં સુખનાં ગવેષક છે તથા સમૃદ્ધિને શાતાગૌરવમાં આસકત છે ને કામભોગમાં મુર્છિત છે તે ઇદ્રિય લપટ સમાન નિર્લજ બની કામભોગેનુ સેવન કરે છે આવા લોકો (કહેવા છતાં) સમાધિ–ધર્મધ્યાનને જાણતા નથી.

मूलम्- वाहेण जहा व विच्छए, अवले होइ गवं पचोइए ।
से अंतसो अप्पथामए, नाइवहइ अवले विसीयति ।।५।।

અર્થ : જેમ ગાડીવાળા દ્વારા ચાબુક મારીને પ્રેરિત કરેલ દુર્બળ બળદ તે અલ્પ સમર્થ વાળો હોવાથી થાકી જઇ ભારવહન કરી શકતો નથીં કિંતુ કલેશને પામે છે

मूलम्- एवं कामेसणं विऊ, अज्जसुए पयहेज्ज संथवं ।
कामी कामे ण कामए, लद्धे वावि अलद्धे कण्हुई ।।६।।

અર્થ : એ પ્રકારે કામભોગ ગવેષક નિપુણ પુરૂષ આજે અથવા કાલે કામભોગોને છોડી દઇશ એવો વિચાર જ કરે છે પણ છોડતો નથી કામી પુરૂષે કામભોગની કામના ન કરવી પ્રાપ્ત થયેલાં કામભોગો ન મળ્યા સમાન જાણવા જોઈએ.

मूलम्- मा पच्छ असाहुता भवे, अच्चेहि अणुसास अप्पगं ।
अहियं च असाहु सोयति, से थणति परिदेवति बहू ।।७।।

અર્થ : પછીથી દુર્ગતિમાં જવાનુ ન થાય એટલા માટે વિષય સેવનથી પોતાના આત્માને અલગ રાખો ને પોતાના આત્માને શિક્ષા આપો. અસંયમી જીવો અધિક શોક કરે છે, તે પીડાય છે અતિ રૂદન કરે છે

मूलम्- इह जीवियमेव पासहा, तरुणे वाससयस्स तुट्टइ ।
उत्तरवासे य वुज्जह, गिद्ध नरा कामेसु मुच्छिया ।।८।।

અર્થ : આ લોકમાં જીવનને દેખો, સો વર્ષના આયુષ્ય વાળા મનુષ્યનું જીવન પણ યુવાન વયમાં જ નષ્ટ થઈ જાય છે આ જીવન થોડા કાળનુ નિવાસ સમજો. ગૃદ્ધ મનુષ્યો કામભોગમા આસકત થઈને દુઃખ અનુભવે છે

मूलम्- जे इह आरंभनिस्मिया, आत्तदंडा एगंतलूसगा ।
गंता ते पावलोगयं, चिररायं आसुरियं दिसं ।।९।।

અર્થ : જે મનુષ્યો આ લોકમાં આરંભમાં આસકત છે તેઓ આત્માને દંડ દેવાવાળા ને એકાંત રૂપથી પ્રાણીઓના ઘાતક છે. તે નરકાદિ સ્થાનોમાં ઘણા કાળ સુધી નિવાસ કરે છે અથવા અસુરલોકમાં અધમદેવ પણે ઉત્પન્ન થાય છે.

मूलम्- ण य संखयमाहुजीवितं, तहवि य बालजणो य पगब्भई ।
पच्चुप्पन्नेन कारियं, को दट्ठुं परलोग मागते ।।१०।।

અર્થ : મનુષ્યનુ જીવન સંસ્કાર યોગ્ય નથી તો પણ બાળજીવો પાપકર્મ કરવાની ધૃષ્ટતા કરે છે ને કહે છે કે વર્તમાન સુખની સાથે જ મને પ્રયોજન છે ને પરલોક કોણે જોયું છે?

ટિપ્પણી :- મનુષ્યનુ જીવન તૂટેલા દોરાની માફક સાંધી શકાતું નથી. તૂટેલો દોરો ફરી પણ સાંધી શકાય છે પણ જીવન સાંધી શકાતું નથી અવિવેકી માણસો પાપકર્મ કરવાની ધૃષ્ટતા કરે છે ને કહે છે કે અમને આ લોકના સુખ સાથે સંબંધ છે. પરલોક કોણ જોઇ આવ્યું છે? આ પ્રમાણે અજ્ઞાની આત્માઓ કહે છે

मूलम्- अदक्खु व दक्खुवाहियं, सद्दहसु अदक्खुदंसणा ।
हंदि हु सुनिरुध्धदंसणे, मोहणिज्जेण कडेण कम्मुणा ।।११।।

અર્થ : હે આંધળા તુલ્ય મનુષ્ય! સર્વજ્ઞોએ કહેલ આગમોમાં શ્રદ્ધા રાખ શ્રદ્ધાવાન બનને

અસર્વજ્ઞ દર્શનવાળા સ્વયકૃત મોહનીય કર્મથી જેની જ્ઞાનદૃષ્ટિ નષ્ટ થઈ છે તે સર્વજ્ઞ કથિત આગમેને માનતો નથી એવુ જાણે.

मूलम्- दुक्खी मोहे पुणो पुणो, निव्विदेज्ज सिलोगपूयणं ।
एव सहितेऽतिपासए, आयतुल्ले पाणेहिं संजए ।।१२।।

અર્થ : દુઃખી જીવ વારવાર અવિવેકને પ્રાપ્ત કરે છે સાધુપુરૂપે પોતાની સ્તુતિ તથા પૂજાની ભાવના છોડી દેવી. એ પ્રકારે જ્ઞાનસપન્ન સાધુ સર્વ પ્રાણીઓને પોતાના સમાન દેખે

मूलम्- गार पि अ आवसे नरे अणुपुव्वं पाणेहिं सजए ।
समया सव्वत्थ सुव्वते, देवाण गच्छे सलोगयं ।।१३।।

અર્થ : જે પુરૂષ ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરીને પણ શ્રાવક ધર્મ પાળીને ક્રમશઃ પ્રાણીઓની હિંસાથી નિવૃત થાય છે તથા સર્વ પ્રાણીઓમા સમભાવ રાખે છે તે સુવ્રતી પુરૂષ દેવલોકમાં જાય છે.

मूलम्- सोच्चा भगवाणुसासण, सच्चे तत्थ करेज्जुवक्कमं ।
सव्वत्थ विणीयमच्छरे, उंछ भिक्खु विसुद्धमाहरे ।।१४।।

અર્થ ભગવાનના અગમોને સાંભળીને જે આગમોમા કહેલુ સત્ય સયમમાં ઉદ્યમ કરે તેઓ પ્રાણી માત્ર પ્રત્યે મત્સર રહિત થઇને મુનિ શુદ્ધ ભિક્ષા ગ્રહણ કરે.

मूलम्- सव्वं नच्चा अहिट्ठए धम्मट्ठी उवहाणवीरिए ।
गुत्ते जुत्ते सयाजए, आयपरे परमायतट्ठिते ।। १५ ।।

અર્થ : સર્વ પદાર્થોને જાણીને સાધુ સવરનો આશ્રય લે ધર્મના અર્થી બને તપ કરવામાં પરાક્રમશીલ બને. મન, વચન ને કાયાથી ગુપ્ત બની ઇન્દ્રિયોપર કાબુ મેળવે. સદા આત્માપર વિજય પ્રાપ્ત કરે ને મોક્ષની અભિલાષા રાખે.

मूलम्- वित्तं पसवो य नाइओ, तं बाले सरणं ति मन्नइ ।
एते मम तेसु वि अहं, नो ताणं सरणं न विज्जई ।।१६।।

અર્થ : અજ્ઞાની જીવો ધનધાન્ય વિગેરે તથા પશુ તેમજ જ્ઞાતિજનોને પોતાનુ શરણુ માને છે આ બધા મારા છે ને હુ એનો છુ. વસ્તુત' આ બધુ ત્રાણ શરણરૂપ નથી.

मूलम्- अब्भागमितंमि वा दुहे, अहवा उक्कमिते भवंतिए ।
एगस्स गई य आगई, विउमंता सरणं न मन्नई ।।१७।।

અર્થ : દુખ આવે કે અશાતા વેદનીયનો ઉદય થાય અથવા કોઇ ઉપક્રમે આયુષ્ય નાશ થાય ત્યારે અથવા મૃત્યુ ઉપસ્થિત થાય ત્યારે એકલાને જ જવાનું કે આવવાનુ થાય છે એટલા માટે વિદ્વાન પુરૂષ ધન આદિને શરણરૂપ માનતો નથી

मूलम्- सव्वे सयकम्मकप्पिया, अवियत्तेण दुहेण पाणिणो ।
हिंडंति भयाउला सढा, जाइ-जरा-मरणेहिऽभिद्दुत्ता ॥१८॥

અર્થ : બધા પ્રાણીઓ પોતપોતાનાં કરેલા કર્મોથી અલગ અલગ અવસ્થાઓથી યુક્ત છે. તથા અવ્યક્ત અને વ્યક્ત દુઃખોથી દુઃખિત છે. જન્મ, જરા, મરણથી પીડિત છે ને શઠ થયેલો જીવ ભયથી આકુળ થયેલો વારવાર સંસારચક્રમાં ભ્રમણ કર્યા કરે છે.

मूलम्- इणमेव खणं विजाणिया, णो सुलभं बोहिं च आहियं ।
एवं सहिएऽहियासए, आह जिणो इणमेव सेसगा ॥१९॥

અર્થ : આ અવસર છે, ને સમ્યક્ત્વ પણ સુલભ નથી. એ પ્રમાણે સર્વજ્ઞોએ કહેલુ છે. એમ જાણીને જ્ઞાનાદિ સંપન્ન થઇને મુનિ વિચાર કરે કે ઋષભદેવ ભગવંતે આ પ્રમાણે પોતાના પુત્રોને ઉપદેશ આપ્યો અને અન્ય તીર્થંકર દેવો પણ એ જ કથન કરે છે

मूलम्- अभविंसु पुरा वि भिक्खवो, आएसा वि भवंति सुव्वया ।
एयाइं गुणाइं आहु ते, कासवस्स अणुधम्मचारिणो ॥२०॥

અર્થ : હે સાધુઓ ! પૂર્વ કાળમાં સર્વજ્ઞો થયા, ને ભવિષ્યકાળમાં સર્વજ્ઞો થશે એ બધા સુવ્રત પુરૂષોએ ઉપરોક્ત ગુણોને મોક્ષના સાધન કહેલ છે તેમ જ ભગવાન ઋષભદેવજી તથા ભગવાન મહાવીરે પણ અનુયાયીઓને આજ સાધનો બતાવ્યાં છે.

मूलम्- तिविहेण वि पाण मा हणे, आयहिए अणियाणसंवुडे ।
एवं सिध्धा अणंतसो, संपइ जे य अणागयावरे ॥२१॥

અર્થ : મન, વચન ને કાયા એમ ત્રણે યોગોથી પ્રાણીઓની હિંસા ન કરે, આત્મહિતની પ્રવૃતિમાં રહી સ્વર્ગની ઈચ્છા રહિત ગુપ્ત રહી અનંત જીવો સિધ્ધ થયા છે. વર્તમાનકાળે સિધ્ધ થાય છે. ને ભવિષ્યકાળમાં સિધ્ધ થશે.

मूलम्- एवं से उदाहु अणुत्तरनाणी, अणुत्तरदंसी अणुत्तरणाणदंसण धरे ।
अरहा नायपुत्ते भगवं, वेसालिए वियाहिए ॥ त्ति बेमि ॥२२॥

અર્થ : આ પ્રકારે ભગવાન ઋષભદેવ સ્વામીએ કથન કરેલ છે. ઉત્તમ જ્ઞાનવાળા ને ઉત્તમ દર્શન વાળા ને ઉત્તમ જ્ઞાન, ઉત્તમ દર્શનના ધારક, ઈન્દ્રાદિ દેવોને પૂજ્ય સર્વજ્ઞ જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર સ્વામીએ વિશાલા નગરીમાં કહેલ હતુ એજ પ્રમાણે હું તમને કહું છું



# अथ तृतीयाध्ययनम् प्रथमोद्देशकः

**પૂર્વભૂમિકા :–** બીજુ અધ્યયન પૂર્ણ થયુ ત્રીજુ અધ્યયન શરૂ થાય છે. આ અધ્યયનમાં જ્ઞાનસંપન્ન અને ચારિત્ર પરાયણ મુનિને અનુકુળ કે પ્રતિકુળ પરિસહો આવે તો સમભાવે સહન કરવા જોઈએ વિગેરે અધિકાર છે

मूलम्- सूरं मण्णइ अप्पाणं, जाव जेयं न पस्सई ।
जुज्झंतं दढधम्माणं, सिसुपालो व महारहं ।।१।।

અર્થ જ્યાં સુધી વિજેતા પુરૂષ દેખાય નહિ ત્યાં સુધી કાયર પુરૂષ પણ પોતાને શુરવીર માને છે. યુદ્ધ કરતાં દઢ ધર્મવાળા મહારથી કૃષ્ણને દેખી જેમ શિશુપાલ ક્ષોભને પામ્યો

मूलम्- पयाता सूरा रणसीसे, संगामम्मि उवट्ठिए ।
माया पुत्तं न थाणाइ, जेएण परिविच्छए ।।२।।

અર્થ · યુદ્ધમા ઉપસ્થિત થયેલો અભિમાની પુરૂષ પોતાને વિજયી માનતો થકો, વ્યગ્રતાજનક યુદ્ધમાં સંગ્રામના અગ્રભાગે રહેતાં જેમ માતા પોતાની ગોદથી પડી ગયેલા બાળકનું પણ ભાન ભૂલી જાય છે તેમ વિજેતા પુરૂષના દ્વારા છેદન-ભેદન થતાં કાયર પુરૂષ દીન બની જાય છે.

मूलम्- एवं सेहे वि अप्पुट्ठे, भिक्खायरिया अकोविए ।
सूरं मण्णइ अप्पाणं जाव लूहं न सेवए ।।३।।

અર્થ : એવા પ્રકારે ભિક્ષાચર્યામાં અનિપૂણ, પરિસહનો જેને સ્પર્શ થયો ન હોય એવો નૂતન શિષ્ય પોતાના આત્માને ત્યાં સુધી શુરવીર માને છે અને કહે છે કે દીક્ષામાં શું છે ? પણ સંયમ પાલનના અવસરે કાયર પુરૂષની જેમ ભાગી છૂટે છે.

मूलम्- जहा हेमत मासम्मि, सीतं फुसइ सव्वगं ।
तत्थ मंदा विसीयति, रज्जहिणा व खत्तिया ।।४।।

અર્થ : જ્યારે હેમન્ત ઋતુમાં એટલે પોશ મહિનામાં શીતનો સ્પર્શ સર્વાંગે થાય છે ત્યારે મૂર્ખ સાધક વિષાદને અનુભવે છે. જેમ રાજ્યભ્રષ્ટ ક્ષત્રિય વિષાદ અનુભવે છે

मूलम्- पुट्ठे गिम्हाहितावेण, विमणे सुपिवासिए ।
तत्थ मदा विसीयंति, मच्छा अप्पादेए जहा ।।५।।

અર્થ : ગ્રીષ્મ ઋતુના તાપની ગરમીનો સ્પર્શ થતાં ખિન્ન અંતઃકરણ વાળો નવદીક્ષિત ઉદાસ તથા તૃષ્ણાથી યુક્ત થઈને દીન બની જાય છે આ પ્રકારે ગરમીનો પરિગ્રહ પ્રાપ્ત થતાં મુઢ પુરૂપ અલ્પ જળમાં માછલીની જેમ વિષાદને અનુભવે છે

मूलम्- सया दत्तेसणा दुक्खा, जायणा दुप्पणोल्लिया ।
कम्मत्ता दुब्भगा चेव, इच्चाहंसु पुढो जणा ।।६।।

અર્થ : સદા ગૃહસ્થોએ આપેલ વસ્તુને જ ઉપયોગમાં લેવી પડે છે. આ દુ:ખ જીવનભર સાધુને રહે છે ને ભિક્ષા માગવાનુ કષ્ટ દુ:સહ્ય હોય છે. સાધારણ પુરૂષો એમ કહે છે કે આ લોકો ભાગ્યહીન છે પોતાનાં પૂર્વકૃત પાપનાં ફળ ભોગવી રહ્યા છે.

मूलम्- एए सद्दे अचायंता, गामेसु नयरेसु वा ।
तत्थ मंदा विसीयंति, संगामम्मि व भीरुया ।।७।।

અર્થ : ગામોમાં કે નગરોમાં પૂર્વોકત શબ્દો સહન કરવામાં અસમર્થ તે આક્રોશ વચનો સાંભળીને મંદબુદ્ધિવાળા વિષાદ કરે છે જેમ કાયર પુરૂષ સંગ્રામ ગયો થકો વિષાદ કરતો હોય છે.

मूलम्- अप्पेगे खुधियं भिक्खुं, सुणी डंसइ लूसए ।
तत्थ मंदा विसीयंति, तेउ पुट्ठा व पाणिणो ।।८।।

અર્થ : કોઇ એક ભિક્ષાર્થે ભ્રમણ કરતાં ક્ષુધિત સાધુને કૂતરો કરડવા લાગે તો તે સમયે અજ્ઞ-પુરૂષ દીનતાયુક્ત બની જાય છે જેમ અગ્નિનાં સ્પર્શથી પ્રાણી ગભરાય છે.

मूलम्- अप्पेगे पडिभासंति, पडिपंथियमागया ।
पडियारगया एए, जे एए एवं जीविणो ।।९।।

અર્થ : સાધુઓનાં દ્વેષી કોઇ કોઈ સાધુ પ્રત્યે કહે છે કે આ સાધુઓ ભિક્ષાવૃત્તિથી જીવન ધારણ કરે છે. આ લોકો પોતાના પૂર્વકૃત પાપનું ફળ ભોગવે છે.

मूलम- अप्पेगे वइ जुंजइ, नगिणा पिंडोलगाहमा ।
मुंडा कंडू विणट्ठंगा, उज्जल्ला असमाहिया ।।१०।।

અર્થ : કોઇ કોઈ પુરૂષ કહે છે કે આ લોકો નગ્ન છે, પરપિંડ પ્રાર્થિ છે, અધમ છે. મુંડિત છે. કઙૂ રોગથી તેમનાં અંગો વિકૃત થયા છે, પરસેવાથી યુકત અને અશોભનિય લાગે છે.

मूलम्- एवं विप्पडिवन्नेगे, अप्पणा उ अजाणया ।
तमाओ ते तमं जंति, मंदा मोहेण पाउडा ।।११।।

અર્થ : પૂર્વોકત પ્રકારે સાધુ તથા સન્માર્ગના દ્રોહી કોઈ કોઈ પોતે જ અજ્ઞ જીવો મોહથી ઢંકાયેલ છે ને તેઓ અજ્ઞાનરૂપી અંધકારથી વધારે અંધકારને પ્રાપ્ત થાય છે

मूलम्- पुट्ठो य दंसमसगेहि, तणफासमचाइया ।
न मे दिट्ठे परे लोए, जइ परं मरणं सिया ।।१२।।

અર્થ : ડાંસ તથા મચ્છરના વડે કરડવામા આવેલ તથા તૃણુ સ્પર્શને સહન ન કરી શકનાર સાધુ એવો વિચાર કરે છે કે પરલોકને મે જોયો નથી તો પણુ આ કષ્ટથી કદાચ મરણનો તો સંભવ ખરો.

मूलम्- संतत्ता केसलोएणं, बंभचेरपराइया ।
तत्थ मंदा विसीयंति, मच्छा विट्ठा व केयणे ॥१३॥

અર્થ : કેશ લુચનથી દુઃખિત તથા બ્રહ્મચર્યથી પરાભવ પામેલો મૂર્ખ જીવ ત્યાં કલેશને અનુભવે છે. જાળમાં ફસાયેલ માછલીની જેમ

मूलम्- आयदंडसमायारे, मिच्छासंठियभावणा ।
हरिसप्पओसमावन्ना, केइ लूसंतिऽनारिया ॥१४॥

અર્થ : આત્મકલ્યાણ નષ્ટ થાય એવો આચાર આચરનાર જેની ભાવના મિથ્યાત્વથી યુક્ત ને રાગ-દ્વેષથી યુક્ત એવો અનાર્ય પુરૂષ સાધુઓને દુઃખ આપે છે.

मूलम्- अप्पेगे पलियंतेंसि, चारो चोरोत्ति सुव्वयं ।
बंधंति भिक्खुयं बाला, कसायवयणेहि य ॥१५॥

અર્થ : કોઇ એક આસપાસ વિચરતા સાધુને આ ચોર છે કે જાસૂસ છે એમ કહીને રસ્સી આદિથી એ સુવ્રત સાધુને બાંધે છે. અજ્ઞાની પુરૂષો અનાર્ય દેશમાં વિચરતાં સાધુને કઠોર વચનો કહી પીડિત કરે છે

मूलम्- तत्थ दण्डेण संवीते, मुट्ठिणा अदु फलेण वा ।
नातीणं सरती बाले, इत्थी वा कुद्धगामिणी ॥१६॥

અર્થ : અનાર્ય દેશમા વિચરતાં સાધુને ત્યાંનાં લોકો ક્રોધિત થઇને લાઠી, મુષ્ઠી ને ફળવડે પીડા આપે છે ત્યારે મૂર્ખ સાધક પોતાનાં સ્વજનોને સંભાળે છે. જેમ ક્રોધિત સ્ત્રી ઘરમાંથી ભાગી ગયા પછી ચોર આદિ લૂટે છે ત્યારે પસ્તાવો કરી પોતાના પતિને યાદ કરે છે.

मूलम्- एते भो कसिणे फासा, फरूसा दुरहियासया ।
हत्थी वा सरसवित्ता, कीवा वस गया गिहं ॥ त्तिबेमि ॥ १७ ॥

અર્થ : હે શિષ્યો ! પૂર્વોક્ત સમસ્ત સ્પર્શો ઉપસર્ગો કઠણ, કર્કશ, દુઃસહ્ય છે જેમ સંગ્રામમાં બાણોથી ઘાયલ થયેલ હાથી ભાગી જાય છે તેમ અજ્ઞાન, નપુસક સાધક પરિસહોથી ગભરાઇ સયમને છોડી ગૃહસ્થવાસને ધારણ કરે છે.

इति तृतीयाध्ययमने प्रथम उद्देशक :



## तृतीयमध्ययने द्वितीय उद्देशकः

**પૂર્વભૂમિકા :** ત્રીજા અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક પૂર્ણ થયો. તેમાં પ્રતિકૂળ ઉપસર્ગોનું વર્ણન કરવામાં આવ્યું. આ બીજા ઉદ્દેશકમાં અનુકુળ ઉપસર્ગોનું કથન કરવામાં આવશે

**मूलम्-** अहिमे सुहमा संगा, भिक्खुणं जे दुरुत्तराः ।
जत्थ एगे विसीयंति, ण चयंति जवित्तए ।।१।।

અર્થ : પૂર્વોક્ત પ્રતિકૂળ ઉપસર્ગો પછી હવે આ અનુકૂળ ઉપસર્ગો કહેવામાં આવશે. સ્નેહાદિ સંબંધરૂપ સુક્ષ્મ માતા,-પિતા, પુત્રાદિ સંબધરૂપ ઉપસર્ગો થાય છે તે ઉપસર્ગ સાધુઓને દુસ્તર છે કોઇક આ સબધરૂપ ઉપસર્ગોથી શિથિલાચારી બની જાય છે ને સંયમપૂર્વક નિર્વાહ કરવામાં સમર્થ થતાં નથી.

**मूलम्-** अप्पेगे नायओ दिस्स, रोयंति परिवारिया ।
पोम णे ताय पुट्ठोऽसि, कस्स ताय जहासि णे ।।२।।

અર્થ : કોઇક જ્ઞાતિજનો, માતા-પિતા, સ્વજન. સંબંધીજનો સાધુને જોઇ ઘેરીને રૂદન કરે છે ને કહે છે હે તાત ! તુ અમારૂં પોષણ કર. અમે તમારૂં પાલન કર્યું છે. હે તાત ! શા માટે તું અમને છોડી દે છે ?

**मूलम्-** पिया ते थेरओ तात, ससा ते खुड्डिया इमा ।
मायरो ते सगा तात, सोयरा किं जहासि णे ।।३।।

અર્થ : હે પુત્ર ! તમારા પિતા વૃદ્ધ છે ને આ તમારી બ્હેન નાની છે ને આ તમારા સહોદર ભાઇ છે હે પુત્ર ! તુ અમને કેમ ત્યાગે છે ?

**मूलम्-** मायरं पियरं पोस, एवं लोगो माविस्सइ ।
एवं खु लोइयं ताय, जे पालंति य मायरं ।।४।।

અર્થ : હે પુત્ર ! માતા-પિતાનું પોષણ કરો માત-પિતાનુ પોષણ કરવાથી જ પરલોક સુધરશે એ જ નિશ્ચયથી લોકાચાર છે કે માતા-પિતાનું પાલન કરવું જોઇએ.

**मूलम्-** उत्तरा महुरुल्लावा, पुत्ता ते ताय खुड्डया ।
भारिया ते णवा ताय, मा सा अन्नं जणं गमे ।।५।।

અર્થ : હે પુત્ર ! તમારા પુત્રો ઉત્તરોતર જન્મેલા ને મધુર બોલવાવાળા ને નાના છે. ને તમારી પત્ની નવયૌવના છે હે પુત્ર ! તે તમારી પત્ની પરપુરૂષ પાસે ચાલી ન જાય તેવું કરો.

मूलम्- एहि ताय घरं जामो, माय कम्मेसहा वयं ।
वितियं पि ताय पासामो, जामु ताव सयं गिहं ।।६।।

અર્થ : હે પુત્ર! આવો ઘેર ચલો. તમે કોઈ કામ ન કરશો. અમે તમારૂ સર્વ કાર્ય કરશું. હે પુત્ર! એક વખત તમે ઘેરથી નીકળી ગયા. હવે ફરીવાર ઘરે આવી જાવ.

मूलम्- गंतु ताय पुणो गच्छे, ण तेणासमणो सिया ।
अकामगं परिक्कमं, को ते वारेउ मरिहंति ।।७।।

અર્થ : હે પુત્ર! એકવાર ઘરે જઈને સ્વજનો મળીને પાછો તુ આવી જજે એથી તારૂં સાધુપણું જતુ નહિ રહે. ઘરનાં કામકાજમાં ઇચ્છારહિત તમારી રુચિ અનુસાર સયમનુ અનુષ્ઠાન કરતા કોણ તમને નિષેધ કરી શકે છે?

मूलम्- जं कि चि अणगं तात, तं पि सव्वं समीकतं ।
हिरण्णं ववहाराइ, तंपि दाहामु ते वयं ।।८।।

અર્થ : હે પુત્ર! જે કંઇ તમારૂ દેવું હતું તે સર્વ બરાબર અમે પતાવી દીધું છે. તમારા વ્યવહાર માટે દ્રવ્યની જરૂર છે તે પણ અમે આપીશું માટે ઘરે ચાલો

मूलम्- इच्चेव णं सुसेहंति, कालुणीय समुट्ठिया ।
विवद्धो नाइसगेहि, तओऽगारं पहावइ ।।९।।

અર્થ : આ પ્રકારે કરુણાયુકત બધવાદિ સાધુને શિક્ષા દે છે ને જ્ઞાતિ સઘથી બંધાયેલ કાયર સાધક માતા-પિતા, પુત્ર, કલત્ર વિગેરેમાં મોહિત થઈને તે સમયે ઘર તરફ જાય છે.

मूलम्- जहा रुक्खं वणे जाय, मालुया पडिबंधई ।
एवं णं पडिबंधति, णातओ असमाहिणा ।।१०।।

અર્થ : જેમ વનમાં ઉત્પન્ન થયેલાં વૃક્ષને લતા-વેલ વિટાઈ જાય છે એવી રીતે જ્ઞાતિજનો-કુટુબીજનો અલ્પસત્વવાળા સાધુને બાંધી લે છે.

मूलम्- विबध्धो नाइसंगेहि, हत्थी वावी नवग्गहे ।
पिट्ठओ परिसंप्पंति, सुयगोव्व अद्‌रए ।।११।।

અર્થ · માતા-પિતા વિગેરે સબધ વડે બંધાયેલ સાધુની પાછળ પાછળ તેમનો સ્વજનવર્ગ ચાલે છે. નવિન પકડાયેલ હાથીની જેમ તે અનુકૂળ આચરણ કરે છે તેમ જ નવી વીયાયેલ ગાય જેમ પોતાના વાછરડાની પાસે જ રહે છે, તે પ્રકારે પરિવાર વર્ગ પણ તેની પાસે જ રહે છે

मूलम्- एए संगा मणुस्साण, पायाला व अतारिमा ।
कीवा जत्थ य किस्सति, नाइ संगेहि मुच्छिया ।।१२।।

અર્થ : એ પૂર્વોકત માતા-પિતાદિ સ્વજન વિગેરેનો સગ મનુષ્યો માટે સમુદ્રના સમાન દુસ્તર છે જે જ્ઞાતિસગમાં મૂર્છિત અસમર્થ પુરૂષ કલેશને પામે છે.

मूलम्- तं च भिक्खू परिन्नाय, सव्वे संगा महासवा ।
जीवीयं नाव कंरिवज्जा, सोच्चा धम्ममणुत्तरं ।।१३।।

અર્થ : તે જ્ઞાતિ વિગેરે સંબધને સાધુ જ્ઞપરિજ્ઞાથી જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી છોડી દે, કેમ કે બધાય સંબધો મહા આશ્રવરૂપ છે. અનુત્તર ધર્મને સાંભળીને સાધુ અસયમી જીવનની ઇચ્છા ન કરે.

मूलम्- अहिमे संति आवट्टा, कासवेण पवेश्या ।
बुद्धा जत्थावसप्पंति, सीयंति अबुहा जहि ।।१४।।

અર્થ : હવે પછી કાશ્યપગોત્રી ભગવાન મહાવીર સ્વામી દ્વારા કથિત આ સંસાર આવર્ત છે જેથી બુદ્ધ પુરૂષો દૂર હટી જાય છે ને અજ્ઞાની પુરૂષો તેમાં આસકત બની દુઃખી થાય છે.

मूलम्- रायाणो रायऽमच्चा य, माहणा अदुव खत्तिया ।
निमंतयत्ति भोगेहि, भिक्खूयं साहुजीविणं ।।१५।।

અર્થ : રાજા મહારાજાને રાજમંત્રી બ્રાહ્મણ અથવા ક્ષત્રિય ઉત્તમ આચારને જીવન નિર્વાહ કરવા વાળા સાધુને શબ્દાદિ વિષયભોગોને ભોગવવા માટે નિમંત્રણ કરે છે.

मूलम्- हत्थऽस्सरसह जाणेहिं, विहारगमणेहि य ।
भुंजे भोगे इमे सग्धे, महरिसी पूजयामु तं ।।१६।।

અર્થ : હે મહર્ષિ! અમે તમારી પૂજા કરીએ. આ ઉત્તમ શબ્દાદિ ભોગોને ભોગવો હાથી, ઘોડા, રથ ને પાલખીનો ઉપયોગ કરો ને બાગબગીચામાં વિચરો.

मूलम्- वत्थगंध मलंकारं, इत्थीओ सयणाणि य ।
भुंजाहिमाइं भोगाइं, आउसो पूजयामु तं ।।१७।।

અર્થ : હે આયુષ્યમાન ! વસ્ત્ર, ગંધ ને અલકાર ભૂષણ, સ્ત્રીઓ તથા શય્યા વિગેરે મનને અનુકૂળ ભોગોને આપ ભોગવો આપની અમો પૂજા કરીએ છીએ.

मूलम्- जो तुमे नियमो चिण्णो, भिक्खुभावम्मि सुव्वया ।
अगार-मावसंतस्स, सव्वो संविज्जए तहा ।।१८।।

અર્થ : હે સુવ્રતવાળા મુનિવર! તમે ભિક્ષુભાવમા જે વ્રત-નિયમો વિગેરે સદ્-અનુષ્ઠાન કર્યા છે તે ઘરમાં રહેવાં છતાં બધા તે જ પ્રમાણે થઇ શકશે

ટિપ્પણી :- પૂર્વોકત આમંત્રણ કરનાર લોકો સુવ્રતી સાધુને કહે છે કે આપના વ્રતની આરાધના ગૃહસ્થાશ્રમમાં રહીને કરજો. ગૃહસ્થાશ્રમમાં રહીને નિયમોનો ભગ થશે એ ભય રાખવાની જરૂર નથી સંસારી સુખોથી વંચિત રહેવાની શુ જરૂર છે ?

मूलम्- चिरं दूइज्जमाणस्स, दोसो दाणि कुओ तव ।
इच्चेव णं निमंतेंति, नीवारेण व सूयरं ॥१९॥

અર્થ : હે મુનિશ્રેષ્ઠ! લાંબા કાળથી સયમનાં અનુષ્ઠાનપૂર્વક વિહાર કરતાં આ સમયે દોષ કેમ લાગી શકે છે? આ પ્રમાણે આમત્રણ આપી ફસાવે છે જેમ સુવરને ચોખાના દાણાનો લોભ દેખાડી ફસાવે છે તેવી જ રીતે મુનિને ભોગ ભોગવવાના નિમત્રણે ફસાવે છે

मूलम्- चोइया भिक्खा चरियाए, अचयंतो जवित्तये ।
तत्थ मंदा विसीयंति, उज्जाणंसि व दुब्बला ॥२०॥

અર્થ : સાધુઓને સમાચારી પાલન કરવા માટે આચાર્ય આદિ દ્વારા પ્રેરિત કરેલ તે સમાચારી પૂર્વક નિર્વાહ કરવામાં અસમર્થ મૂર્ખ જીવ શિથિલ બને છે. ઊંચા માર્ગમાં દુર્બળ બળદ જેમ પડી જાય છે તે રીતે કાયર સાધક સયમથી ચલિત થઇ જાય છે

मूलम्- अचयंता व लूहेणं, उवहाणेण तज्जिया ।
तत्थमंदा विसीयंति, उज्जाणंसि जरग्गवा ॥२१॥

અર્થ : રૂક્ષ સયમ પાળવામાં અસમર્થ, તપકર્મ કરવામાં પીડિત થઇ મદબુધ્ધિવાળો સાધક તે સયમમાં દુઃખી થાય છે જેમ વૃધ્ધ જર્જરિત બળદ ઊંચા માર્ગમાં દુઃખિત થાય છે

मूलम्- एव निमंतणं लध्दुं, मुच्छिया गिद्धा इत्थीसु ।
अज्झोववन्ना कामेहि, चोइज्जंता गया गिहं ॥ त्ति बेमि ॥२२॥

અર્થ : પૂર્વોકત પ્રકારથી ભોગ ભોગવવા માટે નિમત્રણ પામીને, કામભોગમાં આસકત સ્ત્રીઓમાં આસકિતવાળો ને કામભોગમાં દત્તચિત્ત પુરૂષ સયમ પાળવા માટે આચાર્ય વિગેરે વડે પ્રેરિત છતાય ઘરે પાછો જાય છે એમ હુ કહુ છુ.

इति तृतीयाध्ययने द्वितीयोद्देशकः



# तृतीयाध्ययने तृतीयोद्देशकः

**પૂર્વભૂમિકા :**–ત્રીજા અધ્યયનનો બીજો ઉદ્દેશક પૂર્ણ થયો. પહેલાં બન્ને ઉદ્દેશકોમાં પ્રતિકુળ અને અનુકુળ ઉપસર્ગોનું વર્ણન આવ્યું. આ ત્રીજા ઉદ્દેશકમાં ઉપસર્ગો વડે તપ સંયમની વિરાધના થાય છે, તે વિષયનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

**मूलम्-** जहा संगामकालंमि, पिट्ठओ भीरु वेहइ ।
वलयं गहणं णूमं, कोइ जाणइ पराजयं ॥१॥

અર્થ : જેમ યુદ્ધના સમયમાં કાયર પુરૂષ પ્રાણ બચાવવા માટે પાછળની બાજુ વલય - ખાડો– ગહન સ્થાન, છૂપાવાની જગ્યા જોઇ રાખે છે કારણ કોનો પરાજય થશે તે કોણ જાણે છે?

**मूलम्-** मुहुत्ताणं मुहुत्तस्स, मुहुत्तो होइ तारिसो ।
पराजियाऽवसप्पामो, इति भीरु उवेहई ॥२॥

અર્થ : ઘણા મુહૂર્તનું કે કોઇ એક મુહૂર્તનું એવો અવસર આવે (જય પરાજયનો સંભવ) શત્રુથી હારી જવાય ત્યારે ગુપ્ત રહી શકાય એવા સ્થાનની પ્રથમથી કાયર પુરૂષ ગવેષણા કરી રાખે છે.

**मूलम्-** एवं तु समणा एगे, अबलं नच्चाण अप्पगं ।
अणागयं भयं दिस्स, अवकप्पंतिमं सुयं ॥३॥

અર્થ : આ પ્રકારે કોઇ શ્રમણ પોતાને સંયમ પાલન કરવામાં અસમર્થ જાણીને ભવિષ્યકાળનો ભય દેખીને વ્યાકરણ તથા જ્યોતિષ ભણીને પોતાનાં નિર્વાહનુ સાધન બનાવી રાખે છે

ટિપ્પણી :– કોઈ એક શ્રમણ ભવિષ્યનો વિચાર કરી સંયમ પાળવામાં કાયર જેમ યુદ્ધમાં પહેલાં દુર્ગ - કિલ્લા વિગેરેનુ અન્વેષણ કરી રાખે છે તે રીતે શ્રમણ પોતાની રક્ષા માટે વ્યાકરણ, આયુર્વેદક, જ્યોતિષ વિગેરે શાસ્ત્રોનો આધાર લઇ ભવિષ્યમાં ગુજરાન ચલાવવાનો વિચાર કરી રાખે છે.

**मूलम्-** को जाणइ विऊवातं, इत्थीओ उदगाउ वा ।
चोइज्जंता पवक्खामो, ण णो अत्थि पकप्पियं ॥४॥

અર્થ : સ્ત્રીઓ વડે કે કાચા પાણી વડે મારો સંયમ ભ્રષ્ટ થઇ જશે એ કોણ જાણી શકે છે? ને મારી પાસે પૂર્વ ઉપાર્જિત ધન પણ નથી એટલા માટે હસ્તવિદ્યા કે ધનુર્વેદ વિગેરેનો અર્થ બતાવી આજીવિકા ચલાવી શકાય.

**मूलम्-** इच्चेव पडिलेहंति, वलया पडिलेहिणो ।
वितिगिच्छ समावन्ना, पंथाणं च अकोविया ॥५॥

અર્થ : આ સંયમનું પાલન થશે કે નહિ? એવા પ્રકારનો સદેહ કરવાવાળા, માર્ગને નહિ જાણ-

નારા સંગ્રામમાં ખાડા વિગેરેનુ અન્વેષણુ કરનાર કાયર પુરૂષની માફક જ સંયમમાં પણ એવો જ વિચાર કરે છે.

मूलम्- जे उ संगामकालंमि, नाया सूरपुरंगमा ।
णो ते पिट्ठमुवेहिंति, किं परं मरणं सिया ॥६॥

અર્થ : પરંતુ જે પુરૂષ જગતપ્રસિદ્ધ વીરપુરૂષોમાં અગ્રેસર છે તે યુદ્ધ સમયે પાછા હટવાની વાત પર ધ્યાન આપતો નથી મરણથી બીજું શુ વધારે હોઇ શકે (એમ વિચારે છે)

ટિપ્પણી :- વીરપુરૂષો યુદ્ધ આવી પડે તો પાછા હટવું કે ગર્ત આદિનુ અન્વેષણુ કરતાં નથી. એમ વિચારે છે કે મોતથી વધારે શુ થશે ? યુદ્ધમાં વિજયી થઇશ તો જગતમાં મારી કીર્તિ થશે અને લડતાં પ્રાણુ ગુમાવીશ તો લોકો મારા યશગાન ગાશે.

मूलम्- एवं समुट्ठिए भिक्खू, वोसिज्जाऽगारबंधणं ।
आरंभं तिरियं कट्टु, अत्तत्ताए परिव्वए ॥७॥

અર્થ : એજ પ્રકારે ગૃહબંધનનો ત્યાગ કરીને આરંભને છોડીને સંયમ-પાલનમાં તત્પર થયેલ સાધુ મોક્ષપ્રાપ્તિ માટે સંયમમાં જ દતચિત્ત બની વિચરે

मूलम्- तमेगे परिभासंति, भिक्खूयं साहुजीवियं ।
जे एवं पगिभासंति, अंतए ते समाहिए ॥८॥

અર્થ : ઉત્તમ આચારથી નિર્વાહ કરનાર ભિક્ષુના વિષયમાં કોઇ અન્ય દર્શની આક્ષેપવચન કહે છે એ આક્ષેપવચન કહેનારા અન્યદર્શનીઓ સમાધિમાર્ગથી દૂર છે.

मूलम्- संबध्ध समकप्पा उ, अन्नमन्नेसु मुच्छिया ।
पिडवायं गिलाणस्स, जं सारेह दलाह य ॥९॥

અર્થ : આ લોકો ગૃહસ્થની માફક વ્યવહાર કરે છે, તેઓ એક બીજામાં આસક્ત છે. રોગી સાધુના માટે આહાર અન્વેષણુ કરીને લાવી આપે છે.

ટિપ્પણી :- અન્ય મતાવલંબીઓ જૈન સાધુઓ માટે આ પ્રકારે ટીકા કરે છે કહે છે કે ગૃહસ્થોની માફક શ્રમણો રાગથી બંધાયેલા હોય છે. અનુરાગના કારણે એક બીજાની સેવા કરે છે જેમ ઘરમાં માતા-પિતા પુત્ર-પત્ની આદિ એક બીજા પ્રત્યે રાગ સ્નેહ રાખે છે તેમ ગુરૂ-શિષ્ય, શિષ્ય-ગુરૂ પ્રત્યે રાગ-સ્નેહ રાખે છે એટલે ગૃહસ્થ કે સાધુના વ્યવહારમાં કયાંય અંતર દેખાતું નથી

मूलम्- एवं तुब्भे सरागत्था, अन्नमन्नमणुव्वसा ।
नट्ठसप्पहसब्भावा, संसारस्स अपारगा ॥१०॥

અર્થ : આ પ્રમાણે તમે રાગયુક્ત છો અને પરસ્પર એકબીજાને વશ રહો છો ને સત્પથ તથા સદ્ભાવથી રહિત છો ચાર ગતિરૂપ સંસારને પાર પામનારા નથી.

मूलम्- अह ते परिभासेज्जा, भिक्खू मोक्खविसारए ।
एवं तुब्भे पमासंता, दुपक्खं चेव सेवह ॥११॥

અર્થ : ત્યાર પછી મોક્ષમાર્ગનાં વિશારદ જ્ઞાન, દર્શન, ચારિત્રનુ પાલન કરનાર સાધુ તે અન્ય તીર્થિકોને કહે છે કે તમે બેઉ પક્ષને સેવન કરનારા છો.

ટિપ્પણી :– બેઉ પક્ષનુ સેવન એટલે કે પ્રથમ સાધુનો વેશ ધારણ કરી ગૃહસ્થનાં પક્ષનુ સેવન કરવુ આ સદોષ પક્ષનુ સેવન થયું. નિર્દોષ સયમ માર્ગ પ્રત્યે આક્ષેપ કરવાથી દ્વેષરૂપ પક્ષનું સેવન થયુ.

मूलम्- तुब्भे भुंजह पाएसु, गिलाणो अभिहडंमि या ।
तं च बीओदगं भोच्चा, तम्मुद्दिस्सादि जं कडं ॥१२॥

અર્થ : તમે લોકો ધાતુનાં પાત્રમા ભોજન કરો છો અને રોગી સાધુનાં માટે ગૃહસ્થ દ્વારા ભોજન મંગાવો છો સચિત બીજ તથા કાચુ પાણી ભોગવો છો. સાધુ માટે ઉદ્દેશીને બનાવેલ આહારનો ઉપભોગ કરો છો

मूलम्- लित्ता तिव्वाभितावेणं, उज्झिया असमाहिया ।
नातिकंडूइयं सेयं, अरुयस्सावरज्झइ ॥१३॥

અર્થ : તમે લોકો તીવ્ર અભિતાપ કર્મબંધનથી ઉપલિપ્ત ને વિવેકથી રહિત છો. શુભ અધ્યવસાયથી રહિત છો. ઘાવને ખંજોળવાથી શ્રેય નથી દોષકારક છે વધારે પીડા કરે છે.

मूलम्- तत्तेण अणुसिट्ठा ते, अपडिन्नेण जाणया ।
ण एस णियए मग्गे, असमिक्खा वती किती ॥१४॥

અર્થ : રાગદ્વેષ રહિત ને યથાયોગ્ય પદાર્થોને જાણનાર સાધુ અન્યદર્શનીને યથાવસ્થિત અર્થની શિક્ષા આપે છે ને કહે છે કે આપ લોકોએ જે માર્ગનો સ્વીકાર કર્યો છે તે યથાર્થ બુધ્ધિયુકત નથી ને સમ્યકૃદૃષ્ટિ ઉપર આક્ષેપ કર્યો છે, તે પણ વગર વિચાર્યું જ કહ્યું છે તથા આપ લોકો જે કાર્ય કરી રહ્યા છો તે વિવેકશૂન્ય છે

मूलम्- एरिसा जा वई एसा, अग्गवेणुव्व करिसिता ।
गिहिणो अभिहडं सेयं, भुंजिउं ण उ भिक्खुणं ॥१५॥

અર્થ : આ પ્રકારનું તમારૂં કથન જે ગૃહસ્થ દ્વારા લાવેલ આહાર વિગેરે લેવો ને ખાવું તે વાત બરાબર નથી તે વાત વાંસના અગ્રભાગની સમાન દુર્લભ છે. ગૃહસ્થ દ્વારા લાવેલ આહાર સદોષ અને સાધુ દ્વારા લાવેલ આહાર નિર્દોષ છે.

ટિપ્પણી :– અન્યતીર્થિઓનુ કથન છે કે ગૃહસ્થો દ્વારા લાવેલ આહાર પાણી સાધુઓ માટે કલ્યાણકારી છે તે કથન સત્ય નથી. કારણ કે ગૃહસ્થો દ્વારા લાવેલ આહાર વિગેરે સદોષ છકાયના જીવોની ઘાત સહિતનો હોય ને તે ઉદ્ગમાદિ દોષયુકત હોય છે.

मूलम्- धम्मणपन्नवणा जा सा, सारंभाण विसोहिया ।
ण उ एयाहिं दिट्ठीहिं पुव्वमासी पग्गप्पियं ।।१६।।

અર્થ : સાધુઓને દાન આપીને ઉપકાર કરવો જોઇએ. તે આ ધર્મની દેશના છે. તે દેશના ગૃહસ્થોને શુધ્ધ કરવાવાળી છે. પણ સાધુઓને નહિ આવી દૃષ્ટિથી પૂર્વે દેશના આપવામાં આવી છે.

ટિપ્પણી :– ગૃહસ્થોએ સાધુઓને દાન આપી ઉપકાર કરવો જોઇએ. કારણ કે ગૃહસ્થોની શુદ્ધિ થાય. સાધુઓ એ દાનનો સ્વીકાર કરે તો સંયમની વિશુદ્ધિ રહી શકે નહિ. ને સાધુઓ ગૃહસ્થને ત્યાંથી લાવી અન્ય તીર્થિકોને આપે તો અદત્તાદાન-મૃષાવાદના દોષના ભાગીદાર બનવું પડે.

मूलम्- सव्वाहि अणुजुत्तीहि, अचयंता जवित्तये ।
तओ वायं णिराकिच्चा, भुज्जो वि पगब्भिया ।।१७।।

અર્થ : સર્વ યુકિતઓ વડે પોતાના પક્ષની સિદ્ધિ ન થવાથી અન્યતીર્થીઓ વાદને મૂકી પોતાનાં પક્ષનું સ્થાપન કરવા ધૃષ્ટતા કરે છે.

मूलम्- रागदोसाभि भूयप्पा, मिच्छतेण अभिद्दुत्ता ।
आउस्से सरणं जंति, टंकणा इव पव्वयं ।।१८।।

અર્થ : રાગ અને દ્વેષથી પરાભવ પામેલા ને જેનો આત્મા મિથ્યાત્વથી ભરપુર છે તેવા અન્યતીર્થિકો શાસ્ત્રાર્થથી પરાજિત થયેલ તેઓ ગાળ (ગલીચ શબ્દો) આદિનો આશ્રયગ્રહણ કરે છે. જે રીતે પહાડમાં રહેતી મ્લેચ્છ જાતિ હારી જતાં પર્વતનો આશ્રય લે છે

मूलम्- बहुगुणप्पगप्पाइं, कुज्जा अत्तसमाहिए ।
जेणऽन्ने नो विरुज्झेज्जा, तेण त त समायरे ।।१९।।

અર્થ : જેની ચિત્તવૃત્તિ પ્રસન્ન રહેલી છે તેવા મુનિ પરતીર્થિક માણસોની સાથે શાસ્ત્રાર્થના સમયે બહુ ગુણ પ્રકટ થાય તેવાં અનુષ્ઠાનો આચરે છે જેના વડે બીજા માણસો પોતાનો વિરોધ ન કરે. આ કારણથી તે તે અનુષ્ઠાનોનું આચરણ કરે.

मूलम्- इमं च धम्ममादाय, कासवेण पवेइयं ।
कुज्जा भिक्खु गिलाणस्स, अगिलाए समाहिए ।।२०।।

અર્થ : કાશ્યપગોત્રી ભગવાન મહાવીરસ્વામી દ્વારા પ્રતિપાદિત આ ધર્મને સ્વીકાર કરીને સાધુ રોગીસાધુની ગ્લાનિ રહિત થઇ પ્રસન્નચિત્તે વૈયાવચ્ચ કરે.

मूलम्- संखाय पेसलं धम्मं, दिट्ठिमं परिनिव्वुडे ।
उवसग्गे नियामित्ता, आमोक्खाय परिव्वएज्जासि ।।२१।।

અર્થ : પદાર્થના સ્વરૂપને યથાર્થ જાણનારા રાગ દ્વેષ રહિત મુનિ ઉત્તમ શ્રુત ચારિત્ર્ય રૂપ ધર્મને જાણીને ઉપસર્ગોને પોતાના આધીન કરી મોક્ષ પ્રાપ્તિ પર્યંત સયમનુ અનુષ્ઠાન કરે

इति तृतीयाध्ययने तृतीयोद्देशकः



# तृतियाध्ययने चतुर्थोद्देशकः

**પૂર્વભૂમિકા** :–ત્રીજા ઉદ્દેશકમાં અનુકુળ પ્રતિકૂળ ઉપસર્ગોનું વર્ણન આવ્યું ઘણા સાધુઓ ઉપસર્ગ સહન ન કરી શકવાના કારણે સંયમથી ભ્રષ્ટ થઈ ગયા છે. તે પાછા સ્થિર કરવા આ ચોથા ઉદ્દેશકમાં કથન કરવામાં આવ્યું છે.

मूलम्- आहंसु महापुरिसा, पुवि तत्ततवोधणा ।
उदएण सिध्धिी मावन्ना, तत्थ मंदो विसीयइ ।।१।।

અર્થ : કોઈ અજ્ઞાનિઓ એમ કહે છે કે પૂર્વ કાળમાં તપ જ જેમનુ ધન છે એવા મહાપુરૂષોએ કાચા પાણીનું સેવન કરીને મુક્તિ પ્રાપ્ત કરેલ છે. મૂર્ખ પુરૂષો આ વાત સાંભળીને શીતળ જલનુ સેવન કરવામાં પ્રવૃત થઇ જાય છે

मूलम्- अभुंजिया नमी विदेही, रामगुत्ते य भुंजिया ।
बाहुए उदगं भोच्चा, तहा नारायणे रिसी ।।२।।

અર્થ : વિદેહ દેશના રાજા નમી રાજાએ આહારનો ત્યાગ કરીને અને રામગુપ્તે આહાર કરીને, બાહુકે શીતળ જલનું સેવન કરીને ને નારાયણ ઋષિએ તે પ્રમાણે શીતળ જલનો ઉપભોગ કરીને સિદ્ધિને પ્રાપ્ત કરી છે

मूलम्- आसिले देविले चेव, दीवायण महारिसी ।
पारासरे दग भोच्चा, बीयाणि हरियाणि य ।।३।।

અર્થ : આસિલ ઋષિ તથા દેવલ ઋષિ તથા મહર્ષિ દ્વૈપાયન તથા પારાસર ઋષિ એ સર્વે શીતળ પાણીનું સેવન કરીને તથા બીજ તથા હરિત વનસ્પતિનો આહાર કરી મોક્ષ પ્રાપ્ત કર્યું.

ટિપ્પણી :– ઉપરોક્ત ઋષિઓ કાચું પાણી, બીજ, વનસ્પતિઓ વિગેરેનો ઉપયોગ કરી મોક્ષને પ્રાપ્ત થયા એ તેમનું કથન તદ્દન અસત્ય જ છે કારણકે ધર્મનું ખરૂં સ્વરૂપ જાણનારા આવું અસત્ય કપોળકલ્પિત કથન કરે જ નહિ કામભોગમાં આસકત હોવાથી ઉપરોકત પ્રકારે કરે છે

मूलम्- एए पुव्वं महापुरिसा, आहिता इह संमता ।
भोच्चा बीओदग सिध्धा, इइ मेयमणुस्सुयं ।।४।।

અર્થ : પૂર્વકાળમાં આ મહાપુરૂષો જગત પ્રસિધ્ધ હતા. એમ જૈન આગમોમાં પણ માન્ય પુરૂષ હતાં એ લોકો બીજ-કંદ-મૂળ અને કાચું પાણી વિગેરેનો ઉપભોગ કરીને સિદ્ધગતિને પ્રાપ્ત કરેલ છે. એ પ્રમાણે મે મહાભારત આદિમાં સાંભળ્યું છે.

ટિપ્પણી : કોઇક અન્યતીર્થિઓ આવો ખોટો પ્રચાર કરીને સંસારમાં ડૂબે છે અને બીજાને ડૂબાડે છે જૈન આગમમાં કાચા પાણીને અડકવું–સ્પર્શ કરવો તેની પણ સાધુને મના છે. તો પીવાની વાત જ કયાં રહી ?

मूलम्- तत्थ मंदा विसीयंति, वाहच्छिन्ना व गद्दभा ।
पिट्ठओ परिसंप्पति, पिट्ठसप्पी य संभमे ।।५।।

અર્થ : તે કુઃશાસ્ત્રનો ઉપસર્ગ પ્રાપ્ત થયે મુર્ખ પુરૂષ સયમ પાલનમાં દુઃખ અનુભવે છે. ભાર ઉચકનાર ગધેડા માફક. જેમ અગ્નિ વિગેરેનો ઉપદ્રવ થતાં ભયભીત થઇ લાકડીના ટેકાથી ચાલનાર હાથ-પગ વગરનો પુરૂષ ચાલનાર કે ભાગનાર પુરૂષોની પાછળ રહી જાય છે એજપ્રકારે મુર્ખપુરૂષ સયમ પાલન કરનારાઓમાં બધાથી પાછળ રહી જાય છે

मूलम्- इहमेगे उ भासंति, सायं सायेण विज्जइ ।
जे तत्थ आरियं मग्गं, परमं च समाहियं ।।६।।

અર્થ : કોઇ એક શાકય મતાલખીઓવાળા મોક્ષપ્રાપ્તિના વિષયમાં એમ કહે છે કે સુખની પ્રાપ્તિ સુખથી જ થાય છે આ મોક્ષ વિષયમાં તીર્થંકર પ્રતિપાદિત જે જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ માર્ગ છે, પરમ શાંતિ આપનાર છે આ ધર્મને જે પુરૂષ છોડે છે તે અજ્ઞાની છે. પોતાના સ્વાર્થથી પતિત થાય છે.

मूलम्- मा एवं अवमन्नंता, अप्पेणं लुंपहा बहु ।
एयस्स उ अमोक्खाय, अओहारिव्व जूरह ।।७।।

અર્થ : આ જીનેશ્વરના માર્ગને તિરસ્કાર કરનારા તમે લોકો અલ્પ ને તુચ્છ વિષયસુખનાં લોભે અતિમૂલ્યવાન મોક્ષ સુખનો નાશ કરનારા એવા તમે "સુખથી સુખની પ્રાપ્તિ થાય છે" એ અસત્ય પક્ષને નહિ છોડનારા લોહ વણિકની જેમ પશ્ચાતાપ કરશો.

मूलम्- पाणाइवाए वट्टंता, मुसावाए असंजता ।
अदिन्नादाणे वट्टंता, मेहुणे य परिग्गहे ।।८।।

અર્થ : છ કાય જીવનાં મર્દનરૂપ હિંસા કરનારા, અસત્ય બોલનારા, અદત્ત લેનારા, મૈથુન સેવનારા ને પરિગ્રહમાં રત રહેનારા તમે અસયમી છો

मूलम्- एव मेगे उ पासत्था, पन्नवंति अणारिवा ।
इत्थी वसं गया बाला, जिण सासणपरम्मुहा ।।९।।

અર્થ : સ્ત્રીઓનાં વશમાં રહેવાવાળા, અજ્ઞાની, જૈન શાસ્નથી વિપરીત વર્તન કરનારા અનાર્ય કોઇ પાર્શ્વસ્થ (પડવાઇ) એ પ્રમાણે કહે છે

मूलम्- जहा गंडं पिलागं वा, परिपीलेज्ज मुहूत्तगं ।
एवं विन्नवणित्थीसु, दोसो तत्थ कओ सिया ।।१०।।

અર્થ : જેમ કોઇને ગુમડુ કે ફોલ્લી થઇ હોય તો તેને દબાવવાથી પરૂ કે લોહી બહાર નીકળી જાય છે ને મુહૂર્ત માત્રમાં શાંતિ થાય છે એ રીતે સમાગમની પ્રાર્થના કરનારી સ્ત્રી સાથે સમાગમ કરવો તેમાં દોષ કયાંથી હોઇ શકે ?

मूलम्- जहा मंधादणे नाम थिमिअं भुंजसी दगं ।
एवं विन्नवणित्थीसु, दोसो तत्थ कओ सिया ।।११।।

અર્થ : જેમ ઘેટું કે બકરુ હલાવ્યા વગર પાણી પીએ છે તે પ્રકારે સમાગમની પ્રાર્થના કરનાર સ્ત્રીની સાથે સમાગમ કરવો તેમાં દોષ કયાંથી હોઇ શકે? એટલે કે એમાં દોષ સંભવી શકે નહિ.

मूलम्- जहा विहंगमा पिंगा, थिमियं भुणइ दगं ।
एवं विन्नवणित्थीसु. दोसो तत्थ कओ सिया ।।१२।।

અર્થ : જેમ પિંગ નામે પક્ષિણી હલાવ્યા વિના પાણીને પીએ છે તેથી કોઇ જીવને કષ્ટ થતુ નથી તે પ્રકારે સમાગમની પ્રાર્થના કરનાર સ્ત્રીની સાથે સમાગમ કરવો તેમાં દોષ કયાંથી હોઇ શકે?

मूलम्- एवमेगे उ पासत्था, मिच्छदिट्ठी अणारिया ।
अज्झोववन्ना कामेहिं, पूयणा इव तरूणए ।।१३।।

અર્થ : કોઇક મૈથુનને પૂર્વોક્ત પ્રકારથી નિરવદ્ય માનનારા પાર્શ્વસ્થ (શિથિલાચારી), મિથ્યાદૃષ્ટિ, અનાર્ય, કામભોગોનાં વિષયમાં અત્યંત આસક્ત હોય છે જેમ પુતના નામે ડાકણ પોતાના બાળકો પર આસક્ત હોય છે

ટિપ્પણી – આર્યકુળમાં ઉત્પન્ન થઇ જે કામભોગમાં આસકત રહે છે તે અનાર્ય છે. ને રાગનાં કારણે અસત્ય આચરણ કરે છે. પ્રશસ્ત આચારોને ત્યાગી શિથિલાચારી બની ગયા છે જેમ પૂતના બાળકોપર આસક્ત હોય છે તેમ શાકત આદિ પરતીર્થિકો લલનામાં આસક્ત હોય છે.

પૂતનાનો બીજો અર્થ ઘેટી પણ થાય છે ઘેટી પોતાનાં બચ્ચાને કુવામાં પડતાં તે પણ કુવામાં બચ્ચાના અનુરાગના કારણે પડે છે

मूलम्- अणागयमपस्संता, पच्चुप्पन्नगवेसगा ।
तेपच्छा परितप्पंति, खीणे आउंमि जोव्वणे ।।१४।।

અર્થ : ભવિષ્ય કાળમાં થનાર દુઃખને નહિ જાણનારા ને વર્તમાન સુખો પ્રાપ્ત કરવાના પ્રયત્નશીલ તે શાકયાદિ મતવાળા તે પાછળથી આયુષ્ય કે યુવાવસ્થા નષ્ટ થયા પછી પસ્તાવો કરે છે.

मूलम्- जेहि काले परिक्कंतं, न पच्छा परितप्पए ।
ते धीरा बंधणुमुक्का, नावकंखंति जीवियं ।।१५।।

અર્થ : જે પુરૂષે ધર્મોપાર્જન કાળમાં ધર્મોપાર્જન કર્યું છે તેને પાછળથી પસ્તાવો કરવો પડતો નથી. બંધનથી મુકત થયેલ ધીરપુરૂષ અસંયમી જીવનની ઇચ્છા કરતાં નથી.

मूलम्- जहा नई वेयरणी, दुत्तरा इह संमता ।
एवं लोगंसि नारीओ, दुरुत्तरा अमईमया ।।१६।।

અર્થ : જેમ આ લોકમાં વૈતરણી નદી દુસ્તર મનાય છે એ રીતે આ લોકમાં સ્ત્રીઓથી છૂટવું અજ્ઞાની પુરૂષો માટે દુસ્તર મનાય છે

मूलम्- जेहिं नारीण संजोगा, पूयणा पिट्ठओ कथा।
सव्वमेयं निराकिच्चा, ते ठिया सुसमाहिए ।।१७।।

અર્થ : જે પુરૂષોએ સ્ત્રીઓના સબધને ને કામભોગોનો ત્યાગ કર્યો છે તે પુરૂષો બધા ઉપસર્ગોને દૂર કરીને પ્રસન્નચિત્ત થઇને રહે છે

मूलम्- एए ओघं तरिस्संति, समुद्दं ववहारिणो।
जत्थ पाणा विसन्नासि, किच्चंति सयकम्मुणा ।।१८।।

અર્થ . અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગોપર જીતવાવાળા સંયમી પુરૂષો જ સંસાર પ્રવાહને તરી જશે. જેવી રીતે સાહસિક વ્યાપારી પોતાના વહાણુ વડે સમુદ્રને પેલે પાર પહોંચે છે એ જ રીતે સસારમાં પડેલા જીવો પોતાના કર્મના વડે દુઃખિ થાય છે

मूलम्- तं च भिक्खू परिण्णाय, सुव्वए समिए चरे।
मुसावायं च वज्जिज्जा, अदिन्नादाणं च वोसिरे ।।१९।।

અર્થ : સાધુ પૂર્વોકત વાતોને જાણીને ઉત્તમ વ્રત યુકત ને સમિતિઓયુકત થઈને સંયમમાં વિચરે તથા મૃષાવાદ ને અદત્તાદાનનો ત્યાગ કરે.

मूलम्- उड्ढमहे तिरियं वा जे केई तस--थावरा।
सव्वत्थ विरतिं कुज्जा, संतिनिव्वाणमाहियं ।।२०।।

અર્થ : ઉર્ધ્વ-નીચે-તિરછા જે કોઇ ત્રસ ને સ્થાવર પ્રાણી છે તેના આરંભથી સર્વકાળમાં નિવૃતિ કરવી જોઇએ એવુ કરવાથી શાંતિરૂપ નિર્વાણુ પદની પ્રાપ્તિ થવાનું કહેલ છે

मूलम्- इमं च धम्ममादाय, कासवेण पवेइयं।
कुज्जा भिक्खू गिलाणस्स, अगिलाए समाहिए ।।२१।।

અર્થ : કાશ્યપગોત્રી ભગવાન મહાવીરસ્વામી દ્વારા કથિત શ્રુત ચારિત્ર ધર્મનો સ્વીકાર કરીને સમાધિયુકત સાધુએ ગ્લાનિ અનુભવ્યા વગર ગ્લાન (રોગી) સાધુની સેવા કરે.

मूलम्- संखाय पेसलं धम्मं, दिट्ठिमं परिनिव्वुडे।
उवसग्गे नियामित्ता, आमोक्खाय परिव्वएज्जासि ।। त्ति बेमि ।।२२।।

અર્થ : સમ્યક્દૃષ્ટિ આત્મા શાંતપુરૂષે મુકિત પ્રાપ્ત કરાવનાર આ શ્રુત ચારિત્રરૂપ ધર્મને બરાબર જાણીને ઉપસર્ગોને સહન કરીને મોક્ષની પ્રાપ્તિ સુધી સયમનું પાલન કરે

तृतीयम् अध्ययनं समाप्तम्



# अथ चतुर्थमध्ययनम–प्रथमोद्देशकः

**પૂર્વભૂમિકા :–** ત્રીજુ અધ્યન પૂર્ણ થયું. ચોથુ અધ્યન શરૂ થાય છે. આ અધ્યયનમાં ઉપસર્ગોનું વર્ણન કરતાં અનુકૂળ ઉપસર્ગો જીતવા ઘણા કઠણ હોય છે સ્ત્રી પરિસહોને જીતવાનું મહત્વ બતાવતાં કહે છે.

मूलम्- जे मायरं च पियरं च, विप्पजहाय पुव्व संजोगं ।
एगे सहिते चरिस्सामि, आरतमेहुणो विवित्तेसु ।।१।।

અર્થ : જે કોઈ સાધક માતા-પિતા વિગેરેના પૂર્વ સંયોગોને છોડીને સંયમ ગ્રહણ કરી, મૈથુનનો ત્યાગ કરીને, એકાકી જ્ઞાન-દર્શન ને ચારિત્ર્યથી યુક્ત સ્ત્રી-પશુને નપુંસક રહિત સ્થાનમાં વિચરીશ.

मूलम्- सुहुमेणं तं परिक्कम्म छन्नपएण इत्थिओ मंदा ।
उव्वायं पि ताउ जाणंसु, जहा लिस्संति भिक्खुणो एगे ।।२।।

અર્થ : અવિવેકશીલ સ્ત્રીઓ છુપી રીતે સાધુની પાસે આવીને કપટ જાળથી સાધુને ભ્રષ્ટ કરવા પ્રયત્ન કરે છે. ને તે ઉપાય પણ જાણે છે જેનાથી કોઇ એક સાધુ તેનો સંગ કરી લે છે.

मूलम्- पासे भिसं णिसीयंति, अभिक्खणं पोसवत्थं परिहिंति ।
कायं अहे वि दंसंति, बाहू उद्धट्टु कक्खमणुव्वजे ।।३।।

અર્થ : સાધુની પાસે વિશેષ નજીક આવીને બેસે છે વારંવાર સુંદર વસ્ત્ર પહેરીને કાયાના નીચેના ભાગને બતાવે છે. ભૂજાઓ ઉંચી કરીને બગલનો ભાગ બતાવે છે

मूलम्- सयणासणेहिं जोगेहिं, इत्थिओ एगया णिमंतति ।
एयाणि चेव से जाणे, पासाणि विरूवरूवाणि ।।४।।

અર્થ : કોઇ વખત સ્ત્રીઓ યોગ્ય વસ્તુઓનું શયનાસન વિગેરેનું સાધુઓને નિમંત્રણ કરે છે પરંતુ તે સાધુઓ આ તમામ વાતોને વિવિધ પ્રકારનાં પાસ-બંધન-ને સમજી લે.

मूलम्- नो तासु चक्खु संधेज्जा, नो वि य साहसं समभिजाणे ।
णो सहियं पि विहरेज्जा, एवमप्पा सुरक्खिओ होइ ।।५।।

અર્થ : તે સ્ત્રીઓની આંખ સાથે આખ મિલાવે નહિ તેમ તેના નિમંત્રણરૂપ સાહસને રૂડુ ન જાણે તેમની સાથે પરગામ વિગેરે જવા માટે વિહાર ન કરવો આ પ્રમાણે વર્તવાથી સાધુનો આત્મા સયમમા સુરક્ષિત રહી શકે છે

मूलम्- आमंतिय उस्सविया, भिक्खुं आयसा निमंतंति ।
एयाणि चेव से जाणे, सद्दाणि विरूवरूवाणि ।।६।।

અર્થ : આમંત્રણ કરીને, વિશ્વાસ ઉપજાવીને, સાધુને ભોગ ભોગવવા પોતાની સાથે પ્રાર્થના કરે.

તે જ્ઞાનસ્વરૂપથી જાણીને પ્રત્યાખાનથી ત્યાગ કરે. તેના શબ્દોને વિચિત્ર પ્રકારનાં પાસ-બંધન- સમજે

मूलम्- मण बंधणेहिं णेगेहिं, कलुणविणीयमुवगसित्ताणं ।
अदु मंजुलाइं भासंति, आणवयंति भिन्नकहाहिं ॥७॥

અર્થ · મનને બંધન કરે તેવા અનેક ઉપાયો દ્વારા તથા કરુણાયુકત વચનો તથા વિનયભાવથી સાધુ પાસે આવીને મધુર ભાષણ કરતી ભિન્ન ભિન્ન વાતોથી સાધુને આજ્ઞામાં પ્રવર્તાવે છે.

ટિપ્પણી :- મનમોહિત થાય તેવા મધુર વચન, કટાક્ષ, અંગોપાંગ પ્રદર્શન ને મન બંધ કહે છે તેવી મીઠી મીઠી વાતો કરી ચારિત્રથી ભ્રષ્ટ કરે છે.

मूलम्- सीहं जहा व कुणिमेणं, निब्भयमेग चरंति पासेणं ।
एवित्थियाउ बंधंति, संवुडं एगतियमणगारं ॥८॥

અર્થ · જેમ ભયરહિત એકલા વિચરતાં સિંહને માંસની લાલચ વડે શિકારી બાંધી લે છે એ જ પ્રમાણે સ્ત્રીઓ પણ સંવર યુક્ત મન-વચન-કાયાથી ગુપ્ત એવા અને એકલા સાધુને બાંધી લે છે

मूलम्. अह तत्थ पुणो णमयंति, रहकारो व णेमि आणुपुव्वीए ।
बद्धे मिए व पासेणं, फंदंते वि ण मुच्चए ताहे ॥९॥

અર્થ : રથ બનાવનાર ક્રમસર નેમી ચક્રને નમાવે છે એ જ પ્રમાણે સ્ત્રીઓ સાધુને પોતાનાં આધીન કર્યા પછી પોતાની ઇચ્છા પ્રમાણે પ્રવૃત્તિ કરાવે છે ને પાશથી બંધાયેલો સાધુ મૃગલની જેમ ફાસલાથી છૂટવા પ્રયત્ન કરવા છતાં તેમાંથી છૂટી શકતો નથી

मूलम्- अह से अणुतप्पई पच्छा, भोच्चा पायसं व विसमिस्सं ।
एव विवेग मादाय, संवासो न वि कप्पए दविए ॥१०॥

અર્થ જેમ વિષમિશ્રિત દૂધપાક ભોગવીને પછી પશ્ચાતાપ કરે છે એ જ રીતે સ્ત્રીઓથી બંધાયેલ સાધુ પછી પશ્ચાતાપ કરે છે માટે વિવેક ગ્રહણ કરી મોક્ષાર્થી સાધુએ સ્ત્રીઓનો સહવાસ ન કરવો.

मूलम्- तम्हा उ वज्जए इत्थी, विसलित्तं व कंटगं नच्चा ।
ओए कुलाणि वसवत्ती, आघाए ण से वि णिग्गंथे ॥११॥

અર્થ તે કારણથી સ્ત્રીઓના સહવાસને છોડે, સ્ત્રીઓને વિષ લેપટાવેલ કાંટાની જેમ જાણીને છોડી દેવું સ્ત્રીઓને વશવર્તી પુરુષ ગૃહસ્થના ઘેર જઈને સ્ત્રી સાથે એકલો વાર્તાલાપ કરે છે તો તે નિર્ગ્રંથ ન કહેવાય

मूलम्- जे एयं उंछं अणुगिध्धा, अन्नयरा हुंति कुसीलाणं ।
सुतवस्सिए वि से भिक्खू, नो विहरे सह णमित्थीसु ॥१२॥

અર્થ : જે સાધુએ સ્ત્રીસહવાસ ને નિંદનિય કર્મમાં આસક્ત રહે તે સાધુ નથી પણ કુશીલ છે. તે સાધુ ઉત્તમ તપસ્વી હોય તો પણ સ્ત્રીઓની સાથે વિચરવું નહિ

मूलम्- अवि धूयराहिं सुण्हाहिं, धाईहि अदुव दासीहि ।
महतीहिं वा कुमारीहिं, संथवं से न कुज्जा अणगारे ॥१३॥

અથ ; સાધુ પોતાની કન્યા કે પુત્રવધુ કે ધાયમાતા કે દાસી અથવા મોટી ઉમરની સ્ત્રી સાથે કે કુમારિકા સાથે વાર્તાલાપ કે સંસર્ગ કરે નહિ.

मूलम्- अदु णाईणं च सुहीणं वा, अप्पियं दट्ठु एगया होइ ।
गिध्धा सत्ता कामेहि, रक्खणपोसणे मणुस्सोऽसि ॥१४॥

અર્થ : એકલા સ્ત્રી સાથે બેઠેલા સાધુને દેખીને તેના જ્ઞાતિજનો કે તે સ્ત્રીનો પતિ નારાજ થાય કહેવા માંડે કે અન્યની જેમ આ સાધુ પણ કામમાં આસક્ત છે ને કહે છે કે આ સ્ત્રીનું ભરણપોષણ કરો. કેમકે આ સ્ત્રીનો તું પુરુષ છે

मूलम्- समणं पि दट्ठुणुदासीणं, तत्थ वि ताव एगे कुप्पंति ।
अदुवा भोयणेंहि णत्थेंहि, इत्थीदोसं संकिणो होंति ॥१५॥

અર્થ : ઉદાસીન સાધુને સ્ત્રી સાથે એકાંતમાં વાર્તાલાપ કરતાં જોઇ ત્યાં તે વખતે કોઇ ક્રોધિત થઇ જાય. તેમ જ સ્ત્રીના દોષની શકા કરે અથવા એમ માને કે આ સ્ત્રી સાધુના માટે આહાર તૈયાર કરી આપે છે

मूलम्- कुव्वंति संथवं ताहिं, पब्भट्ठा समाहिजोगेहिं ।
तम्हा समणा ण समेंति, आयहियाए सण्णिसेज्जाओ ॥१६॥

અર્થ : સમાધિયોગથી ભ્રષ્ટ પુરુષ જ સ્ત્રીઓ સાથે પરિચય કરે એ વાતને સાધુ બરાબર જાણી– આત્મહિત કરનારા તેઓ સ્ત્રીઓની સમીપમાં જતાં નથી.

ટિપ્પણી :– સમાધિયોગ એટલે આત્મકલ્યાણ–ધર્મધ્યાનમાં –મન, વચન, કાયા વડે પ્રવૃત્તિ કરાય તે જ સમાધિયોગ છે ને જે સાધુ સમાધિયોગ ભ્રષ્ટ થાય તે શિથિલાચારી છે. પાર્શ્વસ્થ છે માટે સાધુપુરુષે –આત્મકલ્યાણ હિતેષુ – સ્ત્રી પરિચયથી દૂર રહેવું તેનો સસર્ગ ન કરવો

मूलम्- बहवे गिहाइं अवहट्टु, मिस्सीभावं पत्थुया य एगे ।
धुवमग्गमेव पवयंति, वाया वीरियं कुसीलाणं ॥१७॥

અર્થ : ઘણાં એક ઘર છોડીને પ્રવજ્યા ગ્રહણ કરીને મિશ્રભાવને સ્વીકારી લે છે ને કહે છે કે

જે માર્ગનો સ્વીકાર કર્યો છે તે જ મોક્ષ માર્ગ છે. એવા કુશીલ વચનોમાં જ શૂરા છે. અનુષ્ઠાનમાં નહિ

ટિપ્પણી :– પાચ પ્રકારનાં સાધુ શિથિલાચારી છે. ૧ અવસન્ન ૨. પાર્શ્વસ્થ ૩. સંસક્ત ૪. યથાચ્છંદ ૫ કુશીલ આ પાંચે શિથિલાચારિઓ બોલવામાં જ શૂરા હોય છે. પોતે જે માર્ગનો આચરણ કરે છે તેને જ મોક્ષ માર્ગ કહે છે. તેઓ માત્ર ઋદ્ધિ ગૌરવ, રસગૌરવ ને શાતા ગૌરવથી ફસાયેલ છે. તેનામાં સદ્ અનુષ્ઠાનનું સામર્થ્ય હોતું નથી દ્રવ્યલિંગ ધારીઓ છે તે સાધુ કહી શકાય નહિ.

मूलम्-- सुध्धं रवति परिसाए, अह रहस्संमि दुक्कडं करेइ ।
जाणंति य णं तहाविऊ, माइल्ले महासढेऽयं ति ।।१८।।

અર્થ : પરખદામાં કુશીલ પુરુષો પોતાને શુદ્ધ કહે છે ને એકાંતમાં પાપાચરણ કરે છે. એવાની ચેષ્ટા વડે જાણનાર વ્યકિત જાણે છે કે આ કુશીલ છે. માયાવી ને મહાશઠ છે.

मूलम्- सयं दुक्कडं च न वदइ, आइट्ठो वि पकत्थइ बाले ।
वेयाणुवीइ मा कासी, चोइज्जंतो गिलाइ से भुज्जो ।।१९।।

અર્થ : અજ્ઞાની સાધુ પોતાનાં દુષ્કૃત્યને કહેતાં નથી પણ બીજો કોઇ તેને પૂછે તો ત્યારે પોતાની પ્રશંસા કરે છે ગુરુદ્વારા કહેવામાં આવે કે તુ વેદોદય કાર્ય ન કર ત્યારે તે કુશીલ શિષ્ય વારંવાર ગ્લાનિ અનુભવે છે.

मूलम्- ओसिया वि इत्थिपोसेसु, पुरिसा इत्थिवेयखेयन्ना ।
पण्णा समन्निता वेगे, नारीणं वसं उवकसंति ।।२०।।

અર્થ : સ્ત્રી પોષણનો અનુભવ હોવા છતાંય, સ્ત્રીવેદને જાણનાર કોઇક પ્રજ્ઞાવંત હોય છતાંય કોઇ પુરુષ સ્ત્રીઓને અધિન બની દાસત્વ સ્વીકારે છે

मूलम्- अवि हत्थपायछेदाय, अदुवा वध्धमंसउक्कंते ।
अवि तेयसामितावणाणि, तच्छिय खारसिंचणाइं च ।।२१।।

અર્થ : આ સ્ત્રીઓનાં સબંધનાં કારણે હાથ-પગ છેદન થાય છે. તથા ચામડી તથા માંસને કાપી લેવામાં અથવા અગ્નિથી જલાવવાનો યોગ થાય છે. તેમ જ વળી તેમનાં અંગોનું છેદન કરી ઉપર ખાર છાંટવાના તીવ્ર દંડનો યોગ થાય છે.

मूलम्- अदु कण्णणासच्छेदं, कंठच्छेदणं तितिक्खंति ।
इति तत्थ पावसंतत्ता, न य विंति पुणो न काहिंति ।।२२।।

અર્થ : અથવા સ્ત્રીગમન કરનાર આ પાપી પુરુષને આ લોકમાં કાનનું છેદન તથા નાકનું તથા કંઠનું છેદન સહન કરવું પડે છે. છતાંય એમ નથી કહેતા કે હવે હું ફરી આ પાપ નહિં કરું.

मूलम्- सुतमेवमेगेसिं, इत्थीवेदेइ हु सुयक्खायं ।
एवंपि ता वदित्ताणं, अदुवा कम्मुणा अवकरेंति ।।२३।।

અર્થ : આ પ્રકારે અમે સાંભળ્યું છે કે સ્ત્રીઓનો સંપર્ક ખરાબ છે આ પ્રકારે કોઈકનું કથન છે કે સ્ત્રીઓ કહે છે કે આ અકાર્ય હવે કરીશ નહિ પણ આચરણ જુદું જ કરે છે. (અકાર્યમાં ફરી પ્રવૃત્ત થાય છે.)

मूलम्- अन्नं मणेण चिंतेति, वाया अन्नं च कम्मुणा अन्नं ।
तम्हा ण सद्दहे भिक्खू, बहुमायाओ इत्थिओ णच्चा ।।२४।।

અર્થ : સ્ત્રી મનથી અન્યનું ચિંતન કરતી હોય છે ને વચનથી બીજું બોલતી હોય છે. ને કાયાથી આચરણ જુદું જ હોય છે તે કારણથી સ્ત્રીઓને બહુ માયાવી સમજીને સાધુઓએ તેઓમાં વિશ્વાસ ન કરવો.

मूलम्- जुवइ समणं बूया, विचित्तलंकारवत्थगाणि परिहित्ता ।
विरता चरिस्सहं रुक्खं, धम्ममाइक्ख णे भयंतारो ।।२५।।

અર્થ : કોઈ યુવાનસ્ત્રી ચિત્રવિચિત્ર વસ્ત્ર, અલંકાર ધારણ કરીને સાધુ પાસે આવીને કહે ભયથી રક્ષા કરનાર હે સાધુ! હુ વિરકત થવા ઇચ્છુ છું. સંયમ ગ્રહણ કરીશ મને ધર્મ સંભળાવો.

मूलम्- अदु साविया पवाएणं, अहमंसि साहम्मिणी य समणाणं ।
जंतुकुमे जहा उवज्जोइ, संवासे विदू विसोयेज्जा ।।२६।।

અર્થ : અથવા શ્રાવિકા હોવાથી તે સ્ત્રી સાધુની પાસે આવે છે ને કહે છે કે હું શ્રમણોની સાધર્મિણી છું એમ કહીને નિકટ આવે છે જેમ અગ્નિપાસે લાખનો ગોળો ઓગળી જાય છે એ જ રીતે વિદ્વાન પુરુષ પણ સ્ત્રીઓના સહવાસથી શીથિલવિહારી થઇ જાય છે.

मूलम्- जतुकुंभे जोइउवगूढे, आसुऽभितत्ते णासमुवयाइ ।
एवित्थियाहि अणगारा, संवासेण णासमुवयंति ।।२७।।

અર્થ : જેમ લાખનો ઘડો અગ્નિના સ્પર્શથી જલ્દી તપ્ત થઇ નાશ પામે છે એજ રીતે સ્ત્રીઓના સંપર્કથી સાધુપુરુષ સંયમથી પતિત થઇ જાય છે.

मूलम्- कुव्वंति पावगं कम्मं, पुट्ठा वेगेवमाहिंसु ।
नोऽहं करेमि पावंति, अंकेसाहिणी ममेसत्ति ।।२८।।

અર્થ : પાપકર્મ કરનારને કોઇ પુછવા આવે તો એવું કહે છે કે હું પાપકર્મ કરતો નથી આ સ્ત્રી બાલ્યાવસ્થાથી મારા ખોળામાં બેસતી હતી.

मूलम्- बालस्स मंदयं बीयं, जं च कडं अवजाणइ भुज्जो ।
दुगुणं करेइ से पावं, पूयणकामो विसन्नेसी ।।२९।।

અર્થ : અજ્ઞાની પુરુષની બીજી મૂર્ખતા એ છે કે કરેલાં પાપનો ઇન્કાર કરે છે તેણે એક પાપ કર્યું તેને છૂપાવવા માટે જૂઠું બોલવુ. આમ તે ડબલ પાપ કરે છે તે જગતમાં પૂજા ચાહે છે અને અસંયમની ઇચ્છા કરે છે

मूलम्- संलोकणिज्जमणगारं, आयगयं नियंतणे णाहंसु ।
वत्थं च ताइ पायंवा, अन्न पाणगं पडिग्गाहे ।।३०।।

અર્થ : દેખવામાં સુંદર આત્મજ્ઞાની સાધુને સ્ત્રીઓ નિમંત્રણ આપીને કહે કે હે ભવસાગરથી રક્ષા કરનાર હે સાધુ! વસ્ત્ર, પાત્ર, અન્ન, પાણી આપ મારી પાસેથી સ્વીકારો.

मूलभ्- णीवारमेवं बुज्झेज्जा, णो इच्छे अगारमागंतुं ।
बध्धे विसयपासेहिं, माहेमावज्जइ पुणो मंदे ।। त्तिवेमि ।। ३१ ।।

અર્થ : આ પ્રકારના પ્રલોભનને સાધુ જંગલી પ્રાણીને વશ કરવા માટે ચોખાના દાણાની માફક સમજે, ને ઘરે આવવા ઇચ્છા પણ ન કરે. વિષયપાશમાં બંધાયેલો અજ્ઞાની પુરુષ મોહ પ્રાપ્ત કરે છે એમ હુ કહું છું

इति चतुर्थध्ययनस्य प्रथमोदेशक:



# चतुर्थमध्ययने द्वितीयोद्देशकः

**પૂર્વભૂમિકા :**– ચોથા અધ્યયનનો પહેલો ઉદ્દેશક પૂર્ણ થયો હવે બીજો ઉદ્દેશક શરૂ થાય છે. આમાં સ્ત્રીઓમા આસક્ત થયેલ ચારિત્ર ભ્રષ્ટ સાધુની કેવી દશા થાય છે તે બતાવવામાં આવ્યું છે. આજ ભવમાં ભયંકર વિટંબણાઓ સહન કરવી પડે છે. ને કર્મબંધન પણ થાય છે

**मूलम्-** ओए सया ण रज्जेज्जा, भोगकामी पुणो विरज्जेज्जा ।
भोगे समणाणं सुणेह, जह भुंजंति भिक्खुणो एगे ॥१॥

અર્થ : વિરક્ત સાધુ ભોગમાં ચિત્તને ન જોડે. કામભોગમાં મન જાય તો તેનો તરત ત્યાગ કરે. કોઈક (શિથિલાચારી શ્રમણ) સાધુ ભોગ ભોગવે તો તેને કેવી વિટંબણા થાય છે તે હવે સાંભળો

**मूलम्-** अह तं तु भेदमावन्नं, मुच्छियं भिक्खु काममतिवट्टं ।
पलिभिंदिया णं तो पच्छा, पादुध्धट्टु मुध्धि पहणंति ॥२॥

અર્થ : ત્યાર પછી ચારિત્ર્યથી ભ્રષ્ટ અને સ્ત્રીમાં આસક્ત વિષયભોગમાં મુર્છાવાળા તે સાધુને પોતાને વશ થયેલા જાણીને પછી (તે સ્ત્રી) પોતાના પગનો તેના મસ્તક પર પ્રહાર કરે છે.

**मूलम्-** जइ केसिया णं मए भिक्खू, णो विहरे सह णमित्थीए ।
केसाण वि ह लुंचिस्सं, नन्नत्थ मए चरिज्जासि ॥३॥

અથ : વળી કેશવાળી સ્ત્રી (કહે છે) મારી સાથે વિહાર ન કરી શકતા હો તો હે ભિક્ષુ! હું આજ સ્થળે કેશનો લોચ કરીશ. મારા વિના અન્ય સ્થળે આપ જશો નહિ

ટિપ્પણી:–સ્ત્રીઓ કેશના કારણે વધારે સુંદર લાગતી હોય છે સાધુમાં આસક્ત સ્ત્રી સાધુને કહે છે જો તમને મારા કેશના કારણે કહેવામાં સકોચ થનો હોય તો હુ આ કેશને હમણાં ને હમણાં જ ખેચી નાખીશ પણ મને છોડીને ક્ષણમાત્ર બહાર ન જશો એવી મારી પ્રાર્થના છે

**मूलम्-** अह णं से होइ उवलद्धो, तो पेसति तहाभूएहि ।
अलाउच्छेदं पेहेहि, वग्गुफलाइं आहराहि त्ति ॥४॥

અર્થ : ત્યાર પછી તે સાધુ પોતાને વશ થઇ ગયો છે એમ જાણીને તે સાધુને દાસની માફક કાર્યમાં પ્રેરે છે. તુબડાને સુધારવા માટે છરી લાવો તેમ જ મારા માટે સારાં ફળો લઇ આવો. વિગેરે કાર્યો બતાવે છે.

मूलम्- दारुणि सागपागाए, पज्जोओ वा भविस्सइ राओ ।
पायाणि य मे रयावेहि, एहि ता मे पिट्ठओ मद्दे ।।५।।

અર્થ : શાક આદિ પકાવવા માટે લાકડા લાવો. રાત્રે પ્રકાશ કરવા તેલ લાવો. મારા પાત્રોને તથા પગને રંગી દો. પ્રથમ અહી આવો અને મારા પીઠનુ મર્દન કરી આપો.

ટિપ્પણી :– ચારિત્ર્યભ્રષ્ટ સાધુને સ્ત્રીઓ પોતાનાં આધીન થયેલા જાણી શુ કરાવે છે તે બતાવ્યુ છે. શાક વિગેરે પકવવા માટે જંગલમાંથી લાકડા કાપી લાવો. રાત્રે પ્રકાશ માટે તેલ જોઇશે તે બજારમાંથી લઇ આવો મારા પાત્રા રંગી આપો હાથ-પગ લાલ રંગથી રંગી આપો. તમામ કામ છોડી પહેલાં મારી પાસે આવી જાઓ હું રસોઇ કરતાં થાકી ગઇ છુ. મારી પીઠપર માલિશ કરી દો. નવરા શુ બેઠા છો ? આ પ્રકારની આજ્ઞાઓને આધિન થવું પડે છે.

मूलम्- वत्थाणि य मे पडिलेहेहि, अन्नं पानं य आहराहित्ति ।
गंधं च रजोहरणं च, कासवगं च मे समणुजाणाहि ।।६।।

અર્થ : હે સાધો ! મારા માટે નવા વસ્ત્રો લાવો, અન્ન પાણીની સગવડ કરો, સુગંધી પદાર્થો લાવો. રજોહરણ (સાવરણી) લાવો મારા કેશ ઉતારવા હજામને લાવો.

मूलम्- अदु अंजणि अलंकारं, कुक्कययं मे पयच्छाहि ।
लोद्धं च लोध्धकुसुमं च, वेणुपलासियं च गुलियं च ।।७।।

અર્થ : મારા માટે અંજન ડબ્બી તથા ભૂષણ તથા વીણા લાવી આપો લોધર અને લોધરના ફૂલો પણ લાવો અને વાંસળી ને પૌષ્ટિક ઔષધની ગુટિકા પણ લાવી આપો. (જેથી સદા યુવતી બની રહું.)

मूलम्- कुट्ठं तगर च अगुरुं, संपिट्ठं सम्मं उसिरेणं ।
तेल्लं मुहभिंलिजाए, वेणुफलाइं संनिधानाए ।।८।।

અર્થ : ઉશીરના પાણીની સાથે સારી રીતે પીસીને કુષ્ટ-કમળની ગંધથી યુકત સુગંધી દ્રવ્ય તગર, અગર, ચંદન મને લાવી આપો મુખને લગાડવા માટે સુગંધી તેલ અને વસ્ત્રો રાખવા માટે વાંસની બનેલી પેટી લાવો.

ટિપ્પણી :– ઉશીર એટલે ખસના મૂળ સાથે લસોટેલાં દ્રવ્યો. કુષ્ટનો અર્થ કમળની ગંધથી યુકત સુગંધી દ્રવ્યો. તગર-અગર આ બધા સુગંધી દ્રવ્યો છે. તે શય્યાની શોભા માટે તગરની ઇચ્છા રાખે, મુખની શોભા માટે સુગંધી તેલની ઇચ્છા રાખે, કપડાં વિગેરેની રક્ષા માટે પેટીની ઇચ્છા રાખે.

मूलम्- नंदीचूण्णगाइं पाहराहि, छत्तोवाणहं च जाणाहि ।
सत्थं च सूवच्छेज्जाए, आणिलं च वत्थयं रयावेहि ।।९।।

અર્થ : નંદીચૂર્ણ હોઠ રંગવા માટે લાવો. છત્રી તથા જોડા લાવો. શાકભાજી સમારવા માટે છરી લાવો. મારા માટે નીલ રંગનુ વસ્ત્ર રંગાવી આપો.

मूलम्- सुफणि च सागपागाए, आमलगाइं दगाहरणं च ।
तिलगकरणि मंजणसलागं, घिंसु मे विहूणयं विजाणेहि ॥१०॥

અર્થ : હે પ્રિય! શાક પકવવા તપેલી લાવો આંબળા તથા પાણી રાખવા માટે વાસણ લાવો. તિલક કરવા તથા અંજન આંજવા માટે સળી લાવો, ગ્રીષ્મકાળમાં હવા કરવા માટે પંખો લાવી આપો.

मूलम्- संडासगं च फणिहिं च, सीहलिपासगं च आणाहि ।
आदंसगं च पयच्छाहि, दंतपक्खालणं पवेसाहि ॥११॥

અર્થ : નાકની અંદરનાં વાળ કાઢવા માટે ચીપિઓ લાવો. વાળ ઓળવા માટે દાંતિઓ તથા કાંસકી લાવો. વેણી બાંધવા માટે ઊનની જાળી લાવો. મોઢું જોવા માટે દર્પણ લાવો. દાંત સાફ કરવા માટે દંતમંજન લાવો.

मूलम्- पूयफलं तंबोलयं, सुईसुत्तगं च जाणाहि ।
कोसं च मोयमेहाए, सुप्पुक्खलगं च खारगालणंच ॥१२॥

અર્થ : સોપારી તથા પાન લાવો. સોઇ-દોરા લાવો. પેશાબ કરવા ભાજન લાવો સૂપડું તથા ખાંડણિયું લાવો. ક્ષાર ગાળવાનું વાસણ લાવો.

मूलम् चंडालगं च करगं च, वच्चघरं च आउसो खणाहि ।
सरपाययं च जायाए, गोरहगं च सामणेराए ॥१३॥

અર્થ : હે આયુષ્યમાન! દેવપૂજન માટે તાંબાનુ ભાજન તથા મધુપાત્ર લાવો. પાયખાનાની સગવડ કરાવો. એ બધી વસ્તુઓ મારા માટે લાવો–બનાવો. પુત્રને રમવા માટે એક ધનુષ્ય તથા બળદ અને રથ લાવો

मूलम्- घडियं च संडिडिमयं च, चेलगोलं कुमारभूयाए ।
वासं समभिआवण्णं, आवसहं च जाण भत्तं च ॥१४॥

અર્થ : માટીની ઢિંગલી તથા વાજું લાવી આપો કુમારને રમવા માટે કપડાનો બનાવેલો દડો લાવો વર્ષાકાળ નજીક આવે છે તે માટે ઘરને રીપેરીંગ કરાવો તેમ જ અનાજ પણ લાવી આપો

मूलम्- आसंदियं च नवसुत्तं, पाउल्लाइं संकमट्ठाए ।
अदु पुत्तदोहलट्ठाए, आणप्पा हवंति दासा वा ॥१५॥

અર્થ : નવીનસૂત્રથી ગૂંથેલી બેસવા માટે માંચી લાવો બહાર ફરવા માટે લાકડાની પાદુકા લાવો. મારા પુત્રના દોહદ માટે અમુક વસ્તુઓ લાવો છે. આ પ્રકારે સ્ત્રી દાસની માફક ગણી વિવિધ આજ્ઞાઓ કરે છે.

मूलम्- जाए फले समुप्पन्ने, गेण्हेसु वा णं अहवा जहाहि ।
अह पुत्तपोसिणो एगे, भारवहा हवंति उट्टा वा ॥१६॥

અર્થ : પુત્રોત્પત્તિ થવી તે ગૃહસ્થાશ્રમનું ફળ છે. તે પછી સ્ત્રી ક્રોધિત થઈ કહે છે કે આ પુત્રને ખોળામાં લ્યો અથવા તેનો ત્યાગ કરો. કોઈ કોઇ પુરૂષ પુત્રના પોષણ માટે ઊંટની જેમ ભાર વાહન કરે છે.

मूलय्- राओ वि उट्ठिया संता, दारगं च संठवंति धाई वा ।
सुहिरामणा वि ते संता, वत्थधोवा हवंति हंसा वा ।।१७।।

અર્થ : રાત્રીનાં ઊઠીને ધાત્રીના માફક બાળકને ગોદમાં લે છે. તે અત્યંત શરમાઈને પણ ધોબીની માફક પોતાના સંતાનના વસ્ત્ર ધુએ છે.

मूलम्- एवं बहुहि कयपुव्वं, भोगत्थाए जेऽभियावन्ना ।
दासे मिइव पेसे वा पसुभूतेव से ण वा केई ।।१८।।

અર્થ : આ પ્રકારે ઘણાં મનુષ્યોએ પહેલાં કર્યું છે. જે મનુષ્ય ભોગને માટે સાવદ્ય કાર્યમાં આસક્ત છે તેઓ દાસ, મૃગ ને પ્રેષ્યની પશુ સમાન છે અથવા સર્વથી અધમ છે.

मूलम्- एवं खु तासु विन्नप्पं, संथवं संवासं च वज्जेज्जा ।
तज्जातिया इमे कामा, वज्जकरा य एवमक्खाए ।।१९।।

અર્થ : સ્ત્રીઓનાં વિષયમાં આ પ્રમાણે કથન કરેલ છે. તેથી સાધુએ સ્ત્રીઓનો પરિચય તથા સહવાસ છોડી દેવો કારણ કે સ્ત્રીઓનાં સંસર્ગથી ઉત્પન્ન થવાવાળા કામભોગ પાપને ઉત્પન્ન કરે છે એમ શ્રી તિર્થંકર દેવોએ કહ્યુ છે.

मूलम्- एवं भयं ण सेयाय, इ इ से अप्पगं निरुंभित्ता ।
णो इत्थि णो पसुं भिक्खू, णो सयं पाणिणा णिलिज्जेज्जा ।।२०।।

અર્થ : સાધુ સ્ત્રી સંસર્ગથી પૂર્વોક્ત ભય તથા અકલ્યાણનું કારણ જાણી સ્ત્રી સંસર્ગથી સાધુએ પોતાના આત્માને દૂર રાખવો સ્ત્રી તથા પશુને પોતાનાં હાથથી સ્પર્શ ન કરે.

मूलम्- सुविसुद्धलेसे मेहावी, परिकिरियं च वज्जए नाणी ।
मणसा वयसा कायेणं, सव्वफाससहे अणगारे ।।२१।।

અર્થ : જ્ઞાની પુરૂષ વિશુદ્ધ લેશ્યાવાળા મેધાવી (પંડિત) અન્યની ક્રિયા પુત્રાદિ સેવાનો ત્યાગ કરે. મન - વચન - કાયાથી - શીત - ઉષ્ણ સર્વ સ્પર્શોને સહન કરે તે જ અણગાર સાધુ છે.

मूलम्- इच्चेवमाहु से वीरे, धूयरए धूयमोहे से भिक्खु ।
तम्हा अज्झत्थविसुद्धे, सुविमुक्के आमोक्खाए परिव्वएज्जासि ।। त्तिबेमि ।।२२।।

અર્થ : જેણે સ્ત્રીસંપર્કજન્ય કર્મોને દૂર કર્યા છે, રાગદ્વેષ જનિત મોહનો ત્યાગ કર્યો છે તે સાધુ છે એમ વીર પ્રભુએ કહ્યું છે. તે માટે નિર્મળ ચિત્તવાળો અને સ્ત્રીપરિચયથી મુક્ત એવો સાધુ મોક્ષપ્રાપ્તિ પર્યંત સંયમના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત રહે એમ હું કહું છું.

इति द्वितीयोदेशकः चतुर्थ अध्ययनं समाप्तम्



# अथ नरकविभक्तिनामक पंचम-अध्ययनम्

**પૂર્વભૂમિકા** :- ચોથું અધ્યયન પૂર્ણ થયું. હવે પાંચમાં અધ્યયનની શરૂઆત થાય છે. સ્ત્રી-પરિસહ જીતવો ઘણો કઠણ છે સ્ત્રીવશ પુરૂષો અવશ્ય નરકમાં જાય છે નરકમાં કેવી વેદના સહન કરે છે તેનું નિરૂપણ આ અધ્યયનમાં કરવામાં આવ્યું છે.

मूलम्- पुच्छिस्सहं केवलियं महेसि, कहं भितावा णरगा पुरत्था ।
अजाणओ मे मूणि बूहि जाणं, काहं नु बाला नरयं उविंति ।।१।।

અર્થ : મેં કેવળજ્ઞાની ભગવાન મહાવીર સ્વામીને પૂછયું હતું કે નરકમાં કેવી પીડા હોય છે? હે ભગવાન, આપ આ વાત જાણો છો તેથી નહિ જાણનાર એવા મને કહો અજ્ઞાની કેવી રીતે નરકને પામે છે?

मूलम्- एवं मए पुट्ठे महाणुभावे, इणमोऽब्बवी कासवे आसुपुन्ने ।
पवेदइस्सं दुहमट्ठदुग्गं, आदीणियं दुक्कडियं पुरत्था ।।२।।

અર્થ : આ પ્રમાણે મારા પૂછવાથી મોટા માહાત્મ્યવાળા કાશ્યપગોત્રી, શીઘ્ર પ્રજ્ઞાવત મહાવીર સ્વામીએ આ પ્રમાણે કહ્યું કે નરક દુઃખદાયિ છે. દીન લોકોનું નિવાસસ્થાન છે. પાપી જીવો ત્યાં રહે છે તે હવે કહું છું.

मूलम्- जे केइ बाला इह जीवियट्ठी, पावाइं कम्माइं करंति रुद्दा ।
ते घोररूवे तमिसंधयारे, तिव्वाभितावे नरए पडंति ।।३।।

અર્થ : આ લોકમાં પ્રાણીઓને ભય ઉત્પન્ન કરાવનાર, અજ્ઞાની જીવ, જીવન માટે હિંસાદિ પાપકર્મ કરે છે. તે જીવો મહાભયપ્રદ એવા અંધકારયુક્ત અત્યત તીવ્ર દુઃખવાળા એવા નરકમાં ઉત્પન્ન થાય છે.

मूलम्- तिव्वं तसे पाणिणो थावरे य, जे हिंसई आयसुहं पडुच्चा ।
जे लूसए होई अदत्तहारी ण सिक्खई सेयवियस्स किंचि ।।४।।

અર્થ : જે પોતાના સુખ માટે ત્રસ ને સ્થાવર જીવોને દયારહિત થઇને મારે છે તે બીજાને મારવાના સ્વભાવવાળો હોય છે તે ચોરી કરનાર હોય છે તે સેવવા યોગ્ય સંજમનુ થોડુંય પાલન કરતો નથી તે જીવો નરકમાં ઉત્પન્ન થાય છે.

मूलम्- पागब्भि पाणे बहुणं तिवाति, अनिव्वुए घायमुवेति बाले ।
णिहो णिसं गच्छइ अंतकाले, अहो सिरं कट्टु उवेइ दुग्गं ।।५।।

અર્થ : જે પુરૂષો પાપ કરવામાં ધૃષ્ટતાવાળા હોય છે, તે ઘણાં પ્રાણીઓનો ઘાત કરે છે, તે ઘણા ક્રોધી હોય છે એવા અજ્ઞાની આત્મા મૃત્યુ પછી નીચે અંધકારવાળા સ્થાનમાં જાય છે માથું નીચે કરી દુઃખમય સ્થાનમાં ઉત્પન્ન થાય છે

मूलय्- हण छिंदइ भिंदह णं दहेति, सद्दे सुणिंता परहम्मियाणं ।
ते नरगाओ भयभिन्नसन्ना, कंखंति कं नाम दिसं वयामो ॥६॥

અર્થ : પરમાધામીઓનાં મારો, છેદન કરો, ભેદન કરો, બાળો એ શબ્દોને સાંભળીને જેની ભયથી સંજ્ઞા નાશ પામી છે તે જીવો ઇચ્છે છે કે અમે કઈ દિશામાં જઈએ.

यूलम्- इंगालरासिं जलियं सजोतिं, तत्तोवमं भूमिमणुक्कमंता ।
तेडज्झमाणा कलुणं थणंति अरहस्सरा तत्थ चिरट्ठितीया ॥७॥

અર્થ : જલતી એવી અગારાની રાશિ, જ્યોતિ સહિત, ભૂમિ સમાન ભૂમિ પર ચાલતાં, દાઝતાં, કરૂણા કરી શબ્દોથી રૂદન કરતાં હોય છે. બહુ જોરથી પ્રકટપણે ઘણાં કાળ પર્યન્ત નરકવાસમાં નિવાસ કરે છે.

मूलम्- जह ते सुया वेयरणी भिदुग्गा, णिसिओ जहा खुर इव तिक्खसोया ।
तरंति ते वेयरणिं भिदुग्गं, उसुचोइया सत्तिसु हम्ममाणा ॥८॥

અર્થ : હે શિષ્યો ! તમે સાંભળ્યું છે ? વૈતરણી નદી અતિ તીક્ષ્ણ ધારવાળી, તીક્ષ્ણ પ્રવાહવાળી તે નદીમાં બાણથી પ્રેરણા કરાયેલા ને ભાલાથી ભેદીને ચલાવવા માટે નરકનાં જીવોને નાખવામાં આવે છે. (તરે છે)

मूलम्- कोलेंहि विज्झंति असाहुकम्मा, नावं उवित्ते सइविप्पहूणा ।
अन्ने तु सूलाहिं तिसूलियाहिं, दीहाहिं विद्धूण अहेकरंति ॥९॥

અર્થ : નાવ પર બેસીને આવતાં નારકીના જીવોને પરમાધામી ગળામાં ખીલા નાખે છે, વીધે છે, સ્મૃતિરહિત કરી નાંખે છે અને બીજા નરકપાલો લાંબા શૂળોથી-ત્રિશુળોથી ભેદે છે ને નીચે ફેંકે છે

मूलम्- केसिं च बंधितु गले सिलाओ, उदगंसि बोलंति महालयंसि ।
कलंबुया वालुय मुम्मुरे य, लोलंति पच्चंति अ तत्थ अन्ने ॥१०॥

અર્થ · કોઇ એક નારકી જીવોને ગળામાં શીલા બાંધીને ઊંડા પાણીમાં ડૂબાવે છે. બીજા પરમાધામી દેવો તપેલી રેતીમાં તથા અગ્નિમાં નાખી પકવે છે તથા મુર્મુરા અગ્નિમાં આમતેમ ફેરવીને પકાવે છે.

मूलम्- आसूरियं नाम महाभितावं अंधं तमं दुप्पतरं महंतं ।
उद्धं अहेयं तिरियं दिसासु, समाहिओ जत्थऽगणी झियाई ॥११॥

અર્થ : અસૂર્ય નામક નરક, મહાન તાપયુક્ત, અત્યંત અંધકારયુક્ત, દુસ્તરયુક્ત મહાન છે. એ નરકવાસમાં ઉપર નીચે તથા તિરછી દિશાઓમાં સારી રીતે રહેલ અગ્નિ પ્રજ્વલિત છે

ટિપ્પણી :— જ્યાં સૂર્યના દર્શન થતાં નથી, ઘોર સતાપથી યુકત છે સર્વત્ર અગ્નિ છે, ત્યાં નરકમાં પાપી જીવો ઉત્પન્ન થાય છે.

मूलम्- जंसी गुहाए जलणेऽतिउट्टे, अविजाणओ डज्झइ लुत्तपण्णो ।
सया य कलुणं पुण धम्मट्ठाणं, गाढो वणीयं अतिदुक्ख धम्मं ॥१२॥

અર્થ : જે નરકમાં ગુફાના આકારમાં સ્થાપિત અગ્નિમાં પોતે કરેલા દુષ્કૃત્યોથી અજ્ઞાન ને સંજ્ઞા વિનાનો થઇને બળતો રહે છે, હંમેશાં તાપનું સ્થાન, કરૂણાજનક સ્થાન, નરકના જીવોને પ્રાપ્ત થાય છે. અત્યંત દુઃખ પમાડવું તે જ તેનો સ્વભાવ છે.

मूलम्- चत्तारि अगणिओ समारभित्ता जहिं कूरकम्माऽभि तवेति बाले ।
ते तत्थ चिट्ठंतऽभितप्पमाणा मच्छा व जीवं तुवजोइपत्ता ॥१३॥

અર્થ ; નરકભૂમિમાં કુકર્મ કરવાવાળાને પરમાધામી દેવો ચારે દિશાઓમાં અગ્નિ પ્રગટ કરીને અજ્ઞાની જીવોને તપાવે છે. જેમ આગની સમીપ આવેલ માછલી તડપે છે તેમ નારકી જીવ અહીં ત્યાં ભાગવા અસમર્થ હોવાથી ત્યાંજ અગ્નિમાં તડપે છે

मूलम्- संतच्छणं नाम महाहितावं, ते नरया जत्थ असाहूकम्मा ।
हत्थेहि पाएहि य बंधिऊणं, फलगं व तच्छंति कुहाडहत्था ॥१४॥

અર્થ : મહાતાપ દેવાવાળી સંતક્ષણ નામે નરક છે. જેમાં ખરાબ કામ કરનારને પરમાધામી દેવો હાથમાં કુહાડી લઇ તે નારકીનાં જીવોનાં હાથપગ બાંધીને લાકડાની માફક છોલી નાખે છે.

मूलम्- रुहिरे पुणो वच्चसमुस्सिअंगे, भिन्नुत्तमंगे परिवत्तयंता ।
पयंति णं णेरइए फुरंते, सजीवमच्छेव अयोकवल्ले ॥१५॥

અર્થ : વળી પરમાધામી દેવો તે નારક જીવોનું લોહી બહાર કાઢે છે અને તે લોહીને લોઢાની ગરમ કઢાઇમાં નાખી, જે પ્રમાણે જીવતી માછલીઓને તળવામાં આવે છે તે પ્રમાણે નારક જીવોને ઉંચા નીચા કરી તળવામાં આવે છે તે વખતે તે નારક જીવો દુઃખથી તરફડે છે. તળ્યા પહેલાં તેના શરીરને મસળવામાં આવે છે તેથી તેઓના શરીર સૂજેલા હોય છે અને તેમના મસ્તકના ચૂરેચૂરા કરી નાખે છે

मूलम्- नो चेव णं तत्थ मसीभवंति, ण मिज्जति तिब्वभिवेयणाए ।
तमाणुभागं अणुवेदयंता, दुक्खंति दुक्खी इह दुक्कडेणं ॥१६॥

અર્થ : તે નારકીના જીવો ત્યાં નારકીમાં અગ્નિમાં બળવા છતાં ય ભસ્મ થતાં નથી, તીવ્ર વેદના છતાં ય મરતાં નથી, નરકની પીડાને ભોગવતાં દુઃખી થઇને પીડાનો અનુભવ કરે છે.

मूलम्- तंहि च ते लोलणसंपगाढे, गाढं सुत्तत्ते अगणिं वयंति ।
न तत्थ सायं लहती भिदुग्गे, अरहिया भिताचा तहवी तविंति ॥१७॥

અર્થ : તે નરકમાં વિશેષ ગાઢ અગ્નિથી વ્યાપ્ત, અત્યંત તાપથી તપેલી અગ્નિ પાસે નરકના જીવો જાય છે. તે દુઃસ્સહ અગ્નિમાં બળતાં સુખ પામતાં નથી તેઓ મહાતાપથી તપેલા હોય છે, છતાં ય તે વધારામાં પરમાધારમી દેવો તેના શરીર પર ગરમ તેલ વિગેરે છાંટી વધુ બાળે છે.

मूलम्- से सुच्चई नगरवहेव सद्दे, दुहोवणीयावि पयाणि तत्थ ।
उदिण्ण कम्माण उदिण्णकम्मा, पुणो पुणो ते सरहं दुहेंति ॥१८॥

અર્થ : ત્યાર પછી નરકમાં નગરના વિનાશ સમાન ભયંકર શબ્દો સંભળાય છે. કરૂણામય; શબ્દ સંભળાય છે કર્મો ઉદયમાં આવેલાં છે તેવા જીવોને પરમાધામીઓ વારંવાર ઉત્સાહથી દુઃખ આપે છે

मूलम्- पाणेहि णं पाव विओजयंति, तं मे पवक्खामि जहातहेणं ।
दंडेहिं तत्था सरयंति बाला, सव्वेहिं दंडेहिं पुराकएहि ॥१९॥

અર્થ : પાપી પરમાધામી નરકનાં જીવોનાં અંગોપાંગ કાપી અલગ અલગ કરે છે. તેનું કારણ તમોને જેમ છે તેમ કહી બતાવું છુ. અજ્ઞાની પરમાધામી પૂર્વે કરેલાં પાપકર્મોને યાદ કરાવીને નારકીઓને પીડા આપે છે.

मूलम्- ते हम्ममाणा णरगे पडंति, पुन्ने दुरूवस्स महाभितावे ।
ते तत्थ चिट्ठंति दुरूवभक्खी, तुट्टंति कम्मोवगया किमीहिं ॥२०॥

અર્થ : તે નારકીના જીવો પરમાધામી વડે હણાતા અન્ય નરકમાં જ્યાં મહાકષ્ટ દેવાવાળી વિષ્ટા તથા મૂત્રથી ભરેલ હોય છે તેમાં પડે છે ત્યાં વિષ્ટા મૂત્રાદિનાં ભક્ષણ કરતા થકાં લાંબા કાળ સુધી રહે છે સ્વકર્મને વશીભૂત થઇ કીડાઓ દ્વારા કપાય છે.

मूलम्- सया कसिणं पुण धम्मट्ठाणं, गाढोवणीयं अतिदुक्खधम्मं ।
अंदूसु पक्खिप्प विहत्तु देहं, वेहेण सीसं सेऽभितावयंति ॥२१॥

અર્થ : સદા સમગ્ર સ્થાન ઉષ્ણ હોય છે ને તે સ્થાન નિધત્ત નિકાચિત્ત કર્મો દ્વારા પ્રાપ્ત થયેલ છે. અતિ દુઃખ આપવાનો ધર્મ સ્વભાવ છે. ત્યાં નરકપાળો નારક જીવોના શરીરને તોડીને, મરડીને, બેડીના બંધનમાં નાખે છે. તેનાં માથામાં કાણુ પાડી પીડા આપે છે.

मूलम्- छिंदति बालस्स खुरेण नक्कं, उट्ठे वि छिंदंति दुवेवि कण्णे ।
जिब्भं विणिक्कस्स विहत्थिमित्तं, तिक्खाहिं सूलाहिंऽभितावयंति ॥२२॥

અર્થ : અજ્ઞાની નારકીના જીવોની નાસિકા ને હોઠને અસ્રાથી કાપે છે ને બન્ને કાન પણ કાપે છે એકવેંત જીભને ખેંચીને તીક્ષ્ણ શૂળથી વીંધીને દુઃખ આપે છે

मूलम्- ते तिप्पमाणा तलसंपुडं व, राइंदियं तत्थ थणंति बाला ।
गलंति ते सोणियपूयमंसं, पज्जोइया, खार पइद्धियंगा २३॥

અર્થ : જેના અંગોમાંથી લોહી ટપકી રહ્યુ છે એવા તે નારકી અજ્ઞાની સુકકા તાડના પત્ર સમાન રાત્રિ દિવસ તે નરક સ્થાનમાં રૂદન કરે છે. આગમાં બળતા અંગો પર ક્ષાર લગાડે છે, રકત, પરૂ ને માંસ શરીરમાંથી ઝરતાં રહે છે.

मूलम्- जइ ते सुया लोहितपूयपाइ, बालागणी तेअगुणा परेणं ।
कुंभी महंताहिय पोरसिया, समुसिता लोहियपूयपुण्णा ।।२४।।

અર્થ : લોહી તથા પરૂને પકવનારી નવીન અગ્નિના તાપ સમાન જેનો ગુણ છે, અત્યંત તાપ-યુક્ત પુરૂષ પ્રમાણથી અધિક, રક્ત ને પરૂથી ભરેલી ઉંચી કુંભી નામની નરકભૂમિ કદાચિત્ તમે સાંભળી હશે?

मूलम्- पक्खिप्प तासुं पययंति बाले, अट्टस्सरे ते कलुणं रसंते ।
तण्हाइया ते तउ तंब तत्तं, पज्जिज्जमाणाऽट्टस्सरं रसंति ।।२५।।

અર્થ : તે રક્તને પરૂથી ભરેલી કુંભીમાં પરમાધામીઓ અજ્ઞાની નારકીના જીવોને તે આર્તનાદ કરતાં કરૂણ સ્વરથી રડતાં તેમાં નાખીને પકવે છે. તૃષાથી વ્યાકૂળ તે નારકીઓને પરમાધામીઓ ગરમ સીસું તથા તાંબુ પીવડાવતાં તે આર્તસ્વરે રૂદન કરે છે.

मूलम्- अप्पेण अप्पं इह वंचइत्ता, भवाहमे पुव्वसत्ते सहस्से ।
चिट्ठंति तत्था बहुकुरकम्मा, जहा कडं कम्म तहासि भारे ।।२६।।

અર્થ : આ મનુષ્યભવમાં થોડા સુખના લોભથી જે પોતાના આત્માને ઠગે છે તે સેંકડો હજારો વાર નીચ ભવ પામી એ નરકમાં રહે છે જેવા પૂર્વજન્મમાં કર્મો કર્યા હોય તેને તેવી પીડા પ્રાપ્ત થાય છે.

मूलम् समज्जिणित्ता कलुसं अणज्जा, इट्ठेहिं कंतेहि व विप्पहूणा ।
ते दुब्भिगंधे कसिणे च फासे, कम्मोवगा कुणिमे आवसंति ।। त्तिबेमि ।।२७।।

અર્થ : અનાર્ય પુરૂષ પાપકર્મ ઉપાર્જન કરી ઇષ્ટને પ્રિયથી રહિત, દુર્ગન્ધથી ભરેલ અશુભ સ્પર્શવાળા માંસ ને લોહીથી ભરેલ નરકમાં કર્મથી વશીભૂત થઈ નિવાસ કરે છે એ પ્રમાણે સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે

इति पंचमाध्ययनस्य प्रथमोद्देशक :



# पंचमाऽध्ययनस्य द्वितीयोदेशकः

**પૂર્વભૂમિકા :–** પાંચમાં અધ્યનનો પ્રથમ ઉદ્દેશક પૂર્ણ થયો. હવે બીજા ઉદ્દેશકની શરૂઆત થાય છે. આનો પણ પહેલાં ઉદ્દેશક સાથે સબધ છે આમાં પણ એ જ વસ્તુને વિસ્તારથી જણાવી છે.

मूलम्- अहावरं सासयदुक्खधम्मं, तं मे पवक्खामि जहातहेणं ।
बाला जहा दुक्कडकम्मकारी, वेदंति कम्माइं पुरे कडाइं ।।१।।

અર્થ : ત્યાર પછી હંમેશાં દુઃખ આપવુ એ જ જેનો ધર્મ છે એવા બીજા નરક સંબધમાં તમોને યથાર્થરૂપે હું કહીશ જે રીતે પાપકર્મ કરનાર અજ્ઞાની જીવો પૂર્વે કરેલાં પોતાના કર્મનું વેદન કરે છે

मूलम्- हत्थेहिं पाएहि य वंधिऊण, उदरं विकत्तंति खुरासिएहिं ।
गिण्हित्तु वालस्स विहत्तु देहं, बद्धं थिरं पिट्ठओ उद्धरंति ।।२।।

અર્થ : પરમાધામી દેવો હાથ ને પગ બાંધીને અસ્ત્રાથી અને તલવારથી નારકીના પેટને ચીરે છે અજ્ઞાની નારકીને પકડીને તેના શરીરને ભેદી ઘાયલ કરી, તેમને પકડીને પીઠની પાછળની ચામડીને બળાત્કારથી ઉખેડી નાંખે છે

मूलम्- वाहू पकत्तंति य मूलओ से, थूलं वियासं मुहे आडहंति ।
रहंसि जुत्तं सरयंति बालं, आरुस्स विज्झंति तुदेण पिट्ठे ।।३।।

અર્થ : નરકપાળ નારકીના જીવોની ભૂજાઓને મૂળમાંથી કાપે છે. મુખને ફાડીને લોખંડના તપાવેલા ગોળા નાખીને નારકીને બાળે છે. તપ્ત રથમાં જોડીને પૂર્વે કરેલાં પાપકર્મોનું સ્મરણ કરાવે છે. અજ્ઞાની નારકીના જીવોને ક્રોધથી ચાબુકથી પીઠનાં ભાગમાં મારે છે.

मूलम्- अयं व तत्तं जलियं संयोइ, तउवमं भूमिमणुक्कमंता ।
ते डज्जमाणा कलुणं थणंति, उसुचोइथा तत्तजुगेसु जुत्ता ।।४।।

અર્થ : તપાવેલા લોખંડના ગોળા સમાન જ્યોતિ સહિત જલતી ભૂમિની ઉપમા ચોગ ભૂમિમાં ચાલતાં નારકીના જીવો બળતાં થકા, બાણના આગલા ભાગથી મારતાં પ્રેરિત કરાયેલા તપેલી ધૂસરીમાં જોડવાથી કરૂણાયુક્ત રૂદન કરે છે.

मूलम्- वाला वला भूमिमणुक्कमंता, पविज्जलं लोहपहं तत्तं ।
जंसि भिदुग्गंसि पवज्जमाणा, पेसेव दंडेहिं पुराकरंति ।।५।।

અર્થ : અજ્ઞાની નારકીના જીવોને બળાત્કારથી બળેલા લોહમાર્ગ સમાન તપ્તલોહી તથા પરૂના કિચડવાળી ભૂમિપર ચલાવતાં થકા ખરાબ રીતે બૂમો પાડે છે જેમાં અતિ કઠણ સ્થાન પર ચાલવા પ્રેરિત કરીને બળદની જેમ દંડાઓ વડે ચલાવે છે.

मूलम्- ते संपगाढंसि पवज्जमाणा, सिलाहि हम्मंति निपातिणीहिं ।
संतावणी नाम चिरट्ठितीया, संतप्पती जत्थ असाहुकम्मा ।।६।।

અર્થ : જે નરકનાં જીવો અસહ્ય વેદનાયુકત નરકમાં ગયા થકા સન્મુખ આવતી પત્થરની શિલાથી હણાય છે, પીડા પામે છે. સંતાવણી નામે નરકકુંભી ઘણાં લાંબા કાળની સ્થિતિવાળી છે. જેમાં પાપકર્મ કરવાવાળા જીવો ઘણાં લાંબા કાળ સુધી દુઃખોને ભોગવે છે.

मूलम्- कंदूसु पक्खिप्प पयंति बालं, तओ वि दड्ढा पुण उप्पयंति ।
ते उड्ढाकाएहिं पखज्जमाणा, अवरेहिं खज्जंति सणप्फएहिं ।।७।।

અર્થ : નરકપાળ અજ્ઞાની નારકીના જીવોને દડાના આકારવાળી નરકમાં નાખી પકવે છે. ત્યાં બળતાં થકા તે જીવો ત્યાંથી પાછા ઉપર ઉછળે છે. તે જીવોને દ્રોણ નામનાં કાક પક્ષીઓ દ્વારા તેનાં માંસને વૈક્રિયરૂપવાળા તોડીને ખાય છે. અન્ય સિંહ-વાઘ આદિ નરકના જીવો તોડીને ખાય છે.

मूलम्- समूसियं नाम विधूमठाणं, जं सोयतत्ता कलुणं थणंति ।
अहोसिरं कट्टु विगत्तिऊणं अयं व सत्थेहिं समोसवेति ।।८।।

અર્થ : ઉંચી ચિતા સમાન સમૂસિય નામનું ધૂમાડા વગરનુ અગ્નિનુ એક સ્થાન છે. એ સ્થાનને પ્રાપ્ત કરનારા શોકથી દુઃખિત કરૂણાયુકત રૂદન કરે છે. તે સ્થાનમાં નારકીના જીવોનાં મસ્તક નીચે કરીને તેના દેહને કાપે છે. લોખંડના શસ્ત્ર વડે ટુકડે ટુકડા કરી નાંખે છે.

मूलम्- समूसिया तत्थ विसूणियंगा, पक्खीहि खज्जंति अओमुहेहिं ।
संजीवणी नाम चिरट्ठितीया, जंसी पया हम्मइ पावचेया ।।९।।

અર્થ : તે નરકમાં જેમનાં અંગો છેદાયેલાં છે એવા ઉંચે લટકાવેલ નારક જીવો લોઢાના મુખવાળા પક્ષીઓ દ્વારા ખાવામાં આવે છે. આ લાંબી નરકની સ્થિતિનું નામ સંજીવની છે અને તેમાં પાપમાં ચિત્ત રાખનાર જીવો હણાય છે.

मूलम्- तिक्खाहिं सूलाहि निवाययति, वसोगयं सावययं य लद्धा ।
ते सूलविद्धा कलुणं थणंति, एगंतदुक्खं दुहओ गिलाणा ।।१०।।

અર્થ : નારક જીવોને તિક્ષ્ણ લોખંડના સળિયા વડે નીચે પાડવામાં આવે છે. સર્વાંગે ચરબીમાં ડૂબેલા (તળવામાં આવતા) અને મોટા સૂયા વડે વિંધાઇને મેળવાયેલા તેઓ કરૂણ રીતે વિલાપ કરે છે. તેઓ એકાંત દુઃખથી આંતરિક અને બાહ્ય બન્ને પ્રકારે પીડા પામે છે.

मूलम्- सया जलं नाम निहं महंतं, जंसी जलंतो अगणी अकट्ठो ।
चिट्ठंति वद्धा वहुक्रूरकम्मा अरहस्सरा केइ चिरट्ठितीया ।।११।।

અર્થ : ત્યાં 'સદા જલતો' નામે મોટો નિંભાડો છે. તેમાં કાષ્ઠ વગરનો અગ્નિ સળગ્યા કરે છે બહુ ઘાતકી કર્મ કરનારાં જીવો ત્યાં બંધાયેલા રહે છે. કેટલાક લાંબી સ્થિતિવાળા ઉંટ જેવા સ્વરે ચીસ પાડી રહેલાં છે.

मूलम्- चिया महंतीउ समारभित्ता, छुब्भंति ते तं कलुणं रसंतं ।
आवट्टती तत्थ असाहुकम्मा, सप्पी जहा पडियं जोइमज्झे ।।१२।।

અર્થ : મોટી ચિતાઓ તૈયાર કરી તેઓ (પરમાધામી દેવો) તેને (નારક જીવને) કરૂણ રીતે ચીસો પાડતો હોવા છતાં નાખે છે. ત્યાં તે બુરા કામ કરનાર જેમ અગ્નિમાં પડેલું ઘી ઓગળે તેમ ઓગળે છે

मूलम्- सदा कसिणं पुण धम्मठाणं, गाढोवणीयं अइदुक्खधम्मं ।
हत्थेहिं पाएहि य बंधिऊण, सत्तुव्व डंडेहिं समारभन्ति ।।१३।।

અર્થ : સદાય કાળુ, વળી ગરમીનુ સ્થાન અને અતિશય દુઃખકર એવું નરકનુ સ્થાન નિધત્ત અને નિકાચિત્ત એવાં ભારે કર્મથી જીવે પ્રાપ્ત કરેલ છે. (તે સ્થાનમાં) હાથપગ બાંધીને પરમાધામી જીવો નારકીને શત્રુની માફક દંડાઓ વડે મારે છે.

मूलम्- भंजंति बालस्स वहेण पुट्ठी, सीसं पि भिदंति अओघणेहि ।
ते भिन्नदेहा फलगं व तच्छा, तत्ताहि आराहिं नियोजयंति ।।१४।।

અર્થ : પરમાધામીઓ અજ્ઞાની પાપી જીવની પીઠ મારીને ભાંગી નાખે છે તેનુ માથું પણ લોઢાનાં ઘણો વડે તેઓ ભાંગે છે. આમ દેહ ભાંગીને પાટિયાંની માફક તેને ચીરીને પછી તપેલાં આરાઓ વડે તેને કાપે છે

मूलम्- अभिजुंजिया रुद्द असाहुकम्मा, उसुचोइया हत्थिवहं वहंति ।
एगं दुरुहित्तु दुवे ततो वा, आरुस्स विज्झंति ककाणओ से ।।१५।।

અર્થ : ભયકર દેવો પાપકર્મીને ધૂસરે જોડીને (અથવા પાપકર્મોની યાદ આપીને) અકુશ વડે પ્રહાર કરી હાથીની જેમ ભાર વહન કરાવે છે. પછીથી એક અથવા તો બે તેના પર ચડીને ક્રોધ કરીને તેનાં મર્મસ્થાનોને વીધે છે

मूलम्- बाला बला भूमिमणुक्कमंता, पविज्जलं कंटइलं महंतं ।
विवद्धतप्पेहिं विवण्णचित्ते, समीरिया कोट्टबलिं करेंति ।।१६।।

અર્થ : અજ્ઞાની (પરમાધામીઓ) અજ્ઞાન નારકીના જીવોને કીચડવાળી અને કાંટાવાળી મોટી જમીન પર ચલાવે છે. વિવિધ સતાપોથી બેભાન થયેલાં નારક જીવને પાપે પ્રેરાયેલ (તે દેવો) ટુકડે ટુકડા કરીને બધી દિશાઓમાં ફેંકે છે.

मूलम्- वेतालिए नाम महाभितावे, एगायते पव्वयमंतलिक्खे ।
हम्मंति तत्था बहुक्रूरकम्मा, परं सहस्साण मुहुत्तगाणं ।।१७।।

અર્થ : એક જગ્યાએ (નરકનાં) અતરિક્ષમાં એક વૈતાલિક નામે મહાન તાપવાળો પર્વત છે ત્રાસથી હજારો મુહૂર્તોથી અધિક કાળ પર્યંત ત્યાં ક્રૂર કર્મના કરનાર હતા તે નારકી જીવો પરમાધામી દેવોના હાથે હણાય છે

मूलम् संबाहिया दुक्कडिणो थणंति, अहो य राओ परितप्पमाणा ।
एगंतकूडे नरए महंते कूडेण तत्था विसमे हता उ ॥१८॥

અર્થ : રાત-દિવસ હેરાન કરવામાં આવેલાં એવા સતાપ પામતાં પાપી નારકો ત્યાં ભારે, એકાંત અને વિસ્તૃત કઠોર ભૂમિમાં કઠોરતાથી પીડિત થાય છે અને વિષમ જગ્યાએ પર માર ખાય છે.

मूलम्- भंजंति णं पुव्वमरी सरोसं, समुग्गरे ते मुसले गहेतुं ।
ते भिन्नदेहा रुहिरं वमंता, ओमुद्धगा धरणितले पडंति ॥१९॥

અર્થ : પરમાધામીઓ નારકીઓની સાથે પૂર્વભવના શત્રુનાં જેવો વ્યવહાર કરે છે. તેઓ હાથમાં મગદળ અને સાંબેલું ધારણુ કરીને ખૂબ જ ક્રોધપૂર્વક નારકોનાં શરીર પર ગાઢ પ્રહારો કરે છે. આવી રીતે શરીર છિન્નભિન્ન કરી નાખવામાં આવતાં તે નારકો લોહીની ઉલ્ટી કરતાં કરતાં ઉંધે માથે જમીન પર પડી જાય છે.

मूलम्- अणासिया नाम महासियाला, पागब्भिणो तत्थ सयासकोबा ।
खज्जंति तत्था बहुक्रूरकम्मा, अद्दूरगा संकलियाहि बद्धा ॥२०॥

અર્થ : નરકમાં મહાક્ષુધાતુર શિયાળો હોય છે. તેઓ મહા ક્રોધી અને નિર્ભય હોય છે. પરમાધામીઓ પોતાની વૈક્રિય શકિત વડે તેઓની ઉત્પત્તિ કરે છે પૂર્વભવોમાં ઘોર પાપકર્મ કરનારા અને સાંકળો વડે બાંધેલાં તે નારકોનું આ મહા શિયાળો દ્વારા ભક્ષણુ કરાય છે.

मूलम्- सया जला नाम नदी भिदुग्गा, पविज्जलं लोहविलीणतत्ता ।
जंसी भिदुगंसि पवज्जमाणा, एगायऽताणुकम्मणं करेंति ॥२१॥

અર્થ : નરકમાં 'સદા જલા' નામની એક એવી નદી છે કે જે સદા પાણીથી ભરપુર રહે છે. આ નદી ઘણી વિષમ છે. તેનું પાણી લોહીથી મિશ્રિત છે. ગરમ લોઢાનાં રસ જેવું અતિ ઉષ્ણુ છે. આવી વિષમ નદીમાં પડેલાં નારકો અસહાય દશાનો અનુભવ કરે છે. અને પરમાધામીઓ બળાત્કારે તેમને નદીમાં ફેંકે છે.

मूलम्- एयाइं फासाइं फुसंति बालं, निरंतरं तत्थ चिरट्ठितीयं ।
ण हम्ममाणस्स उ होइ ताणं, एगो सयं पच्चणुहोइ दुक्खं ॥२२॥

અર્થ : નરકમાં લાબા કાળ સુધી આવા અજ્ઞાની જીવોને ઉપર વર્ણુવ્યા પ્રમાણે દુઃખો નિરંતર ભોગવવા પડે છે પરમાધામીઓ તેમનું તાડન, છેદન, ભેદન આદિ કરે છે. આવા નારકોને ત્યાં કોઇનું શરણુ હોતું નથી તે દુઃખમાં કોઇ પણુ વ્યકિત ભાગીદાર થતી નથી. તેમણે કરેલાં પાપકર્મનું ફળ તેમને પોતાને જ ભોગવવું પડે છે.

मूलम्- जं जारिसं पुव्वमकासि कम्मं, तमेव आगच्छति संपराए ।
एगंतदुक्खं भवमज्जिणित्ता, वेदंति दुक्खी तमणंतदुक्खं ॥२३॥

અર્થ : પૂર્વકાળમાં જેવા કર્મો કર્યા હોય છે તેવી જ રીતે અને તેવા રસે અને તેટલી જ સ્થિતિમાં

ભવિષ્યમાં ઉદયમાં આવે છે. એકાંત દુઃખમય ભવને પ્રાપ્ત કરીને સર્વથા દુઃખી જીવ અનત દુઃખનું વેદન કરે છે.

ટિપ્પણી :– જીવ જેવા અધ્યવસાય તીવ્ર કે મંદ પ્રકારનાં કર્યા હોય તેવા જ રસવાળા અને સ્થિતિવાળા કર્મ આ જીવને ભોગવવા પડે છે. પણ ભાવિમાં પુરૂષાર્થ કરે તો રસ ઉડી પણ જાય છે અને સ્થિતિ પણ ઓછી થાય છે

मूलम्- एताणि सोच्चा णरगाणि धीरे, न हिंसए किंचण सव्वलोए ।
एगंतदिट्ठी अपरिग्गहे उ, बुज्झिज्ज लोयस्स वसं न गच्छे ।।२४।।

અર્થ : નારકી જીવોની આ દશા સાંભળીને ધીરપુરૂષે એટલે મુનિએ સમસ્ત લોકમાં રહેલાં કોઇ પણ ત્રસ કે સ્થાવર પ્રાણીની હિંસા કરવી નહિ જીવ આદિ તત્વોની યથાર્થ શ્રદ્ધા અને પ્રતિતી લાવીને અપરિગ્રહી બનવુ જોઈએ અશુભ કર્મોનુ ફળ કેવું મળે છે તે જાણીને મુનિઓએ કષાયો અને ઇંદ્રિયોને જીતવા જોઇએ.

ટિપ્પણી : 'હિંસા' પદમાં મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ આવી જાય છે.

मूलम्- एवं तिरिक्खे मणुयासुरेसुं, चतुरन्तऽणंत तयणुव्विवागं ।
स सव्वमेयं इति वेदइता, कंखेज्ज कालं धुयमायरेज्जा ।।२५।।

અર્થ : જે પ્રમાણે પાપી પુરૂષની નરકગતિ કહી છે, તે પ્રમાણે તિર્યંચ, મનુષ્ય અને દેવગતિ પણ જાણવી. એ ચાર ગતિઓથી યુક્ત સંસાર અનંત અને કર્મને અનુરૂપ ફળ આપનારો છે. એવુ જાણીને બુદ્ધિમાન પુરૂષ મરણકાળ પર્યંત સંયમનુ પાલન કરે

ટિપ્પણી :—ચારેય ગતિમાં દુઃખો પરિપૂર્ણ ભરેલાં છે. જયાં જયાં વિષયભોગોની લાલસા ઓછાવત્તા પ્રમાણમાં હોય છે ત્યાં ત્યાં સર્વત્ર દુઃખની છાયા રહેલી જ છે. જેમ પાંચ ઇદ્રિયનાં વિષયોની લાલસા વધતી જાય છે તેમ કડવા કિંપાક જેવા દુઃખો પણ વૃદ્ધિને પામે છે.

**પાંચમું અધ્યયન સમાપ્ત**



# ६ ठ्ठं अध्ययन - (वीरस्तुतय अधिकार)

**પૂર્વભૂમિકા :–** પાંચમાં અધ્યયનમાં નરકના સ્વરૂપનુ વર્ણન કરવામાં આવ્યું છે તેવા જ શારીરિક અને માનસિક દુઃખો અન્ય ગતિમાં પણ રહેલાં છે આ સ્વરૂપનું કથન પરમ તીર્થંકર ભગવાન મહાવીરે વર્ણવ્યુ છે. તે ભગવાન મહાવીર કેવા છે? અને તેમનામાં કયા કયા ગુણો સંપૂર્ણ ભાવે વ્યક્ત થયા છે તેનું વર્ણન આ છઠ્ઠા અધ્યયનમાં કરવામાં આવે છે.

**मूलम्-** पुच्छिस्सु णं समणा माहणा य, अगारिणो या परतित्थिआ य ।
से केइ णेगंतहियं धम्माहु, अणेलिसं साहु समिक्खयाए ।।१।।

**અર્થ :** શ્રમણો, બ્રાહ્મણો, ગૃહસ્થો અને શાક્ય આદિ પરતીર્થિકોએ સુધર્મા સ્વામીને આ પ્રકારે પ્રશ્ન પૂછ્યો :– 'હે ભગવંત! દુર્ગતિમાં પડતા જીવોને બચાવનાર અને શુભસ્થાનમાં પહોંચાડનાર એકાંત હિતકર અને અનુપમ ધર્મની પ્રરૂપણા કરનાર ભગવાન મહાવીર કેવા હતા?

**मूलम्-** कहं च णाणं कहं दंसणं से, सीलं कहं नायसुयस्स आसी ।
जाणासि णं भिक्खु जहातहेणं, अहासुतं वुहि जहा णिसंतं ।।२।।

**અર્થ :** જંબુસ્વામી સુધર્માસ્વામીને પૂછે– હે ભગવાન્! જ્ઞાતપુત્ર મહાવીરનું જ્ઞાન અને દર્શન કેવું હતું? (જ્ઞાન એટલે વસ્તુનો વિશેષ ધર્મ જાણવો તે અને દર્શન એટલે વસ્તુનો સામાન્ય ધર્મ જાણવો) તેમનું યથાખ્યાત ચારિત્ર્ય કેવા પ્રકારનું હતું? આપ તે જ્ઞાન, દર્શન, ચારિત્ર્યનાં વિષયમાં આપ જાણો છો. માટે આપે જેવું સાંભળ્યું છે, જોયું છે અને નિશ્ચય કર્યો છે તે અમોને કહી સંભળાવો.

**मूलम्-** खेयन्ने से (कुसलासुपन्ने) कुसले महेसी, अणंतनाणी य अणंत दंसी ।
जसंसिणो चक्खुपहे ठियस्स, जाणाहि धम्मं च धिइं च पेहि ।।३।।

**અર્થ :** ભગવાન મહાવીર કર્મનાં પરિપાકને યથાર્થ જાણનારા હતા. તેઓ સ્વરૂપનો ઉઘાડ કરવામાં કુશળ હતા. તેઓ સદાય શુદ્ધ ઉપયોગમાં રત જ હતા એટલે સર્વજ્ઞ અને સર્વદર્શી હતા. ભગવાન મહાવીરે શ્રુત અને ચારિત્ર્ય ધર્મને પ્રરૂપ્યો છે. તે ધર્મને યથાર્થ સમજો અને તેમનાં ધૈર્ય ગુણ આદિનો કુશાગ્ર બુદ્ધિથી વિચાર કરો. આ પ્રકારે હવે સુધર્મા સ્વામી મહાવીર પ્રભુનાં ગુણનું વર્ણન કરે છે.

**मूलम्-** उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावर जे य पाणा ।
से णिच्चणिच्चेहिं समिक्ख पन्ने, दीवे व धम्मं समियं उदाहु ।।४।।

**અર્થ :** ઉર્ધ્વ દિશા, અધોદિશા અને તિર્યક્ દિશા તેમજ વિદિશાઓમાં જે ત્રસ અને સ્થાવર જીવો રહેલાં છે તેમને ભગવાન મહાવીરે પોતાના કેવલજ્ઞાન દ્વારા નિત્ય અને અનિત્ય રૂપે બન્ને

પ્રકારે જાણ્યા છે. એટલે દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ જીવને નિત્ય જાણ્યા છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ જીવને અનિત્ય જાણ્યા છે

मूलम्- से सव्वदंसी असूभीयनाणी, णिरामगंधे धीइमं ठिइप्पा ।
अणुत्तरे सव्वजगंसि विज्जं, गंथा अतीते अभए अणाऊ ।।५।।

અર્થ : ભગવાન મહાવીર સર્વજ્ઞ અને સર્વદર્શી હતા તેઓ મૂળ ગુણ અને ઉત્તર ગુણોની અપેક્ષાએ વિશુદ્ધ એટલે ઉત્કૃષ્ટ યથાખ્યાત ચારિત્ર્યનાં પાળનારા હતા. તેઓ આત્મ સ્વરૂપમાં સ્થિત, સર્વોતમજ્ઞાની, ગ્રંથિ રહિત, નિર્ભય તથા ચારેય પ્રકારનાં આયુકર્મથી રહિત હતાં

मूलम्- से भूइपण्णे अणिएअचारी, ओहंतरे धीरे अणंतचक्खू ।
अणुत्तरं तप्पति सूरिए वा, वइरोयणिदे व तमं पगासे ।।६।।

અર્થ : ભગવાન મહાવીર અનત જ્ઞાનસપન્ન હતા. અનિયતરૂપે વિચરનારા હતા સંસાર સાગરને તરનારા, અનત દર્શન સહિત સૂર્ય સમાન પ્રકાશિત, સૌથી અધિક જ્ઞાનવાન, વૈરોચન–ઇન્દ્રના સમાન તથા અગ્નિનાં સમાન અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરીને સર્વ પદાર્થોને અને તેની ભૂત–ભવિષ્ય અને વર્તમાન અવસ્થાને પ્રકાશનારા હતા

मूलम्- अणुत्तरं धम्ममिणं जिणाणं, णेया मुणी कासव आसुपन्ने ।
इंदेव देवाण महाणुभावे, सहस्सणेता दिवि णं विसिट्ठे ।।७।।

અર્થ : ભગવાન મહાવીર શીઘ્ર પ્રજ્ઞાવાળા એટલે અનંતજ્ઞાની હતા. કાશ્યપ ગોત્રમાં ઉત્પન્ન થયેલાં હતાં. શ્રેષ્ઠ ધર્મનાં પ્રકાશક હતા જેમ ઇન્દ્ર દેવોનો નેતા કહેવાય છે. તેમ તીર્થંકર ભગવાન સકળ સંસારમાં સૌથી વધારે પ્રભાવશાળી અને શ્રેષ્ઠ છે.

मूलम्- से पन्नया अक्खयसागरे वा, महोदही वावि अणंतपारे ।
अणाइले वा अकसाइ मुक्के, सक्केव देवाहिवइ जुइमं ।।८।।

અર્થ : ભગવાન વર્ધમાન સ્વામી સમુદ્રનાં અગાધ પાણીની માફક અક્ષય પ્રજ્ઞાવત છે જેમ સ્વયંભૂરમણ સમુદ્રનુ પાણી કદાપિ પણ ઓછુ થતુ નથી. તેમ ભગવાન મહાવીરનું જ્ઞાન અપ્રતિહત હતુ જેમ મહાસાગર અપાર નિર્મળ જળથી યુક્ત હોય છે તેમ ભગવાનનુ જ્ઞાન અપાર અને અનંત વિશુદ્ધ છે. તેઓ નિર્મળ સ્વભાવી, વિષય, કષાય, જ્ઞાનાવરણિય આદિ આઠ કર્મોથી રહિત અને સ્વય આત્મજ્યોતિથી પ્રકાશિત છે.

मूलम्-से वीरिएणं पडिपुन्नवीरिए, सुदंसणे वा णगसव्वसेट्ठे ।
सुरालए वासिमुदागरे से, विरायए णेगगुणोववेए ।।९।।

અર્થ : ભગવાન મહાવીર અનત વીર્યસપન્ન હતા એટલે કે અનત જ્ઞાન, અનંત દર્શન, અનત ચારિત્ર્ય અને અનંત વીર્યથી પરિપૂર્ણ વ્યક્ત થયા હતા જેમ સુદર્શન પર્વત શ્રેષ્ઠ છે તેમ ભગવાન મહાવીર પણ સઘળા લોકમાં સર્વોત્તમ હતા. તેઓ અનત ગુણોથી યુક્ત હોઇ સહસ્ત્ર સૂર્યનાં પ્રકાશની માફક શોભતાં હતાં.

मूलम्- सयं सहस्साण उ जोयणाणं, तिकंडगे पंडग वेजयंते ।
से जोयणे णवणवते सहस्से, उध्धुस्सितो हेट्ठ सहस्समेगं ।।१०।।

અર્થ : મેરૂ પર્વત એક લાખ જોજન ઉંચો છે. તેના ત્રણ વિભાગો છે: (૧) ભૌમ (૨) જાંબુનદ (૩) વૈડૂર્ય. આ ત્રીજા ભાગમાં પંડકવન છે. તે પંડકવન મેરૂની પતાકા સમાન શોભી રહ્યું છે. આ મેરૂ પર્વત પૃથ્વીની નીચે એક હજાર જોજન સુધી અને જમીનની ઉપર નવાણું હજાર જોજનની ઉંચાઇએ વ્યાપ્ત છે.

मूलम्- पुट्ठे णभे चिट्ठइ भूमिवट्ठिए, जं सूरिया अणुपरिवट्टयंति ।
से हेमवन्ने बहुनंदणे य, जंसी रतिं वेदयंति महिंदा ।।११।।

અર્થ : તે મેરૂ પર્વત આકાશને સ્પર્શ કરીને રહેલો છે અને જમીનનાં અંદરનાં ભાગમાં પણ વિસ્તરી રહેલો છે. સૂર્ય આદિ જ્યોતિષિક દેવો તેની પ્રદક્ષિણા કરી રહયા છે. આ મેરૂ પર્વત સુવર્ણનાં જેવો પીળા વર્ણવાળો અનેક બાગ-બગીચાઓથી યુક્ત અને મહાન ઇન્દ્રોનું રતિ-ક્રીડાનું સ્થાન છે.

मूलम्- से पव्वए सद्दमहप्पगासे, विरायती कंचणमट्ठवन्ने ।
अणुत्तरे गिरिसु य पव्वदुग्गे, गिरीवरे से जलिएव भोमे ।।१२।।

અર્થ : તે સુમેરૂ પર્વત (સુદર્શન પર્વત) અનેક નામોથી પ્રખ્યાત છે સોનામાં વર્ણ જેવો ચક્રચકિત છે. સર્વ શ્રેષ્ઠ હોવાથી સુવિખ્યાત છે તેમાં મેખલા આદિ હોવાનાં કારણે તે ચડવો ઘણો જ દુર્ગમ છે. તે ગિરિરાજ વિવિધ પ્રકારની વનસ્પતિઓથી અને મણિઓથી વ્યાપ્ત છે.

शूलम्- महीइ मज्झंमि ठिते णगिंदे, पन्नायते सूरियसुध्ध लेसे ।
एवं सिरिए उ स भूरिवन्ने, मणोरमे जोयइ अच्चिमाली ।।१३।।

અર્થ : તે ગિરિરાજ પૃથ્વીની મધ્યમાં આવેલો છે. સૂર્યસમાન શુધ્ધ વર્ણવાળો છે. તે ઘણી સુંદરતા અને અનેક વર્ણવાળો હોવાથી મનોરમ છે આ મેરૂ સૂર્યની સમાન દશે દિશાઓને પ્રકાશિત કરે છે.

मूलम्- सुंदसणस्सेव जसो गिरिस्स, पवुच्चई महतो पव्वयस्स ।
एतोवमे समणे नायपुत्ते, जातीजसो दंसणनाणसीले ।।१४।।

અર્થ : જેવી રીતે મેરૂ પર્વતનું કથન કરવામાં આવ્યુ છે તેવી જ રીતે શ્રમણ ભગવાન મહાવીર પોતાના આત્મપ્રકાશથી તેજસ્વી હતા જેમ મેરૂ પર્વત સઘળાં પર્વતોમાં શ્રેષ્ઠ છે તેમ ભગવાન મહાવીર જ્ઞાન, દર્શન, ચારિત્ર્યમાં સર્વોતમ અને સર્વશ્રેષ્ઠ છે

मूलम्- गिरीवरे वा निसहाऽऽययाणं, रुयए व सेट्ठे वलयायताण ।
तओवमे से जगभूइपन्ने, मुणीण मज्झे तमुदाहु पन्ने ।।१५।।

અર્થ : જેવી રીતે મોટી લંબાઇવાળા પર્વતોમાં નિષધ પર્વત શ્રેષ્ઠ ગણાય છે અને વર્તુળાકાર પર્વતોમાં જેમ રૂચક પર્વત શ્રેષ્ઠ ગણાય છે એજ પ્રમાણે સમસ્ત મુનિઓમાં ભગવાન મહાવીર શ્રેષ્ઠ છે. એમ પ્રજ્ઞાવંત પુરુષોએ કહ્યું છે.

मूलम्- अणुत्तरं धम्ममुईरइत्ता अणुत्तरं झाणवरं झियाइं ।
सुसुक्कसुक्कं अपगंडसुक्कं, संखिंदुएगंतवदात सुक्कं ।।१६।।

અર્થ : જ્ઞાતપુત્ર મહાવીર સર્વોતમ શ્રત અને ચારિત્ર્ય ધર્મની પ્રરૂપણા કરતાં હતાં અને અનુત્તર એવા શુક્લ ધ્યાનથી યુક્ત હતા આ શુક્લ ધ્યાન અત્યત શુક્લ વસ્તુની સમાન શુક્લ દોષ રહિત તથા શખ અથવા ચદ્રમાં સમાન સર્વથા સ્વચ્છ અને શુદ્ધ હતું.

ટિપ્પાણી · શુક્લધ્યાન એટલે આત્માની અત્યંત ધર્મ, નિર્મળ અને શુધ્ધ સ્વરૂપની પરિણતી.

मूलम्- अणुत्तरग्गं परमं महेसी, असेसकम्मं स विसोहइत्ता ।
सिद्धि गते साइमणंतपत्ते, नाणेण सीलेण य दंसणेण ।।१७।।

અર્થ : ભગવાન મહાવીરે જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય દ્વારા સમસ્ત કર્મોનો ક્ષય કરીને અનુત્તર એટલે સર્વોતમ એવી સિદ્ધિ પ્રાપ્ત કરી તે સિદ્ધિ આદિ સહિત છે અને અતરહિત છે.

ટિપ્પણી : શુક્લ ધ્યાનનો ચોથો પાયો 'સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતિ' નામનો છે.

मूलम्- रुक्खेसु णाए जह सामली वा, जस्सिं रतिं वेययंती सुवन्ना ।
वणेसु वा णंदणमाहु सेट्ठ, नाणेण सीलेण य भूतिपन्ने ।।१८।।

અર્થ : જેવી રીતે વૃક્ષોમાં શાલ્મલી વૃક્ષ પ્રખ્યાત છે અને વનોમાં નદન વન શ્રેષ્ઠ છે તેવી જ તે જ પ્રમાણે ભગવાન મહાવીર સર્વોતૃષ્ટ જ્ઞાન અને અપરિમિત ચારિત્ર્યશીલનાં ધારક હતાં

ટિપ્પણી . દેવકુરુક્ષેત્રમાં શાલ્મલી વૃક્ષ સર્વ શ્રેષ્ઠ ગણાય છે કારણ તે વૃક્ષ ઉપર સુવર્ણ-કુમાર નામના ભવનપતિ દેવો આનદ અનુભવે છે.

मूलम्- थणियं व सद्दाण अणुत्तरे उ, चंदो व ताराण महाणुभावे ।
गंधेसु वा चंदणमाहु सेट्ठं, एवं मुणीणं अपडिन्न माहु ।।१९।।

અર્થ : જેમ સમસ્ત શબ્દોમાં મેઘગર્જના ઉત્તમ છે નક્ષત્રોમાં ચદ્રમાં સર્વોત્તમ છે. સુગંધી દ્રવ્યોમાં ગોશિર્ષ અથવા મલય (ચદન) જ શ્રેષ્ઠ ગણાય છે તેવી રીતે મુનિઓમાં ભગવાન મહાવીર સર્વશ્રેષ્ઠ અને અપ્રતિજ્ઞ ગણાય છે. (અપ્રતિજ્ઞ એટલે કામના રહિત સર્વ પ્રકારની આકાંક્ષાઓથી રહિત હોવું.)

मूलम्- जहा सयंभू उदहीण सेट्ठे, नागेसु वा धरणिदमाहु सेट्ठे ।
खोओदए वा रस वेजयंते, तवोवहाणे मुणिवेजयंते ।।२०।।

અર્થ : જેમ સમુદ્રોમાં સ્વયંભૂરમણ સમુદ્ર સર્વોતમ છે, નાગકુમારોમાં ધરણેન્દ્ર શ્રેષ્ઠ છે, રસયુક્ત પદાર્થોમાં શેરડીનો રસ મીઠો છે એ જ પ્રમાણે સમસ્ત તપસ્વીઓમાં ભગવાન મહાવીર શ્રેષ્ઠ છે.

मूलम्- हत्थीसु एरावणमाहु णाए, सीहो मिगाणं सलिलाण गंगा ।
पक्खीसु वा गरुले वेणुदेवो, निव्वाणवादीणिह णायपुत्ते ।।२१।।

અર્થ : જેમ હાથીઓમાં ઇન્દ્રના વાહનરૂપ 'ઐરાવત' હાથી શ્રેષ્ઠ છે, જેમ પશુઓમાં સિંહ શ્રેષ્ઠ ગણાય છે, જેમ નદીઓનાં પાણીઓમાં ગગાનુ પાણી ઉત્તમ ગણાય છે, પક્ષીઓમાં ગરૂડ શ્રેષ્ઠ છે તેમ લોકનાં સઘળા નિર્વાણવાદીઓમાં જ્ઞાતપુત્ર મહાવીર સર્વોતમ છે.

मूलम्- जोहेसु णाए जह वीससेणे, पुप्फेसु वा जह अरविंदमाहु ।
खत्तीण सेट्ठे जह दंतवक्के, इसीण सेट्ठे तह वद्धमाणे ।२२।।

અર્થ : જેમ યોદ્ધાઓમાં વિશ્વસેન શ્રેષ્ઠ ગણાય છે, જેમ પુષ્પોમાં 'કમળ' સર્વોતમ ગણાય છે, જેમ ક્ષત્રિયોમાં 'દાન્ત–વાક્ય' ચક્રવર્તી શ્રેષ્ઠ ગણાય છે તેમ સમસ્ત ઋષિઓમાં ભગવાન મહાવીર શ્રેષ્ઠ છે.

ટિપ્પણી :– 'દાન્ત–વાક્ય' ના અવાજથી શત્રુઓ શાંત થઈ જતા હતા

मूलम्- दाणाण सेट्ठं अभयप्पयाणं, सच्चेसु वा अणवज्जं वयंति ।
तवेसु वा उत्तम बंभचेरं, लोगुत्तमे समणे नायपुत्ते ।।२३।।

અર્થ : જેમ સર્વ પ્રકારનાં દાનોમાં અભયદાન શ્રેષ્ઠ છે, જેમ સત્ય વચનોમાં નિર્દોષ વચન શ્રેષ્ઠ છે. એ જ પ્રમાણે સર્વ તપમાં બ્રહ્મચર્ય તપ ઉત્તમ છે. એ જ પ્રમાણે શ્રમણ ભગવાન મહાવીર ત્રણેય લોકમાં સર્વોતમ છે.

मूलम्- ठिईण सेट्ठा लवसत्तमा वा, सभा सुहम्मा व सभाण सेट्ठा ।
निव्वाण सेट्ठा जह सव्वधम्मा, ण णायपुत्ता परमत्थि नाणी ।।२४।।

અર્થ : જેમ સ્થિતિવાળા જીવોમાં 'લવસપ્તમ' દેવોને (અનુત્તર વિમાનવાસી દેવોને) શ્રેષ્ઠ ગણવામાં આવે છે. જેમ સઘળી સભાઓમાં સુધર્મા સભાને શ્રેષ્ઠ માનવામાં આવે છે. જેમ સઘળાં ધર્મોમાં નિર્વાણ રૂપ ધર્મ પ્રધાન ગણાય છે એ જ પ્રમાણે જ્ઞાતપુત્ર મહાવીર પરમ અર્થના જાણકાર શ્રેષ્ઠ જ્ઞાની હતાં

ટિપ્પણી : 'લવસપ્તમા' નો અર્થ એવો છે કે એક મુઠી ચોખાની કાપણી કરવામાં જેટલો સમય લાગે તેને 'લવા' કહે છે. સાત લવ પ્રમાણના કાળને 'લવસપ્તમ' કહે છે આ સજ્ઞા અનુત્તર વિમાનવાસી દેવોનાં માટે પ્રચલિત છે કારણ તેમનું ગત મુનિપણાનું જીવન જો 'સાત લવ' પ્રમાણ અધિક હોય તો તેઓ પોતાનાં ઉત્કૃષ્ટ શુધ્ધ પરિણામોને લીધે મોક્ષ પ્રાપ્ત કરી શકયા હોત આયુષ્યની એટલી ન્યુનતાને લીધે મોક્ષ પ્રાપ્ત કરી શકયા નહિ.

मूलम्- पुढोवमे धुणइ विगयगेही, न सण्णिहिं कुव्वइ आसुपन्ने ।
तरिउं समुद्दं व महाभवोघं, अभयंकरे वीर अणंतचक्खू ।।२५।।

અર્થ : ભગવાન મહાવીર પૃથ્વી ઉપરનાં સમસ્ત પ્રાણીઓનાં આધારરૂપ છે. આઠ પ્રકારનાં કર્મોને દૂર કરવાવાળા છે તેઓ બાહ્ય અને અભ્યંતર વસ્તુઓની લાલસાથી રહિત છે સર્વત્ર સદા

શુદ્ધ ઉપયોગ વાન છે. સમુદ્ર સમાન મહાન સંસારને પાર કરનારાં છે. ભગવાન પ્રાણીઓને અભય કરવાવાળા છે તેમ જ અનંતજ્ઞાન અને અનંત દર્શન સહિત છે.

मूलम्- कोहं च माणं च तहेव मायं, लोभं चउत्थं अज्झत्थदोसा ।
एआणि वंता अरहा महेसी, ण कुव्वई पाव ण कारवेई ॥२६॥

અર્થ : ભગવાન મહાવીરે ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચાર કષાયોનો નાશ કર્યો હતો. સમસ્ત અધ્યવસાયનો ક્ષય કર્યો હતો. તેથી જ તેઓ શુદ્ધ આત્મિક સ્વરૂપાળા અરિહંત મહર્ષિ કહેવાતા તેઓ કોઈ પણ જાતનાં પાપ (અધ્યવસાય) કરતાં નહિ તેમ જ કરાવતા નહિ. કારણ શુભાશુભ અધ્યવસાયનો જ્યાં ક્ષય હોય ત્યાં આવી વૃત્તિ ઊઠે જ નહિ.

मूलम्- किरियाकिरियं वेणइयाणुवायं, अण्णाणियाणं पडियच्च ठाणं ।
से सव्ववायं इति वेयइत्ता, उवट्ठिए संजमदीहरायं ॥२७॥

અર્થ : ભગવાન મહાવીર ક્રિયાવાદીઓનાં, વિનયવાદીઓનાં, અક્રિયાવાદીઓનાં અને અજ્ઞાનવાદીઓનાં મતને યથાખ્યાત જાણતા હોવાથી તેઓ જીવનપર્યંત સંયમની આરાધનામાં અવિચળ રહ્યા હતા.

मूलम्- से वारिया इत्थी सराइभत्तं, उवहाणवं दुक्खखयट्ठयाए ।
लोगं विदित्ता आरं परं च, सव्वं पभू वारिय सव्ववारं ॥ २८॥

અર્થ : ભગવાન મહાવીરે રાત્રી ભોજન અને સ્ત્રીસેવનનો સર્વથા સાધક અવસ્થામાં ત્યાગ કર્યો હતો તેમણે સાધક અવસ્થામાં કર્મનો ક્ષય કરવા માટે ઘોર તપશ્ચર્યા કરી હતી. આ લોક અને પરલોકનાં દુઃખોને અને તેનાં કારણોને જાણી તેઓએ સમસ્ત પાપ અને પુણ્યનાં પ્રવાહનો ત્યાગ કર્યો હતો.

मूलम्- सोच्चा य धम्मं अरहंतभासियं, समाहितं अट्ठपदोवसुद्धं ।
तं सद्दहाणा च, जणा अणाऊ, इंदा व देवाहिव आगमिस्संति ॥ त्ति बेमि ॥ २९ ॥

અર્થ : ભગવાન અરિહંત દ્વારા પ્રરૂપાયેલો ધર્મ અને યુક્તિ-પ્રયુક્તિથી સમજાવાયેલ નિર્દોષ કથનને જે કોઇ નિર્દોષ દૃષ્ટિએ શ્રવણ કરે, તે ધર્મના અર્થ અને પરમાર્થને સમજી તેનાં પર શ્રદ્ધા રાખે તો તે ભવ્ય જીવો આયુષ્યકર્મથી રહિત થઇને મુકિત પ્રાપ્ત કરી શકે છે અથવા કર્મ બાકી રહે તો ઇંદ્રની પદવી પણ અવશ્ય પ્રાપ્ત કરે છે." આ પ્રકારે સર્વજ્ઞથી કહેવાયેલાં ધર્મનું હું કથન કરુ છું" એવું સુધર્મા સ્વામી જંબુસ્વામી આદિ શિષ્યોને ફરમાવે છે.

## છઠ્ઠું અધ્યયન સમાપ્ત



# ૭ મું अध्ययन ( कुशील परिभाषा )

**પૂર્વભૂમિકા :–** છઠ્ઠા અધ્યયનમાં ભગવાન મહાવીરની સાધકદશામાં પ્રકટ થતાં ગુણો તેમ જ સાધ્ય દશામાં પ્રકટ થયેલાં અનંત ગુણોનું વર્ણન નિશ્ચય તેમ જ વ્યવહારિક દૃષ્ટિએ કર્યું છે. આવા ગુણોથી જે વિપરીત હોય તેવા જીવો કુશીલ કહેવાય છે. આવા કુશીલ જીવોનું વૃતાન્ત આ સાતમા અધ્યયનમાં કરવામાં આવશે સુશીલનું વાચક અને વાચ્ય જાણ્યા પછી 'કુશીલ' સારી રીતે જણાય છે. તેથી તેનું વર્ણન અહી તીર્થંકર દેવોએ પ્રરૂપ્યું છે.

मूलम्- पुढवी य आऊ अगणी य वाऊ, तण रुक्ख बीया य तसा य पाणा ।
जे अंडया जे य जराऊ पाणा, संसेयया जे रसयाभिहाणा ।।१।।

एयाइं कायाइं पवेदिताइं, एतेसु जाणे पडिलेह सायं ।
एतेण काएण च आयदंडे, एतेसु या विप्परियासुविंति ।।२।।

અર્થ : પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, તૃણ, આમ્ર આદિ વૃક્ષ, જવ આદિ બીજ, બે ઇંદ્રિય આદિ ત્રસ જીવો, પક્ષી આદિ અંડજ, જરાયુજ, જૂ, માંકડ, લીખ આદિ સ્વેદજ અને રસજ એટલે બગડી ગયેલી કે સડી ગયેલી વસ્તુમાં ઉત્પન્ન થતાં જંતુ આ બધાને સર્વજ્ઞોએ 'જીવનિકાય' કહેલ છે. પૃથ્વીકાય આદિ સમસ્ત જીવો સુખ અને શાતા ઇચ્છે છે. એ વાત હે ભવ્યજીવો! સુક્ષ્મ રીતે જાણો અને વિચારો જે લોકો આ જીવોનો ઘાત કરે છે તેઓ પોતાના આત્માને જ હણે છે અને આ ઘાતના પરિણામે જ આવા ઘાતક જીવો એ જ જીવનિકાયોમાં જન્મ ગ્રહણ કરીને પોતાનાં પાપનું ફળ ભોગવે છે. એટલે આવા ઘાત કરનારા જીવો એવી જ યોનિમાં વિપર્યાસપણું પામે છે.

ટિપ્પણી : પૃથ્વી, અપ, તેજ, વાયુ કાયિક જીવોનાં પણ ચાર ચાર ભેદ છે જે પ્રાણીઓ ત્રાસનો અનુભવ કરે છે તેને ત્રસ કહે છે અને ત્રાસમાંથી છુટવા માટે એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે અંડજ એટલે ઇંડામાંથી ઉત્પન્ન થવું, જરાયુજ એટલે ચામડાનાં પાતળા પારદર્શક પડમાં લપેટાઇને જન્મ લેવો તે સ્વેદજ એટલે પરસેવામાંથી ઉત્પન્ન થવુ તે, રસજ એટલે વિકૃત વસ્તુઓમાં ઉત્પન્ન થનાર જંતુઓ સુખની અભિલાષાથી જીવો હિંસા કરે છે. પણ આરંભ સમારંભ દ્વારા સુખની પ્રાપ્તિ માટે કરાયેલી ક્રિયાને કારણે સુખને બદલે દુઃખ જ મળે છે તેથી જ સસારમાં પરિભ્રમણ કરતાં વિવિધ પ્રકારનાં દુઃખોનો અનુભવ કરવો પડે છે

मूलम्- जाईपहं अणुपरिवट्टमाणे, तसथावरेहि विणिघायमेति ।
से जाति जातिं वहुकूरकम्मे, जे कुव्वती मिज्जति तेण वाले ।।३।।

અર્થ : એકેન્દ્રિય આદિ જાતિઓમાં પરિભ્રમણ કરતો થકો તે જીવ ત્રસ–સ્થાવર યોનિઓમાં ઉત્પન્ન

થઈને હણાતો રહે છે. તે અજ્ઞાની જીવ અત્યંત ક્રૂર કર્મને લીધે પોતાનાં પાપોનાં કારણે જ એક જાતિમાંથી બીજી જાતિમાં જન્મ લઇને હણાયા કરે છે. આ રીતે જન્મમરણના ફેરા ફર્યા જ કરે છે.

ટિપ્પણી :– જે જીવ જે જાતિનાં જીવોની વધારે હત્યા કર્યા જ કરે છે તે જીવ તે જ જાતિમાં ઉત્પન્ન થઈને પોતાની હત્યા થવાનો અનુભવ કરે છે.

मूलम्- अंसि च लोए अदुवा परत्था, सयग्गसो वा तह अन्नहा वा ।
संसारमावन्न परं परं ते, बंधंति वेदंति य दुन्नियाणि ।।४।।

અર્થ : કર્મ પોતાનુ ફળ આ લોકમાં કે પરલોકમા આપે છે સંસારમાં ભ્રમણ કરતાં જીવો અનેક જન્મોમાં એકથી ચઢિયાતા પાપોનો બંધ કરે છે અને વેદન કરે છે

ટિપ્પણી :–ઘણાં લોકો એમ માને છે કે જે ભવમાં જે અશુભ કર્મ કર્યું હોય તેનુ ફળ ત્યાં જ મળે છે. પણ એમ નથી વાસ્તવિક રીતે કર્મની અવસ્થા પરિપકવ થાય ત્યારે તે કર્મફળ આપીને છૂટું થાય છે. નજીકમાં અગર ઘણા ભવો પછી પણ તે કર્મ તેનું ફળ આપે છે. જ્યાં સુધી કાળ પાકયો ન હોય ત્યાં સુધી તે કર્મ સત્તામાં પડયુ રહે છે કર્મ વેદતી વખતે જો વિષમ ભાવ ફર્યા કરે તો નવુ કર્મ બંધાય છે આવી રીતે જીવન બંધન અને વેદન અનતકાળ સુધી ચાલુ રહે છે. ઉદયમાં આવેલાં કર્મને સમભાવથી સહન કર્યા વિના આ પ્રવાહ અટકતો નથી. આવી રીતે ભાવકર્મથી (રાગ-દ્વેષ) દ્રવ્ય-કર્મ બધાય છે અને દ્રવ્ય-કર્મનાં ઉદય વખતે જીવ તેમાં જોડાય તો ભાવ-કર્મ બધાય છે. માટે જીવે કર્મ કરતી વખતે ઘણો જ ખ્યાલ રાખવો તે જ ઉચિત છે.

मूलल्- जे मायरं वा पियरं च हिच्चा, समणव्वए अगणिं समारभिज्जा ।
अहाहु से लोए कुसीलधम्मे, भूताइ जे हिंसति आयसाते ।।५।।

અર્થ : જે પુરુષ માતા-પિતા આદિનો ત્યાગ કરીને સાધુપણું અંગીકાર કરે છે અને શ્રમણવૃતી અંગીકાર કર્યા પછી અગ્નિ આદિનો આરંભ સમારંભ કરે છે તેમ જ તે જીવ પોતાની સુખ શાંતિ માટે અન્ય જીવોની હિંસા કરે છે તે પુરુષને શ્રમણ ભગવાન મહાવીરે 'કુશીલધર્મી' કહ્યો છે.

ટિપ્પણી :– આવા કહેવાતા સાધુઓ કૃત-કારિત અને અનુમતિના દોષથી યુક્ત ઔદેશિક આહારનો પરિભોગ કરે છે. તેને કારણે તેઓ જીવહિંસામાં કારણભૂત બને છે. નામધારી સાધુઓ પંચાગ્નિ તપ તપે છે તથા અગ્નિહોત્ર આદિ કર્મ કરીને સ્વર્ગની અભિલાષા કરે છે આવા કહેવાતા સાધુઓની કુશીલમાં ગણતરી થાય છે.

मूलम्- उज्जालओ पाण निवातएज्जा, निव्वावओ अगणि निवायवेज्जा ।.
तम्हा उ मेहावि समिक्ख धम्मं, ण पंडिए अगणि समारभिज्जा ।।६।।

અર્થ : અગ્નિકાયનાં આરભમાં પ્રાણીઓનો ઘાત કેવી રીતે થાય છે તે અહિંયા કહેવામાં આવે

છે. અગ્નિ સળગાવનાર માણુસ લાકડા આદિમાં રહેલાં જીવોનો ખ્યાલ નહિ કરતાં તેઓનો ઘાત કરે છે. તે અગ્નિને બુઝાવનાર વ્યકિત પણ અગ્નિકાય જીવોનો ઘાત કરે છે. તેથી વિચિક્ષણ પુરુષે ધર્મને યથાર્થ ઓળખી અગ્નિકાયનો આરંભ સમારંભ ન કરવો જોઇએ.

**मूलम्-** पुढवी वि जीवा आऊ वि जीवा, पाणा य संपाइम संपयंति ।
संसेयया कट्ठसमस्सिया च, एते दहे अगणि समारभंते ।।७।।

અર્થ : પૃથ્વી અપકાય પણ જીવ છે. આ ઉપરાંત પતંગિયા આદિ ઉડતાં જીવો અગ્નિમાં પડી જઇ શેકાઇ જાય છે. પૃથ્વી પાણીનાં જીવોને પણ બાળી નાખે છે તેથી આ સઘળા જીવોની હિંસા થાય છે. આ ઉપરાંત અગ્નિનો આરંભ કરનારા લોકો કાષ્ઠ, છાણા, કોલસા તથા બીજા ઇંધનમાં રહેલાં જીવોની પણ ઘાત કરે છે. તેથી અગ્નિ પ્રજ્જવલિત કરવાના કાર્યને મહા દોષ ગણ્યા છે.

**मूलम्-** हरियाणि भूताणि विलंबगाणि, आहार देहा य पुढो सियाई ।
जे छिंदंति आयसुहं पुडुच्च, पागब्भि पाणे बहुणं तिवाति ।।८।।

અર્થ : કુણા અંકુર આદિ લીલી વનસ્પતિ પણ જીવો જ છે મૂળ, સ્કંધ આદિ અવયવોમાં પણ જીવો વિવિધ પ્રકારે રહેલાં છે જે મનુષ્ય પોતાનાં સુખના માટે, આહારનાં માટે કે શરીરનાં પોષણ માટે તેમ જ પરિગ્રહની વાસના માટે મહા આરંભ સમારંભ કરીને અગ્નિકાયનાં જીવોનું છેદન ભેદન કરે છે તેથી તેઓ અનેક જીવોનાં વિરાધક બને છે.

ટિપ્પણી:– જીવ આ પ્રકારની વિરાધના કરીને પાપનું જ ઉપાર્જન કરે છે. તે સુખ મેળવવાને બદલે અનેક જીવોનો વેરી બનીને ચાર ગતિમાં ભ્રમણ કરી પોતાનાં પાપનું ફળ ભોગવે છે

**मूलम्-** जातिं च वुड्ढि च विणासयंते, बीयाइ अस्संजय आयदंडे ।
अहाहु से लोए अणज्जधम्मे, बीयाइ जे हिंसति आयसाते ।।९।।

અર્થ : જે અસંયમી પુરુષ પોતાનાં સુખનાં માટે બીજાને હણે છે એટલે કે વનસ્પતિ આદિનાં બીજનો પણ ઘાત કરે છે આ બીજની ઘાતનાં લીધે તે બીજનાં જીવોની વૃદ્ધિ અને ઉત્પત્તિનો પણ વિનાશ થાય છે આ વિનાશ કરતો થકો તે જીવ અજ્ઞાનપણે હોઈ પોતાને જ દંડિત કરે છે તીર્થંકરોએ આવા પુરુષોને અનાર્યધર્મી કહ્યો છે

ટિપ્પણી:– વિરાધનાજનિત પાપકર્મનાં કારણે દુઃખની જ ઉપલબ્ધિ થાય છે તે અજ્ઞાનીના ખ્યાલમાં નથી.

**मूलम्-** गब्भाइ भिज्जंति बुयाबुयाणा, णरा परे पंचसिहा कुमारा ।
जुवाणगा मज्झिम थेरगा य, चयंति ते आउखए पलीणा ।।१०।।

અર્થ : જે પુરૂષો વનસ્પતિ કાયની ખૂબ ખૂબ ભાવથી વિરાધના કરે છે અને તે વિરાધના કરી સુખ અને આશ્ચર્ય અનુભવે છે તે જીવોમાં ઘણાખરા પરભવમાં ગર્ભમાં જ ગળી જાય છે. તેમજ કોઇ કોઇ જીવો આ વિરાધનાને લીધે તોતડુ અગર મુગા કે બહેરાની અવસ્થામાં

મરી જાય છે કોઇ જીવ આયુષ્ય પૂરું કર્યા પહેલાં પણ એટલે કે કુમારાવસ્થામાં કે યુવાવસ્થામાં કાળધર્મને પામે છે. આવા વિરાધક જીવો અકાળે એટલે મરણકાળ પૂરો થયા પહેલાં પ્રૌઢ અવસ્થામાં તેમજ વ્યાધિઓની અવસ્થામાં મરણને શરણ થાય છે.

ટિપ્પણી : આવા ઘોર હિંસા કરનારા જીવો અલ્પ આયુષ્યવાળા અને અકાળે મૃત્યુને ભેટવાવાળા હોય છે

मूलम्- संबुज्झहा जंतवो ! माणुसत्तं, दट्ठुं भयं बलिसेणं अलंभो ।
एगंतदुक्खे जरिए व लोए, सक्कसुणा विप्परियासुवेइ ॥११॥

અર્થ : હે જીવો ! મનુષ્યભવ દુર્લભ છે. તે યથાર્થ તત્ત્વને બરાબર સમજો. અજ્ઞાની જન સમજણના અભાવે ચારેય ગતિનાં ભય અને દુઃખોને જોઈ કે સમજી શકતો નથી. આ આખો લોક તાવમાં પટકાયેલાં મનુષ્યની માફક એકાંતપણે દુઃખોનો અનુભવ કરે છે આ જીવ પોતાનાં કર્મોનાં ફળરૂપે વિપરીત દશાનો અનુભવ કરી રહ્યો છે પોતાનાં અજ્ઞાનપણાના લીધે જ વિપર્યાસપણું ભોગવે છે એટલે સંસારનાં જડ પદાર્થોમાં ભ્રાંતિના લીધે સુખની કલ્પના કરી રહ્યો છે તે તેનુ વિપર્યાસપણુ છે તેથી દુઃખને પ્રાપ્ત થાય છે.

ટિપ્પણી : મનુષ્યપણુ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ, રૂપ આરોગ્ય, દિર્ઘાયુષ, પ્રજ્ઞા, સત્ય ધર્મનુ શ્રવણ અને તેનું ગ્રહણ; શ્રદ્ધા તેમજ સયમની પ્રાપ્તિ થવી આ લોકમાં અતિ દુર્લભ છે માટે આ દુર્લભ એવા મનુષ્ય ભવમાં વિવેકપ્રકટ કરી જાગૃત રહેવુ.

मूलम्- इहेग मूढा पवयंति मोक्खं, आहार संपज्जणवज्जणेणं ।
एगे य सीओदगसेवणेणं, हुएण एगे पवयंति मोक्खं ॥१२॥

અર્થ : આ લોકમાં અજ્ઞાનીજનો એવું એવુ બોલ્યા કરે છે કે 'મીઠાનો' (લવણ) ત્યાગ કરવાથી મોક્ષ મળે છે કોઇ કોઇ અજ્ઞાની જીવો એવી પ્રરૂપણા કરે છે કે સચિત અને શીતળ જળનાં સેવનથી તેમજ હોમહવન યજ્ઞ કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

ટિપ્પણી : 'મીઠા' નો અર્થ સ્વાદિષ્ટ ભોજન એવો કરવામાં આવ્યો છે એટલે રસની પુષ્ટિ કરનારા પદાર્થો (લવણ મુખ્ય છે) નો ત્યાગ કરવો અને તેથી મળે છે તેમ અજ્ઞાની જીવો બોલે છે

मूलम्- पाओसिणाणादिसु णत्थि मोक्खो, खारस्स लोणस्स अणासएणं ।
ते मज्जमंसं लसुणं च भोच्चा अनत्थ वासं परिकप्पयंति ॥१३॥

અર્થ : ઉપરના અજ્ઞાનીના કથનને અસત્ય ઠરાવવા માટે જ્ઞાનીઓ તેઓના મતનું ખડન કરી સ્પષ્ટીકરણ કરે છે કે પ્રાતઃકાળે સ્નાન કરવાથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી વળી લવણયુક્ત સ્વાદિષ્ટ ભોજનથી મોક્ષ મળતો નથી ઊલ્ટું તેમ કરનાર તેમ જ મદ્ય, માંસ અને લસણ જેવા તામસી પદાર્થોનુ સેવન કરીને સસારમાં પરિભ્રમણ થાય છે.

ટિપ્પણી :– જીવોનું ઉપમર્દન કરવાથી તો મહાન હિંસા થાય છે. મોક્ષની પ્રાપ્તિ તો અંતરનાં અહિંસા આદિ શુદ્ધ ભાવોથી જ થઇ શકે છે. બાહ્ય મળ દૂર કરવાથી શરીરની જ શુદ્ધિ થાય છે. પણ તે બાહ્ય શુદ્ધિ આંતરિક મળને દૂર કરી શકતી નથી.

**मूलम्-** उदगेण जे सिद्धिमुदाहरंति, सायं च पायं च उदगं फुसंता ।
उदगस्स फासेण सिया य सिध्धो, सिज्झिसु पाणा बहवे दगंसि ।।१४।।

અર્થ : કુશીલોના મતનું સામાન્ય રીતે ખંડન કરીને હવે વિશેષરૂપે ખંડન કરવા સૂત્રકાર નીચે પ્રમાણે પ્રતિપાદન કરે છે, કે જે અજ્ઞાની પ્રરૂપકો જળનું સાંજ સવાર સેવન કરવાથી મોક્ષ મળે છે તેવું માને છે. તે બધા એકાંત મિથ્યાવાદી છે. જો જળનાં જ સ્પર્શથી સિદ્ધિ મળતી હોત તો જળમાં રહેનાર પ્રાણીઓને જરૂર સિદ્ધિ પ્રાપ્ત થાત પરંતુ એમ બનતું નથી તેઓ નિરંતર જળમાં રહેવા છતાં તેમનુ અંતર મલિન જ રહ્યા કરે છે.

ટિપ્પણી :– અંતરના કષાય, કામવિકાર, હિંસા, ઝેર, પ્રપંચ આદિ ભાવોનો નાશ કર્યા વિના મોક્ષની પ્રાપ્તિ થઈ શકતી નથી.

**मूलम्-** मच्छा य कुम्मा य सिरासिवा य, मग्गू य उट्टा दगरक्खसा य ।
अट्ठाणमेयं कुसला वयंति, उदगेण जे सिद्धिमुदाहरंति ।।१५।।

અર્થ : જો જળનાં સ્પર્શથી મુક્તિ મળતી હોત તો માછલાં, કાચબા, જળસર્પ જળઘોડા, જળમૃગ, જળઊંટ જળરાક્ષસ આદિ સઘળાં જળચર પ્રાણી મુક્ત જ થઇ જાત. પણ એવુ બનતું નથી. આવી વાત કરનાર મિથ્યાવાદી જ છે. તેમની માન્યતા તદ્દન ખોટી અને વિપરીત છે એવું તીર્થંકર આદિ કુશળ પુરુષોનું કહેવું છે.

**मूलम्-** उदयं जइ कम्ममेलं हरेज्जा, एवं सुहं इच्छामित्तमेव ।
अंधं व णेयारमणुस्सरित्ता, पाणाणि चेवं विणिहंति मंदा ।।१६।।

અર્થ : જો પાણી વડે કર્મ મળ હણાતો હોય એટલે કે જળનાં સ્પર્શથી કર્મમળ દૂર થઇ જતો હોય તો જેમ તે જળ તેમની માન્યતા અનુસાર અશુભને દૂર કરે છે તેમ પુણ્યને પણ દૂર કરી શકે. પણ આ પ્રમાણે બનતું જોવામાં આવતુ નથી. તેથી તેઓની માન્યતા કલ્પિત હોવાના કારણે યુક્તિ સંગત નથી. અજ્ઞાની માણસો સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ વિવેક રહિત એવા નેતાનુ અનુકરણ કરીને તેમજ તેમનું વચન યથાર્થ માનીને પ્રાણીઓની ઘોર હિંસા કર્યા જ કરે છે. આમ કરવાથી તેમને કોઇ કાળે સાધ્યની સિદ્ધિ થઇ શકતી નથી આમ સમજીને શ્રમણે સ્નાન આદિનો ત્યાગ કરવો જોઇએ.

**मूलम्-** पावाइं कम्माइं पकुव्वतो हि, सिओदगं तू जइ तं हरिज्जा ।
सिज्झिसु एगे दगसत्तधाती, मुसं वयंते जलसिध्धिमाहु ।।१७।।

અર્થ : પાપ કરનાર પુરુષના પાપને જો સચિત જળ હરણ કરતુ હોય તો તે સચિત જળમાં રહેલા જીવોનો ઘાત કરનાર જીવો પણ સિદ્ધિને પ્રાપ્ત કરી શકયા હોત. પરંતુ એવું કહેનારા લોકોનું કથન તદ્દન મિથ્યા અને વાહિયાત છે.

मूलम्- हुतेण जे सिद्धिमुदाहरंति, सायं च पायं अगणिं फुसंता ।
एवं सिया सिद्धिहवेज्ज तम्हा, अगणिं फुसंताण कुकम्मिणंपि ।।१८।।

અર્થ : જે લોકો એવી પ્રરૂપણા કરે છે કે સાંજે અને સવારે અગ્નિની સ્પર્શ કરવો એટલે કે હોમહવન આદિ કરવાથી મોક્ષ મળે છે. તેવું કહેનારા લોકો પણ જૂઠા છે કેમકે અગ્નિ જલાવવાથી, તેનો સ્પર્શ કરવાથી તેમ જ તેને વંદન, અર્ચન આદિ કરવાથી જો મોક્ષ મળતો હોત તો તેવા પાપીઓને પણ મોક્ષ મળવો જોઇએ.

मूलम्- अपरिक्ख दिट्ठं ण हु (एव) सिद्धि, एहिंति ते घायमबुज्झमाणा ।
भूएहिं जाणं पडिलेह सातं, विज्जं गहायं तसथावरेहि ।।१९।।

અર્થ : જળસ્નાન, હોમ, હવન આદિ કરવાથી મોક્ષની સિદ્ધિ થાય છે તેવુ માનનારા કેટલાંક લોકો તે માન્યતાની કસોટી કર્યા વિના તે માન્યતાને અંગીકાર કરે છે. વસ્તુના વાસ્તવિક સ્વરૂપને નહિ સમજનાર આવા પાખંડીઓ સંસારમાં પરિભ્રમણ કરે છે. જીવે સમજવું જોઇએ કે ત્રસ અને સ્થાવર જીવો પણ સુખની અભિલાષાવાળા હોય છે. તો તેવા જીવોને મારવાથી પુણ્યના બદલે પાપના જ ભાગીદાર થવાય છે અને તેથી દુઃખની પરંપરા ચાલુ રહે છે

मूलम्- थणंति लुप्पंति तस्संति कम्मी, पुठो जगा परिसंखाय भिक्खू ।
तम्हा विऊ विरतो आयगुत्ते, दट्ठुं तसे या पडिसंहरेज्जा ।।२०।।

અર્થ : જે કુશીલ પુરુષો પ્રાણીઓની હિંસા કરીને પોતાનાં સુખની ઇચ્છા કરે છે તે પ્રાણીઓ સસારમાં દુખનો જ અનુભવ કરે છે. આવા પાપી પ્રાણીઓને નિરંતર રુદન કરવું પડે છે. તેમનું છેદન ભેદન કરાય છે તેમને નિરતર ત્રાસ વેઠવો પડે છે. તેથી વિચક્ષણ પુરુષે પાપમાંથી નિવૃત્ત થવું અને જીવહિંસાનો ત્યાગ કરવો.

मूलम्- जे धम्मलद्धं विणिहाय भुंजे, वियडेणसाहट्टु य जे सिणाइं ।
जे धोवती लूसयतीव वत्थं, अहाहु से णागणियस्स दूरे ।।२१।।

અર્થ : હે શિથિલાચારી સાધુ! નિર્દોષ આહારનો પણ સંગ્રહ કરીને ભોગવે છે. જે અચિત જળ વડે સ્નાન કરે છે, જે વસ્ત્ર અને હાથપગ ધૂએ છે જે શોભાનાં માટે લાંબા વસ્ત્રને ટૂંકું ને ટૂંકા વસ્ત્રને લાંબુ કરે છે તે સાધુ નિર્ગ્રંથ ભાવથી દૂર રહે છે. એવું તીર્થંકર ભગવાન કહે છે.

मूलम्- कम्मं परिन्नाय दगंसि धनरे, वियडेण जीविज्ज य आदिमोक्खं ।
से बीयकंदाइ अभुंजमाणे, विरते सिणाणाइसु इत्थियासु ।।२२।।

અર્થ : જળસ્નાનને લીધે કર્મનો બંધ થાય છે એમ સમજીને સાધુએ જીવનપર્યંત ભીક્ષામાં અચિત જળ વડે પોતાનું જીવન ધારણ કરવુ. સાધુએ બીજ અને કંદનો ઉપયોગ કરવો નહિ સ્નાન આદિનો ત્યાગ કરવો તેમજ સ્ત્રીઓથી સદતર દૂર રહેવું જોઇએ.

ટિપ્પણી:—સ્નાન કે શોભાથી બ્રહ્મચર્યનો ભંગ થવાનો સભવ છે.

मूलम्- जे मायरं च पियरं च हिच्चा, गारं तहा पुत्त पसुं धणं च।
कुलाइं जे धावइ साउगाइं, अहाहु से सामणियस्स दूरे ॥२३॥

અર્થ : માતા પિતા, પુત્ર, દીન અને ગૃહનો ત્યાગ કરી સંયમ ગ્રહણ કરવા છતાં પણ જે સાધુ રસનો લોલૂપી બનીને જ્યાં સ્વાદિષ્ટ ભોજન પ્રાપ્ત થતું હોય એવા ઘરોમાં જ જાય છે તે સાધુ સાધુપણાથી હમેશાં દૂર જ રહે છે. એમ શ્રમણ ભગવાન મહાવીર કહે છે.

ટિપ્પણી : રસલોલૂપતાથી સંયમને હાનિ થાય છે.

मूलम्- कुलाइं जे धावइ साउगाइं, आधाति धम्मं उदराणुगिद्धे ।
अहाहु से आयरियाणं सयंसे, जे लावएज्जा असणस्स हेऊ ॥२४॥

અર્થ : જે સાધુ સ્વાદિષ્ટ ભોજન લોલૂપી થવાથી આવું ભોજન મળે એવા ઘરોમાં જાય અને ત્યાં જઇને ધર્મોપદેશ આપે તે સાધુનાં આચારનો સતાંશમો ભાગ પણ પાળતો નથી. એટલે કે આચાર્યનાં જે ગુણો સાધુમાં હોવા જોઇએ તે તેનામાં રહેતાં નથી. જે સાધુ આહારનાં માટે પોતાનાં ગુણોની પ્રશંસા કરે અને કરાવે તે પણ સાધુતાહીન છે.

मूलम्- णिक्खम्म दीणे परभोयणंमि, मुहमंगलीए उदराणुगिद्धे ।
नीवारगिद्ध व महावराहे, अदूरए एहिइ घातमेव ॥२५॥

અર્થ : જેઓ સયમ ગ્રહણ કરવા છતાં આહારના વિષયમાં દીનતા બતાવે છે, જેઓ આહાર મેળવવા માટે દાતાની પ્રસસા કરે છે, તેઓ ચોખાના દાણામાં આસકત થયેલાં મોટા ભૂંડની જેમ ઉદરપોષણ માટે લોલુપી થઇને ભ્રષ્ટ થાય છે. અર્થાત્ સિદ્ધિ પ્રાપ્ત કરવાનાં બદલે સંસારમાં દુઃખોનું વેદન કર્યા કરે છે.

मूलम्- अन्नस्स पाणस्सिहलोइयस्स, अणुप्पियं भासति सेवमाणे ।
पासत्थयं चेव कुशीलयं च, निस्सारए होइ जहा पुलाए ॥२६॥

અર્થ : જે સાધુ અન્ન, પાણી અથવા વસ્ત્રાદિનાં માટે દાતાની સેવકની માફક સેવા કરે છે અથવા ખુશામત કરે છે તે સાધુ શિથિલાચારી અને કુશીલ છે. તે ડાંગરના ભુસાની માફક નિઃસ્સાર થઇને એટલે કે સયમથી રહિત થઇને ભટકે છે.

ટિપ્પણી :–જેમ ભૂસ્સામાં કઇ સ્વાદ હોતો નથી તેમ તેનો સંયમ પણ સાર વિનાનો બની જાય છે.

मूलम्- अण्णातपिंडेणऽहियासएज्जा, णो पूयणं तवसा आवहेज्जा ।
सद्देहिं रुवेहिं असज्जमाणं, सव्वेहि कामेहि विणीय गेहि ॥२७॥

અર્થ : સાધુએ અજ્ઞાત ઘરોમાં જઇને આહાર લઇ સયમનું પાલન કરવું જોઇએ. તપશ્ચર્યા દ્વારા સત્કાર સન્માનની ઇચ્છા કરવી નહિ મનોજ્ઞ શબ્દ અને રૂપમાં આસકત થવું નહિ સમસ્ત કામભોગોની લાલસા તજીને સંયમનુ પાલન કરવુ જોઇએ.

मूलम्- सव्वाइं संगाइं अइच्च धीरे, सव्वाइं दुक्खाइं तितिक्खमाणे ।
अखिले अगिद्धे अणिएयचारी, अभयंकरे भिक्खु अणाविलप्पा ।।२८।।

અર્થ : ધૈર્યવાન સાધુએ સર્વસંગ પરિત્યાગી થઇને સમસ્ત દુઃખોને સહન કરતાં થકા જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તપ અને વીર્યથી પરિપૂર્ણ બનવુ. તમામ પ્રકારનાં કામભોગ પ્રત્યે વિરકત ભાવ રાખવો અપ્રતિબદ્ધ વિહારી બનવુ. પ્રાણીઓના અભયદાતા થવું. વિષય કષાયોથી નિવૃત થઇ સયમનું પાલન કરવુ જોઇએ

मूलम्- भारस्स जाता मुणि भुंजएज्जा, कंखेज्ज पावस्स विवेग भिक्खू ।
दुक्खेण पुट्ठे धुयमाइएज्जा, संगामसीसे व परं दमेज्जा ।।२९।।

અર્થ : મુનિએ સંયમ નિભાવવા પૂરતો જ આહાર લેવો જોઇએ. પોતાના આત્માને પાપકર્મથી દૂર રાખવાની ભાવના સેવવી જોઇએ. દુઃખ આવી પડે ત્યારે સમભાવપૂર્વક દુઃખ સહન કરવુ અને સયમમાર્ગમાં અવિચળ રહેવુ જેવી રીતે યોદ્ધો સગ્રામમાં ઊભો રહી શત્રુઓનો સહાર કરે છે એ જ પ્રમાણે કર્મશત્રુઓનુ દમન કરવું.

मूलम्- अवि हम्ममाणे फलगावतट्ठी, समागमं कंखति अंतगस्स ।
णिधूय कम्मं ण पवंचुवेइ, अक्खक्खए वा सगडं ।।त्तिबेमि ।।३०।।

અર્થ : ઉપસર્ગો દ્વારા પીડિત થવાનો સમય આવે તો પણ સાધુએ લાકડાનાં પાટિયાની જેમ રાગદ્વેષથી રહિત થવુ અને સમભાવથી મૃત્યુને ભેટવા તૈયાર રહેવુ. પરન્તુ સંસાર તરફ, ધરી તૂટેલી ગાડી સમાન એક કદમ પણ ન રાખે અને પોતાને લાગેલ કર્મરૂપી રજને દૂર કરે.

**૭ મુ અધ્યયન સમાપ્ત**



# ૮ મું અધ્યયન-(શ્રી વીર્યાધિકાર અધ્યયન)

પૂર્વભૂમિકા :- ૭ માં અધ્યયનમાં કુશીલ અને સુશીલ સ્વભાવવાળા સાધુનુ કથન કરવામાં આવ્યું છે. આ સુશીલપણું કે કુશીલપણું વિર્યાંતરાય કર્મનાં ક્ષય તેમ જ તેના ઉદયથી થાય છે. તેથી વીર્યનું પ્રતિપાદન કરવા માટે અને વીર્યની પ્રતિભા વિકસાવવા માટે અધ્યયનનો પ્રારંભ કરવામાં આવ્યો છે.

मूलम्- दुहा वेयं सुयक्खायं, वीरियंति पवुच्चई ।
किं नु वीरस्स वीरत्तं, कहं चेयं पवुच्चई ॥१॥

अर्थ : શ્રી તીર્થંકર દેવોએ વીર્યનાં બે ભેદો કહ્યા છે. વીર્ય એટલે જીવની શકિત વિશેષ જાણવી વીરપુરૂષનું વીર્ય કેવા પ્રકારે છે અને કેવા પ્રકારે વીર કહેવાય છે તે હવેની ગાથામાં કહેવાશે. (ઓછાવત્તા અંશે સર્વ જીવોમાં વીર્ય હોય છે. આ વીર્યનો ઉઘાડ આત્માની સ્વશક્તિથી હોય છે.)

मूलम्- कम्ममेगे पवेदेति, अकम्मं वावि सुव्वया ।
एतेहिं दोहि ठाणेहिं, जेहिं दीसंति मच्चिया ॥२॥

અર્થ : શ્રી સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે કે હે જંબુ! વીર્યના બે પ્રકાર છે. (૧) સકર્મક વીર્ય (૨) અકર્મક વીર્ય. સર્વ મનુષ્ય બે ભેદોમાં વ્યવસ્થિત દેખાય છે. કોઇ પ્રવૃત્તિ-પ્રિય કર્મને વીર્ય કહે છે કોઇ ત્યાગરૂપ નિવૃત્તિ ધર્મને (સ્વભાવમાં પ્રવૃત) ને વીર્ય કહે છે, વીર્યાંતરાયના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલાં વીર્ય સ્વભાવિક છે ઔદયિકભાવથી ઉત્પન્ન થયેલું વીર્ય બાળ વીર્ય કહેવાય છે અને સત્સંગથી ઉત્પન્ન થયેલ નિર્મલ ચારિત્ર્યને પંડિત વીર્ય કહે છે સકર્મક વીર્ય સર્વ સંસારીને હોય છે અકર્મક વીર્ય જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપરૂપ સ્વસ્વભાવમાં પ્રવૃત્તિવાળાને હોય છે.

मूलम्- पमायं कम्ममाहंसु, अप्पमायं तहाऽवरं ।
तब्भावा देसओ वावि, बालं पंडियमेव वा ॥३॥

અર્થ : શ્રી તીર્થંકર દેવોએ પ્રમાદને કર્મ કહેલ છે અને અપ્રમાદને અકર્મ કહેલ છે. પ્રમાદી જીવોનું બાળવીર્ય હોય છે. અપ્રમાદી જીવોનુ પંડિત વીર્ય હોય છે. (મદ, વિષય, કષાય, નિદ્રા અને ચારિત્ર્ય દૂષિત કરે એવી વિકથા એ પાંચેયને પ્રમાદ કર્મ કહે છે પ્રમાદનાં કારણથી જીવ આરંભમાં આસકત થઇ કર્મ બાંધે છે પ્રમાદરહિત પંચમહાવ્રતનાં પાલનરૂપ કર્તવ્યોમાં કર્મબંધનનો અભાવ છે તેથી એ પુરૂષોનાં કાર્યો પંડિતવીર્યવાળા કહેવાય છે

मूलम्- सत्थमेगे तु सिक्खंता, अतिवायाय पाणिणं ।
एगे मंते अहिज्जंति, पाणभूयविहेडिणो ।।४।।

અર્થ : કેટલાંક બાળજીવો પ્રાણીઓનાં વધ માટે શસ્ત્રોનો અભ્યાસ કરે છે. કેટલાંક વિનાશકમંત્રને ઉપયોગ કરે છે. આવા કાર્યો કરવાવાળાનુ બાળવીર્ય જાણવુ. (અર્થશાસ્ત્ર, ધનુર્વેદ, આયુર્વેદ, નીતિશાસ્ત્ર; લોકનીતિ, રાજયનીતિ, કામશાસ્ત્ર, અને પાકશાસ્ત્ર. આ બધાં પ્રાણીઓનાં ઘાત માટે કેટલાંક શીખે છે. તે બાળવીર્ય કહેવાય છે)

मूलम्- माइणो कट्टु माया य, कामभोगे समारभे ।
हंता छेत्ता पगब्भिता, आयसायाणुगाभिणो ।।५।।

અર્થ : માયા કપટી જીવો કપટ દ્વારા અન્યનાં ધન આદિ લૂંટીને વિષયસેવન કરે છે. તથા પોતાનાં સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યો પ્રાણીઓનાં અંગોપાંગનું છેદન ભેદન આદિ કરે છે. (આવા કષાયનાં અવગુણોથી ભરેલાં જીવ અધમગતિમાં જાય છે.)

मूलम्- मणसा वयसा चेव, कायसा चेव अंतसो ।
आरओ परओ वावि, दुहा वि य असंजया ।।६।।

અર્થ : અસયમી જીવો મન, વચન, કાયાથી અથવા કાયામાં શકિત ન હોય તો મનવચનથી આ લોક અને પરલોકના સુખ માટે સ્વયં પ્રાણીઓનો ઘાત કરે છે અને અન્યની પાસે પણ જીવોની ઘાત કરાવે છે (આવી રીતે ભ્રમણાત્મક બુદ્ધિથી અજ્ઞાનીજીવો કર્મબંધન કરે છે. અને પાપાનુષ્ઠાન વડે સસારભાવને સ્થિર કરે છે)

मलम्- वेराइं कुव्वई वेरी, तओ वेरेंहि रज्जती ।
पावोवगा य आरंभा, दुक्खणसा च अंतसो ।।७।।

અર્થ : જીવહિસા કરવાવાળા પુરૂષો મૃત્યુ પામનારા જીવાત્માઓની સાથે અનેક જન્મનું વેર બાંધે છે આથી એ જ ભવમાં કે આગમી ભવોમાં એ મરનાર જીવો ઘાત કરનારા જીવોને મારે છે આ પ્રકારે વેરની પરપરા ચાલતી રહે છે. જીવહિંસા પાપને ઉત્પન્ન કરનારી છે તેના વિપાકો દુખરૂપ છે.

मूलम्- संपरायं णियच्छंति, अत्तदुक्कडकारिणो ।
रागदोसस्सिया बाला, पावं कुव्वंति ते वहुं ।।८।।

અર્થ . સ્વય પાપકરવાવાળા જીવો સસારનાં પરિભ્રમણરૂપ કર્મબધ કરે છે. રાગદ્વેષથી અજ્ઞાની બહુ પાપ કરે છે. રાગદ્વેષથી યુક્ત મલિન આત્માઓ સત્-અસત્‌ના વિવેકથી હીન હોવાથી બાળકની માફક અજ્ઞાની પાપકાર્યમાં રત રહે છે. આવા જીવો બાળવીર્યવાળા જાણવા

मूलम्- एयं सकम्मवीरियं, बालाणं तु पवेदितं ।
इत्तो अकम्मविरियं, पंडियाणं सुणेह मे ।।९।।

અર્થ · અજ્ઞાનીઓનાં, પ્રમાદીઓનાં સકર્મ વીર્યની વ્યાખ્યા હે જંબુ! તને જણાવી. આ વીર્ય

કહેવાય છે. હવે પંડીતોનાં અકર્મ વીર્યની વ્યાખ્યા તને હું જણાવું છું. તે તમે ધ્યાનથી સાંભળો.

मूलम्- दव्विए बंधणुम्मुक्के, सव्वओ छिन्नबंधणे ।
पणोल्ल पावकं कम्मं, सल्लं कंतति अंतसो ॥१०॥

અર્થ : મુક્તિ પામવાને યોગ્ય પુરૂષ સર્વપ્રકારનાં કર્મનાં બંધનોને છેદીને સર્વ પાપોથી નિવૃત થઇ સર્વ કર્મનો ક્ષય કરે છે. રાગ-દ્વેષ રહિત પુરૂષ વિતરાગ કહેવાય છે. આવા પુરૂષ અકર્મ વીર્યવાળા હોય છે.

मूलम्- नेयाउयं सुयक्खायं, उवादाय समीहए ।
भुज्जो भुज्जो दुहावासं, असुहत्तं तहा तहा॥११॥

અર્થ : સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપને તીર્થંકરોએ મોક્ષમાર્ગ કહ્યો છે. વિવેકી પુરૂષો તે માર્ગનુ આવલંબન કરીને મોક્ષ માટે પ્રયત્ન કરે છે. 'બાળ-વીર્ય' વારંવાર દુઃખ દેનારૂં છે. બાળ જીવો જેમ જેમ દુઃખ ભોગવે છે તેમ તેમ તેઓનાં અશુભ વિચારોની પરંપરા વધતી જાય છે.

मूलम्- ठाणी विविहठाणाणि, चइस्संति ण संसओ ।
अणियत्ते अयं वासे, णायएहि सुहीहि य ॥१२॥

અર્થ : ઉત્તમ સ્થાનવાળા ઇંદ્ર ચક્રવર્તિ વિગેરે અનેક પ્રકારનાં ઉત્તમ, મધ્યમ, અને અધમસ્થાનોનો જીવોએ જરૂર ત્યાગ કરવો પડશે. એમાં સંદેહ નથી જ્ઞાતિજનો, મિત્રજનો કે સ્ત્રી, પુત્ર, પરિવાર આદિની સાથે જે સહવાસ છે તે પણ અનિત્ય છે. (તેથી અહંકાર, મમત્વ ને દૂર કરી ધર્મ આરાધના કરી અમૂલ્ય માનવભવને સફળ બનાવવો.)

मूलम्- एवमादाय मेहावि, अप्पणो गिद्धिमुद्धरे ।
आरियं उपसंपज्जे, सव्व धम्मकोवियं ॥१३॥

અર્થ : આથી જ્ઞાનીપુરૂષોએ સઘળાં સ્થાનો અને સંયોગોને અનિત્ય અને અશાશ્વત જાણી પોતાનુ મમત્વ હઠાવી લેવું. અને સઘળા ધર્મોમાં નિર્દોષ એવા તીર્થંકર દેવે પ્રતિપાદિત કરેલ વીતરાગ માર્ગનો સ્વીકાર કરવો જોઈએ. આજ માર્ગથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. (જ્ઞાન પ્રતીતિ અને તેમાં રમણતા એ જ આત્માનો શુદ્ધ ઉપયોગ છે.)

मूलम्- सह सम्मइए णच्चा, धम्मसारं सुणेत्तु वा ।
समुवट्ठीए उ अणगारे, पच्चक्खायपावगे ॥१४॥

અર્થ : નિર્મળ બુદ્ધિ દ્વારા અથવા સતગુરૂ પાસેથી ધર્મ સાંભળીને જ્ઞાન અને શુદ્ધ ઉપયોગરૂપ ક્રિયાની ઉત્તરોત્તર પ્રાપ્તિ માટે પ્રયત્નવાળા અણગારે સાવદ્ય અનુષ્ઠાનનો ત્યાગ કરવો. આવા પ્રયત્નશીલ ચારિત્ર્યવાળા પંડિત પુરૂષો પંડિતવીર્યથી મુક્ત બની રાગાદિ બંધનોથી મુક્ત થઇ ગુણોની વૃદ્ધિ કરતાં કરતાં પૂર્ણ સ્વરૂપને પામે છે

मूलम्- जं किंचुवक्कमं जाणे, आउक्खेमस्स अप्पणो ।
तस्सेव अंतरा खिप्पं, सिक्खं सिक्खेज्ज पंडिए ।।१५।।

અર્થ : વિદ્વાન સાધક કોઇપણ પ્રકારે પોતાનાં આયુષ્યનાં ક્ષય કાળને જાણે ત્યારે તરત જ સંલેખના રૂપ ધર્મને તેણે ગ્રહણ કરવો. આકુળતાને દૂર કરીને જીવનની ઇચ્છા રહિત બની જવું ભકત પરીજ્ઞા (અન્નપાણીનો ત્યાગ) અથવા ઇગીત મરણરૂપ પંડિતમરણ ગ્રહણ કરવું

मूलम्- जहा कुम्मे सअंगाई, सए देहे समाहरे ।
एवं पावाइं मेघावी, अज्झप्पेण समाहरे ।।१६।।

અર્થ : જેમ કાચબો પોતાનાં અવયવોને સંકુચિત કરી પોતાનાં દેહમાં સમાવે છે એ પ્રમાણે વિચક્ષણ મુનિ ધર્મધ્યાનની ભાવનાથી પોતાનાં પાપોનો ત્યાગ કરે અને ધર્મ ધ્યાનની ભાવના સાથે, મરણ–કાળ પ્રાપ્ત થતાં (સલેખના)–સમાધિમરણ દ્વારા પંડિત મરણથી શરીરને છાંડે.

मूलम्- साहरे हत्थपाए य, मणं पंचेंदियाणि य ।
पावकं च परीणामं, भासदोसं च तारिसं ।।१७।।

અર્થ : સાધુ પોતાનાં હાથ-પગ આદિ અવયવોને સંકુચિત કરી દે, તેમ જ પોતાનાં શુભ ઉપયોગને સ્થિર રાખે પાંચ ઇદ્રિયો ને મનના વિષયોથી નિવૃત્ત થાય અને ભાષાનાં દોષો દૂર કરી સંકલ્પ વિકલ્પોથી રહિત થાય, અનુકુળ પ્રતિકુળ પરિસહોને સહન કરે. આવી રીતે રાગદ્વેષ છોડી દુર્લભ એવા સયમનાં યોગને પામી પંડિતમરણનાં યોગની પ્રતિજ્ઞા કરતાં અણુસણ અનુષ્ઠાનમાં વિચરે.

मूलम्- अणु माणं च मायं च, तं परिन्नाय पंडिए ।
सायागारव णिहुए, उवसंते णिहे चरे ।।१८।।

અર્થ : સંયમમાં ઉપયોગવંત રહેનાર ઉત્તમ સાધુની કોઇ પુજા - સત્કાર કરે તથા ભોગ ઉપભોગનું આમત્રણ કરે તો પણ અહંકાર કરે નહિ કષાય કરે નહિ ઉપભોગની તૃષ્ણા રાખે નહિ તપશ્ચર્યા કરી ગર્વ ન કરે કષાયોને જીતી જિતેન્દ્રીય બની સયમમાં જાગૃત રહી પંડીતવીર્ય યુકત થઇ ઉપશાંતપણે વિચરે.

मूलम्- पाणे य, णाइवाएज्जा, अदिन्नंपि य णायए ।
साइयं ण मुसं बूया, एस धम्मे वुसीमओ ।।१९।।

અર્થ : સાધુ કોઇ પણ નાના કે મોટા જીવોનાં પ્રાણની ઘાત કરે નહિ અદત્ત વસ્તુને ગ્રહણ કરે નહિ માયા–કપટ કરી જૂઠું બોલે નહિ. જિતેન્દ્રીય સાધુનો આવો શ્રુત અને ચારિત્ર્યરૂપ ધર્મ રહેલ છે. તેણે પોતાનાં આત્માનાં શ્રેયનાં માટે ઉપયોગ રાખી સંયમનું પાલન કરવુ.

मूलम- अतिवक्कम्मंति वायाए, मणसा वि न पत्थए ।
सव्वओ संवुडे दंते, आयाणं सुसमाहरे ॥२०॥

અર્થ : સાધુ પંચમહાવ્રતોનું ઉલ્લંઘન કરે નહિ અથવા મન, વચન, કાયથી કોઈપણ પ્રાણીને પીડા દેવાની ઇચ્છા કરે નહિ તેમજ કોઈનો તિરસ્કાર કરે નહિ. ઇંદ્રિયોનું દમન કરતાં થકાં બાહ્ય અને અભ્યંતર રીતે ગુપ્ત રાખી મોક્ષની પ્રાપ્તિ કરાવનાર એવા જ્ઞાન, દર્શન, ચારિત્ર્યરૂપ સંયમનું પાલન કરી વિચરે.

मूलम्- कडं च कज्जमाणं च, आगमिस्सं च पावगं ।
सव्वं तं णाणुजाणंति, आयगुत्ता जिइंदिया ॥२१॥

અર્થ : જે સાધુ પોતાના આત્માને ગુપ્ત રાખનાર અને જીતેન્દ્રિય છે તે સાધુ પોતે પાપકર્મ કરે નહિ તેમજ કરાવે નહિ. પણ વર્તમાનમાં થતાં પાપકર્મો અને ભવિષ્યમાં કરવાના પાપકર્મો એ સર્વ પાપકાર્યોનું અનુમોદન પણ કરે નહિ. સ્વય પાપમય વસ્તુને ભોગવે નહિ તેમજ ભોગવનારને રૂડું માને નહિ.

मूलम्- जे याऽबुद्धा महाभागा, वीरा, असमत्तदंसिणो ।
असुद्धं तेसिं परक्कंत, सफलं होइ सव्वसो ॥२२॥

અર્થ : જે પુરૂષ લોકોમાં પૂજનીય, મહા ભાગ્યવાન, સમર્થ શાસ્ત્રોનો જાણકાર, પંડિત, બાહ્ય તપ કરના । એવો પ્રશંસનીય ગણાતો હોય પણ જો તે આત્માનાં સ્વસ્વરૂપને જાણતો ન હોય અને સમ્યક્ત્વ રહિત હોય તો તે મિથ્યાત્વી ગણાય છે આવા મિથ્યાત્વીનાં સંયમ-વ્રત-તપદાન વિગેરે અશુદ્ધ કહેવાય છે. અને તે સંસાર પરિભ્રમણનાં હેતુ રૂપ થાય છે. પણ સાંસારિક સુખની ઈચ્છા રહિતની ભાવનાથી કરેલ ધર્મક્રિયાઓ આત્મ-ધર્મ પ્રાપ્ત કરવામાં સહાયભૂત થાય છે

मूलम्- जे य बुद्धा महाभागा, वीरा सम्मत्तदंसिणो ।
सुद्धं तेसिं परक्कंत, अफलं होइ सव्वसो ॥२३॥

અર્થ : જે પુરૂષ તત્વનાં સ્વરૂપનો જાણકાર હોય, શુદ્ધ બુદ્ધ હોય, આઠ કર્મનો ક્ષય કરવામાં સમર્થ હોય, સમ્યક્દૃષ્ટિ હોય તેનાં સયમ-તપ આદિ સર્વ ધર્મ ક્રિયાઓ નિદાન-રહિત, શુદ્ધ, નિર્મળ અને કર્મનાં નાશ માટે હોય છે. (સમ્યક્-દૃષ્ટિની થોડીપણ ધર્મક્રિયા નિર્જરાનાં અર્થે જ હોય છે. તે સસાર પરિભ્રમણ કરાવતી નથી )

मूलम्- तेसिं पि तवो ण सुद्धो, निक्खंता जे महाकुला ।
जन्ने वन्ने वियाणंति, न सिलोगं पवेज्जए ॥२४॥

અર્થ : જે સાધકો મોટા ઊંચા કુળમાં ઉત્પન્ન થઇ પ્રવજ્યા ગ્રહણ કરી પોતાની પૂજા કરાવવા તપ આદિ અનુષ્ઠાનો કરે તો તે તપ આદિ અનુષ્ઠાનો ધર્મનો લાભ આપતા નથી. અને આત્મ-લાભનાં ફળથી વચિત રહે છે. સાધકે પોતાનાં અનુષ્ઠાનોને ગુપ્ત રાખવા. તેમ જ પોતાની પ્રશસા કરવી નહિ તેમ જ અન્ય પાસે કરાવવી નહિ

मूलम्- अप्पपिंडासि पाणासि, अप्पं भासेज्ज सुव्वए ।
खंतेऽभिन्निव्वुडे दंते, वीतगिद्धी सदा जए ।।२५।।

અર્થ : સાધુ સંયમયાત્રા માટે તથા પોતાનાં પ્રાણોના નિભાવ માટે અલ્પ આહાર-પાણી ભોગવે અલ્પ બોલે. ક્ષમાશીલ રહે લોભ આદિ રહિત થઈ અકષાયી ભાવે રહે જિતેન્દ્રિય બની વિષય ભોગોમાં અનાસક્ત રહે. નિદ્રા થોડી કરે. સાધનો થોડા રાખે. ઉણોદરી આદિ તપ કરતાં યત્નાવંત રહી સંયમનું પાલન કરે.

मूलम्- झाणजोग समाहट्टु, कायं विउसेज्ज सव्वसो ।
तितिक्खं परमं णच्चा, आमोक्खाए परिव्वएज्जासि ।। त्तिवेमि ।।

અર્થ : સાધુ ધ્યાન-યોગને ગ્રહણ કરીને સર્વ અશુભ વ્યાપારોથી મન, વચન, કાયા ના યોગને રોકે. પરિસહને સમભાવે સહન કરે આત્મ-હિતનુ કારણ જાણી મોક્ષની પ્રાપ્તિ થતાં સુધી સાવધાન રહી સયમનું પાલન કરે એમ હે જબુ! ભગવાન મહાવીરનાં કથન અનુસાર હું તને કહું છુ

૮ મું અધ્યયન સમાપ્ત



# ९ मुं अध्ययन–धर्मनाम

**પૂર્વભૂમિકા :–** આઠમાં અધ્યયનમાં બાળવીર્ય અને પંડિતવીર્યનું કથન કરવામાં આવ્યું હતું. પાપકારી ક્રિયા માટે કરેલ પ્રયત્ન 'બાળ-વીર્ય' કહેવાય છે. ધર્મ માટે કરવામાં આવનાર પ્રયત્ન 'પંડિત-વીર્ય' કહેવાય છે. આ 'પંડિત-વીર્ય ધર્મ માટે કહેવામાં આવ્યુ છે. તે ધર્મ કેવા પ્રકારનો હોવો જોઇએ તે ખ્યાન ૯ માં અધ્યયનમાં આવશે.

**मूलम्-** कयरे धम्मे अक्खाए, माहणेण मईमया ।
अंजु धम्मं जहातच्चं, जिणाणं तं सुणेह मे ॥१॥

અર્થ : શ્રી સુધર્માસ્વામીને શ્રી જંબુસ્વામી પૂછે છે કે 'પ્રાણીઓને મારો નહિ' તેવો તથા દુર્ગતિમાં પડતાં જીવોને બચાવે એવો ધર્મ ભગવાન મહાવીરસ્વામીએ પ્રતિપાદન કરેલ છે. તો તે ધર્મ કેવા પ્રકારનો છે? સુધર્મા સ્વામી પ્રત્યુત્તર આપે છે કે રાગ અને દ્વેષને જીતનાર એવા **શ્રી** જિનેશ્વરનો ભાખેલો અને માયા-કપટ રહિતનો સરળ ધર્મ હું તને કહીશ તે તું સાંભળ.

**मूलम्-** माहणा खत्तिया वेस्सा, चंडाला अदु बोक्कसा ।
एसिया वेसिया सुद्दा, जेय आरंभणिस्सिया ॥२॥

**मूलम्-** परिग्गहनिविट्ठाणं, वेरं तेसिं पवड्ढई ।
आरंभसंभिया कामा, न ते दुक्खविमोयगा ॥३॥

અર્થ : બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ચાંડાલ, બુકસ, ઐષિક (શિકારી), વૈશિક (વેશ ધારણ કરવાવાળો) શુદ્ર તથા આરંભમાં આસક્ત રહેનાર જીવ, પરિગ્રહની મમતાવાળો જીવ, જે જે જીવોની ઘાત કરે છે તે તે જીવોની સાથે તેમને વેર બંધન થાય છે. વેર જન્મથી નવા જન્મ ધારણ કરવાં પડે છે જન્મ છે ત્યાં મૃત્યુ જરા, રોગ, આદિ દુ:ખો રહેલાં છે. વેરનાં બંધન જીવહિંસાથી બંધાય છે. વિષય લોલુપી જીવો આરંભ સમારંભમાં આસક્ત હોય છે તેથી તેઓ ભવોભવની વૃદ્ધિ કરાવનાર દુ:ખના હેતુરૂપ આઠ કર્મોથી મુકત થઈ શકતાં નથી એમ જાણી આત્માર્થી જીવોએ આરંભ અને પરિગ્રહનાં મમત્વથી દૂર રહેવું તે તેમનાં માટે સુખનું કારણ છે

**मूलम्-** आघायकिच्च माहेउं, नाइओ विसएसिणो ।
अन्ने हरंति तं वित्तं, कम्मी कम्मेहि किच्चती ॥४॥

અર્થ : (પ્રાણીઓનાં દશ પ્રકારનાં પ્રાણોનો નાશ થાય તેને "આઘાત મૃત્યુ" કહે છે. મૃત્યુ બાદ અગ્નિસંસ્કાર તથા પિતૃપિંડ આદિ ક્રિયાઓને 'આઘાત-મૃત્યુ' કહેવાય છે) આઘાત કૃત્ય કર્યા બાદ વિષય લોલુપી જીવો એટલે મૃત્યુ પામનારાંના સ્ત્રી, પુત્ર, પુત્રી, બાંધવ આદિ

સ્વજનો, જ્ઞાતિ વર્ગ વિગેરે દુઃખ વડે પ્રાપ્ત કરેલ મૃત્યુ પામનારનાં દ્રવ્યને લઈ જાય છે અને ભાગ પાડી લે છે અને ધન-સચય કરતાં બાંધેલાં પાપકર્મોનો વિપાક પાપકર્મ કરનારને જ ભોગવવો પડે છે. આરભ કરવાવાળો પાપી પોતે કરેલાં કર્મોથી દુઃખી દુઃખી થાય છે (પાંચ ઇદ્રિયનાં પાંચ પ્રાણ મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણ કહેવાય છે

मूलम्- माया पिता ण्हुसा भाया, भज्जा पुत्ता य ओरसा ।
नालं ते तव ताणाय, लुप्पंतस्स सकम्मुणा ।।५।।

અર્થ : માતા-પિતા, પુત્રવધૂ, બાંધવ, સ્ત્રી, પુત્ર, અગજાત આદિ સ્વજનો કે જ્ઞાતિવર્ગ પોતાનાં કરેલાં કર્મનાં ફળરૂપ દુઃખોથી વર્તમાન ભવમાં કે પરભવમાં દુઃખોથી પીડાતા તે જીવને કોઈપણ ત્રાણ શરણ થવા સમર્થ નથી આવા જીવનાં દુઃખમાં સ્વજનો ભાગ પણ લઇ શકતાં નથી આવો પાપી જીવ પોતાનાં જ કરેલાં કર્મોથી દુઃખી થાય છે.

मूलम्- एयमट्ठं सपेहाए, परमट्ठाणुगामियं ।
निम्ममो निरहंकारो, चरे भिक्खूजिणाहियं ।।६।।

અર્થ : પૂર્વોકત અર્થને વિચારી સાધુ સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્ર્ય, તપરૂપ, ધર્મની આરાધના કરે. સયમને મુકિત પ્રાપ્ત કરવાવાળુ સમજીને સાધુ પુરૂષોએ આઠ પ્રકારનાં મદ (અહંકાર) તથા બાહ્ય પરિગ્રહ અને અભ્યતર પરિગ્રહ રૂપ પૂજા સત્કાર આદિ સોળ પ્રકારનાં કષાયો તથા નવ પ્રકારનાંનો કષાયોનો ત્યાગ કરીને સયમ પાળવો.

मूलम्- चिच्चा वित्तं च पुत्ते य, णाइओ य परिग्गहं ।
चिच्चाण णंतगं सोयं, निखेक्खो परिव्वए ।।७।।

અર્થ : સાધુએ ધનનો, પુત્રનો, જ્ઞાતિજનોનો અને પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ તથા રાગ-દ્વેષ શોકરૂપી અભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરી મોક્ષની પ્રાપ્તિ માટે કોઈપણ પદાર્થની ઇચ્છા રાખ્યા વિના આત્મામાં લીન થઇ સંયમનાં અનુષ્ઠાનમાં લાગી જવુ

मूलम्- पुढवी आउ अगणी वाऊ, तणरुक्खसबीयगा ।
अडया पोय जराऊ, रससंसेयउब्भिया ।।८।।

અર્થ : સાધુએ તેમ જ સાધકે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, તૃણ, વૃક્ષ, બીજ, અંડજ, પોતજ, જરાયુજ, રસજ, સસ્વેદન, ઉદ્ભીજ આ બધા જીવો છે તેથી યત્નાપૂર્વક તેઓનું રક્ષણ કરવુ જોઇએ. (એકેન્દ્રિયનાં પાંચ ભેદમાં સુક્ષ્મ, બાદર બે પ્રકાર છે અને પર્યાપ્ત, અપર્યાપ્ત એવા પણ બે ભેદો સર્વ જીવમાં રહેલા છે તેથી જીવોને જાણવાથી તે જીવોની દયા પાળી શકાય છે

मूलम्- एतेहि छहि काएहिं, तं विज्जं परिजाणिया ।
मणसा काय वक्केणं, णारंभी ण परिग्गही ।।९।।

અર્થ : પડિત સાધક ઉપરોકત છ પ્રકારનાં છકાયનાં જીવોને જાણીને મન, વચન, કાયાથી તેઓનો

આરંભ ન કરે. તેઓનો પરિગ્રહ પણ ન કરે. તેમને પરિતાપ થાય તેવા કાર્યોથી અલગ રહે, સર્વ જીવોને જ્ઞાનથી જાણી પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી તેના આરંભનો એટલે હિંસાનો ત્યાગ કરવો ઘટે એવો સાધુધર્મનો આચાર છે

मूलम्- मुसावायं बहिद्धं च, उग्गहं च अजाइया ।
सत्थादाणाइं लोगंसि, तं विज्जं परिजाणिया ॥१०॥

અર્થ : અસત્ય વચન બોલવું, મૈથુન સેવવુ, પરિગ્રહ ગ્રહણ કરવો, અદત્ત વસ્તુને લેવી તે સર્વ આ જગતમાં શસ્ત્ર સમાન છે. તથા આઠ પ્રકારનાં કર્મ બંધનનાં કારણરૂપ છે. એમ જાણીને સાધુપુરૂષે પ્રત્યાખ્યાનથી તેનો સર્વથા ત્યાગ કરવો. અને પંચમહાવ્રત રૂપ સંયમમાં જાગૃત બનવું. તે આત્મશ્રેયનું કારણ છે.

मूलम्- पलिउंचणं च भयणं च, थंडिल्लुस्सयणाणि या ।
धूणादाणाइं लोगंसि, तं विज्जं परिजाणिया ॥११॥

અર્થ : સાધક માયા, કપટ, લોભ, ક્રોધ અને માન એ સર્વ કષાયોનો ત્યાગ કરે બુદ્ધિમાન પુરૂષ તેને કર્મબંધનનુ કારણ સમજે છે સાધકની સર્વ ધાર્મિક ક્રિયાઓને માયા–કપટ નામનો કષાય નિષ્ફળ બનાવે છે. લોભ આત્માને વિવેકશૂન્ય બનાવે છે. ક્રોધ જ્ઞાનની હાનિ કરે છે. એમ જાણી આત્માર્થી જીવોએ કષાયથી દૂર રહેવુ.

मूलम्- धोयणं रयणं चेव, बत्थीकम्मं विरेयणं ।
वमणंजणं पलीमंथं, तं विज्जं परिजाणिया ॥१२॥

અર્થ : હાથ, પગ, વસ્ત્ર વિગેરેને ધોવા અને રગવા તથા રેચ લેવો. દવા લઇ વમન કરવુ, આંખમાં અંજન કરવું તથા શરીરની શોભા માટે જે કાંઇ કરવું તે બધા સયમના ઘાતક છે. તેનાં વિપાકો દુઃખરૂપ જાણીને વિદ્વાન મુનિએ તે સર્વ કાર્યનો ત્યાગ કરવો. એ સાધકને કલ્યાણરૂપ છે.

मूलम्- गंधमल्लसिणाणं च, दंतपक्खालणं तहा ।
परिग्गहित्थिकम्मं च, तं विज्जं परिजाणिया ॥१३॥

અર્થ : શરીર કે વસ્ત્રમાં સુગધી પદાર્થો લગાડવા, ફૂલની માળા પહેરવી, સન્માન કરવું, વિના કારણે દાંત ધોવા, પરિગ્રહ રાખવો, સ્ત્રીસેવન કરવુ તથા હસ્ત કર્મ કરવુ તથા વિકારના વિચારોને સેવવા આ બધા કાર્યો સાધકને અશુભ બંધનનાં કારણો જાણવા. આ બધા અનુષ્ઠાનો જન્મમરણના હેતુ જાણી તેમને તજવા

मूलम्- उद्देसियं कीयगडं, पामिच्चं चेव आहडं ।
पूयं अणेसणिज्जं च, तं विज्जं परिजाणिया ॥१४॥

અર્થ : સાધુને દાન આપવાની ભાવનાથી સાધુ માટે બનાવેલ આહાર, વેચાણ લાવેલ તેમ જ ઉધાર લાવેલ આદિ આધાકર્મી આહારથી મિશ્ર થયેલ આહાર તથા સામે આવીને સાધુને

આપવાનો આહાર આ સર્વ પ્રકારનાં આહાર દોષયુક્ત હોવાથી સંસારવૃદ્ધિના કારણ બને છે તેથી સાધુએ નિર્દોષ આહાર ગ્રહણ કરવો.

मूलम्- आसूणिमक्खिरागं च, गिद्धुवघाय कम्मगं ।
उच्छोलणं च कक्कं च, तं विज्जं परिजाणिया ।।१५।।

અર્થ : શરીરને પુષ્ટ બનાવવા રસાયણ આદિ આહારને ભોગવવો. શોભા માટે આંખમાં અંજન લગાડવું, આસક્તિ ભાવ રાખવો, વારવાર હાથ-પગ ધોવા આ સર્વ કાર્યોને અશુભ બંધનનાં અને જન્મ-મરણ આદિ દુઃખોના કારણ જાણી વિચક્ષણ સાધકે તે સર્વનો ત્યાગ કરવો તે શ્રેયનુ કારણ છે

मूलम्- संपसारी कयकिरिए, पसिणायतणाणि य ।
सागारियं च पिडं च, तं विज्जं परिजाणिया ।।१६।।

અર્થ : ગૃહસ્થની સાથે સંસારિક વાતો કરવી નહિ તેમના શારીરિક કાર્યોની પ્રશંસા કરવી, સંસાર વ્યવહાર સંબંધી પ્રશ્નોતર કરવા, શય્યાંતરનો આહાર ગ્રહણ કરવો વિગેરે પાપનાં બંધનરૂપ છે. આ બધાને સસાર વૃદ્ધિનાં કારણ જાણી વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે

मूलमृ- अट्ठावयं न सिक्खिज्जा, वेहाईयं च णो वए ।
हत्थकम्मं विवायं च, तं विज्जं परिजाणिया ।।१७।।

અર્થ . વિદ્વાન મુનિ જુગાર ખેલવાનો, ધન ઉપાર્જનનો, જીવનો ઘાત થાય તેવા પાપકાર્યોનો અભ્યાસ કરે નહિ અન્યને એવા પ્રકારની શિક્ષા આપે નહિ. ધર્મ વિરૂદ્ધ વાત કરે નહિ કોઇ સાથે વાદવિવાદ કરે નહિ આ બધા કાર્યો કર્મબંધનનાં હેતુરૂપ જાણી અને સંસાર બંધનનાં કારણરૂપ જાણી તેનો ત્યાગ કરવો

मूलम्- पागहाओ य छत्तं च, णालीयं वालवीयणं ।
परकिरियं अन्नमन्नं च, त विज्जं परिजाणिया ।।१८।।

અર્થ : સાધુએ પગરખાં પહેરવા, છત્રી ઓઢવી, જુગાર રમવો, પંખો વિંઝવો તથા અન્યોઅન્યની કર્મબંધ થાય તેવી પરસ્પર ક્રિયા કરવી આ બધા જ કાર્યો અશુભ કર્મબધનનાં હેતુવાળા તથા સસારના પરિભ્રમણ રૂપ જન્મ–મરણ આદિનાં દુઃખની ઉત્પતિનાં કારણ જાણીને વિદ્વાન મુનિ તેનો ત્યાગ કરે

मूलम्- उच्चार पासवणं, हरिएसु ण करे मुणी ।
वियडेण वावि साहट्टु, णायमज्जे कयाइ वि ।।१९।।

અર્થ · સાધુ લીલી વનસ્પતિવાળી જગ્યાએ અગર જ્યાં બીજ વિગેરે પડયાં હોય તેને પણ દૂર કરીને પણ ઝાડો–પેશાબ કરે નહિ. પરતુ અચિત ભૂમિને પૂંજીને, જીવરહિત સ્થાન તપાસીને, પેશાબ કરે અગર વોસરાવે અચેત જળ ઉપરની સચેત વનસ્પતિને દૂર કરીને પણ તે પાણીનુ આચમન કરે નહિ અચિત જળ વાપરી અશુચિની શુદ્ધિ કરે વનસ્પતિનાં જીવોને પોતાનાં અંગનો સ્પર્શ કરવાથી પણ તેને પીડા ઉત્પન્ન થાય છે.

मूलम्- परमत्ते अन्नपाणं ण भुंजेज्ज कयाइ वि ।
परवत्थं अचेलो वि, तं विज्जं परिजाणिया ।।२०।।

અર્થ : સાધક મુનિ ગૃહસ્થનાં પાત્રમાં ભોજન તેમજ પાણી પીએ નહિ. વસ્ત્ર રહિત હોય તો પણ ગૃહસ્થનું વસ્ત્ર વાપરે નહિ. કારણ કે ગૃહસ્થનાં ઉપકરણ વાપરવાથી પૂર્વ કર્મ અથવા પશ્ચાત્ કર્મનો દોષ લાગવા સંભવ છે આથી સંયમની વિરાધના થવાનો ભય છે

मूलम्- आसंदी पलियंके य, णिसिज्जं च गिहंतरे ।
संपुच्छेणं सरणं वा, तं विज्जं परिजाणिया ।।२१।।

અર્થ : વિદ્વાન મુનિ ગૃહસ્થના કોઈપણ આસન પર બેસે નહિ. ગૃહસ્થને તેનાં ઘરનાં સમાચાર પૂછે નહિ. પૂર્વના ગૃહસ્થાશ્રમની તથા કામભોગની ક્રિડાઓનુ સ્મરણ કરે નહિ. આ સર્વ કાર્ય અનર્થનાં મૂળ છે. અને સંસાર પરિભ્રમણનાં હેતુ જાણી મુનિ તેનો ત્યાગ કરે

मूलम्- जसं कित्ति सलोयं च, जा य वंदणपूयणा ।
सव्वलोयंसि जे कामा, तं विज्जं परिजाणिया ।।२२।।

અર્થ : યશ, કીર્તિ, શ્લાઘા, વદન, પૂજા તથા સંસારનાં તમામ કામભોગો તે બધા સંસાર પરિભ્રમણના હેતુઓ જાણી વિદ્વાનમુનિ તેનો ત્યાગ કરે (બહૂ દાન દેવાથી પ્રસિદ્ધિ થાય તેને કીર્તિ કહેવાય છે કાર્યમાં વિજય મળે તો તેને યશ કહેવાય ઉત્તમ જાતિમાં જન્મ થવો, તપ કરવું, શાસ્ત્રવિદ્યા મેળવી તેનો પ્રચાર કરવો તે શ્લાઘા કહેવાય આ બધાનો કામભોગમાં સમાવેશ થાય છે

मूलम्- जे णेहं णिव्वहे भिक्खू, अन्नपाणं तहाविहं ।
अणुप्पयाणमन्नेसिं, तं विज्जं परिजाणिया ।।२३।।

અર્થ : જે અન્નપાણી લેવાથી મુનિનો સંયમ નષ્ટ થાય, તેવા પ્રકારનાં અન્ન પાણી સાધુએ ગ્રહણ કરવા નહિ કદાચ અશુદ્ધ અન્ન-પાણી ગ્રહણ થઇ ગયા હોય તો તેવા અન્ન-પાણી અન્ય સાધુને આપવા નહિ. તેમ જ પોતે ભોગવવા નહિ કારણકે તે સંસાર ભ્રમણનાં હેતુરૂપ હોવાથી મુનિએ તેને યોગ્ય સ્થળે પરઠવા જોઇએ.

मूलम्- एवं उदाहु निग्गंथे, महावीरे महामुणी ।
अणंतनाणदंसी से, धम्मं देसितवं सुत्तं ।।२४।।

અર્થ : અનંતજ્ઞાન અને દર્શનયુકત બાહ્ય અને અભ્યંતર ગ્રંથિ રહિત એવા નિગ્રંથ મહામુનિ ભગવાન મહાવીરે ઉપર પ્રમાણે શ્રૂત અને ચારિત્ર્યરૂપ ધર્મ પાલનના આચારનો ઉપદેશ આપેલ છે. આ ઉપદેશ સંયમનાં રક્ષણ માટે છે તેમ જ જીવ-આદિ પદાર્થોનુ સ્વરૂપ જાણી પોતાનુ તથા પરનું હિત કરવા માટે ઉપદેશ્યો છે.

मूलम्- भासमाण न भासेज्जा, णेव बंफेज्ज मम्मयं ।
माइठाणं विवज्जेज्जा, अणुचिंतिय वियागरे ।।२५।।

અર્થ : જે સાધુ ભાષા સમિતિને અનુરૂપ ભાષા બોલનાર છે વાણીનાં સવ ભેદોને જાણનાર છે

ઉપદેશ આપવાની યોગ્યતાવાળો છે, આવો નિપુણ હોવા છતાં આવા મુનિ મૌન-ભાવનારૂપ ગુણને પ્રાપ્ત કરે છે. સાધુ માર્મિક વચનો બોલે નહિ. કપટી વચન બોલે નહિ. આઘાત થાય અને ધ્રાસ્કો પડે તેવી ભાષા વાપરે નહિ.

मूलम्- तत्थिमा तइया भासा, जं विदित्ताऽणुतप्पती ।
जं छन्नं तं न वत्तव्वं, एसा आणा णियंठिया ।।२६।।

અર્થ : ભાષાના ચાર પ્રકાર છે (૧) સત્ય (૨) અસત્ય (૩) મિશ્ર અને (૪) વ્યવહાર. (સત્ય નહિ, મૃષા નહિ તે વ્યવહાર ભાષા કહેવાય) આ ચાર પ્રકાર માંહેલી બીજી અને ત્રીજી, અસત્ય અને મિશ્ર સાધુ બોલે નહિ તો અન્ય અશુદ્ધ ભાષા સાધુથી કેમ બોલાય? જે ભાષા બોલવાથી પશ્ચાતાપ થાય તેવી ભાષા સાધુ બોલે નહિ હિંસાપ્રધાન કે કપટયુકત ભાષા વાપરે નહિ.

मूलम्- होलावायं, सहीवायं, गोयावायं च नो वदे ।
तुमं तुमं ति अमणुन्नं, सव्वसो तं ण वत्तए ।।२७।।

અર્થ : નિષ્ઠુર સંબોધનથી સાધુ અન્યને બોલાવે નહિ કોઈને મિત્ર આદિ શબ્દ સંબોધીને બોલાવે નહિ ખુશામતવાળા ગોત્રનાં સંબોધનથી કોઇને બોલાવે નહિ. વડિલોને 'તું' શબ્દથી બોલાવે નહિ. અપ્રિય અને અપમાનજનક શબ્દોથી સાધક કોઇને બોલાવે નહિ પણ વિચારી, પ્રિય, નિર્વદ્ય અને સત્યભાષી બોલવુ જોઇએ

मूलम्- अकुसीले सथा भिक्खू, णेव संसग्गिय भए ।
सुहरुवा तत्थुवसग्गा, पडिबुज्झेज्ज ते विऊ ।।२८।।

આર્થ : સાધુ સદાય દુરાચારીઓની સોબતથી દૂર રહે પોતે સદા સુશીલ રહે કુશીલોની સોબતમાં શાતારૂપ ઉપસર્ગ ઉત્પન્ન થઈ જાય છે. જેનાથી સંયમ નષ્ટ થાય તેવા ઉપસર્ગોને વિદ્વાન મુનિ સમ્યક્ પ્રકારે જાણી સમ્યક્ પ્રકારે સહન કરે. કુશીલો શરીરની રક્ષા માટે આધાકર્મી આહાર આદિ દોષોમાં આસક્ત હોય છે તેથી સુશીલ સાધુઓએ કુશીલ સાધુની સંગત કરવી નહિ

मूलम्- नन्नत्थ अंतराएणं, परगेहे, ण णिसीयए ।
गामकुमारियं किड्डं, नातिवेलं हसे मुणी ।।२९।।

અર્થ : વૃદ્ધાવસ્થા અથવા રોગના કારણે તેમજ તપનાં કારણે અશકત થયેલ હોય તથા વૃદ્ધાવસ્થાનાં કારણે અંગો શિથિલ થયા હોય, આ કારણો સિવાય ભિક્ષુકે ભિક્ષાચારી વિગેરે કાર્યો માટે ગૃહસ્થનાં ઘરમાં બેસવું નહિ ગામનાં બાળકો સાથે રમત રમવી નહિ મર્યાદા બહાર હસવું નહિ. કામ ઉત્પન્ન થાય તેવા હાસ્ય મુનિ કરે નહિ.

मूलम्- अणुस्सुओ उरालेसु, जयमाणो परिव्वए ।
चरियाए अप्पमत्तो, पुट्ठो तत्थऽहियासए ।।३०।।

અર્થ : મનોજ્ઞ શબ્દ આદિ વિષયોમાં મુનિએ અભિલાષાવાળા થવું નહિ તેમાં ઉલ્લાસ ન લાવવો. યત્નાપૂર્વક સંયમની આરાધના કરવી. પરિષહો સહન કરવા. ભિક્ષાચર્યા વિગેરેમાં પ્રમાદ:

કરવો નહિ ઉપસર્ગ આવે ત્યારે દીન બને નહિ. ઉપસર્ગને નિર્જરાનુ કારણુ જાણી પ્રસન્ન ભાવે તે સહન કરે.

मूलम्- हम्ममाणो ण कुप्पेजा, वुच्चमाणो न संजले ।
सुमणे अहियासिज्जा, ण य कोलाहलं करे ॥३१॥

અર્થ : કોઇ વ્યકિત સાધુને લાકડી આદિનો પ્રહાર કરે, ગાળો આપે, દુર્વચનો બોલે, વચનથી આક્રુષ્ટ કરે. તો પણ સાધુ તેની ઉપર ક્રોધ કરે નહિ મનથી પણ દ્વેષ ન કરે. પ્રસન્નચિત્તથી સહન કરે. તેવા માણુસ ઉપર મનથી પણ રાગ દ્વેષ ન કરે. તેમ જ તેને વિપરીત વચન પણ ન કહે.

मूलम्- लद्धे कामे ण पत्थेज्जा, विवेगे एवमाहिए ।
आयरियाइं सिक्खेज्जा, बुद्धाणं अंतिए सया ॥३२॥

અર્થ : સાધક ભિક્ષુક પ્રાપ્ત થતાં કામભોગોને ગ્રહણુ કરવા ઇચ્છા રાખે નહિ તેનું સેવન કરે નહિ. કદાચ તપના પ્રભાવથી કોઇ જાતની લબ્ધિ પ્રાપ્ત થાય તો પણ તેનો ઉપયોગ કરે નહિ. ભોગો માટે નિદાન ન કરે. ગુરૂવાસમાં રહી આચાર્ય પાસે સદા જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપ વિગેરે સ્વસ્વરૂપની ક્રિયારૂપ શિક્ષાગ્રહણ કરી સંયમનુ પાલન કરે

मूलम्- सुस्सूसमाणो उवासेज्जा, सुप्पन्नं सुतवस्सियं ।
वीरा जे अत्तपन्नेसी, धितिमन्ता जिइंदिया ॥३३॥

અર્થ : શાસ્ત્રોને સાંભળવાની ઈચ્છાવાળો ભિક્ષુક સાધક-ગીતાર્થ તથા સારા તપસ્વી ગુરુની સેવા કરીને જ્ઞાનની ઉપાસના કરે. જે પુરૂષ કર્મનુ વિદારણુ કરવામાં સમર્થ છે. ધૈર્યવાન તેમ જ જિતેન્દ્રીય છે. આત્મ-પ્રજ્ઞવંત છે તે જ સાધક આત્મ-જ્ઞાન અથવા આત્મ કલ્યાણુની ગવેષણા કરવામાં સમર્થ બને છે.

मूलम्- गिहे दीवमपासंता, पुरिसादाणिया नरा ।
ते वीराबंधणुम्मुक्का, नावकंखंति जीवियं ॥३४॥

અર્થ : ગૃહવાસમાં જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ મળવો દુર્લભ જાણી જે સાધકો પ્રવજ્યા લઇ ઉત્તરોત્તર ગુણુની વૃદ્ધિ કરતાં રહે છે તેવા જ્ઞાની પુરૂષોનો આશ્રય કરવો યોગ્ય જાણુવો. જે પુરૂષો કર્મબંધનથી મુકત છે તે જ પુરૂષો જીવોનાં આધારરૂપ છે. આવા સાધકો અસયમી જીવન ઇચ્છતાં નથી.

मूलम्- अगिद्धे सद्दफासेसु, आरंभेसु अणिस्सिए ।
सव्वं तं समयातीतं, जमेतं लवियं बहु ॥३५॥

અર્થ : સાધુ મનોહર શબ્દ, રૂપ, રસ, ગંધ આદિ વિષયોમાં આસકત ન થાય. પાપકારી કાર્યોથી દૂર રહે એ ઉપયોગ સાધકે સતત રાખવો જરૂરી છે. જીવહિંસા તે જ આરભ છે અને જન્મમરણુ આદિનાં હેતુરૂપ છે. એમ જાણી આરંભ પરિગ્રહથી સાધકે દૂર રહેવુ આ

અધ્યયનની શરૂઆતથી જે વાતોનો નિષેધ કર્યો છે તે જિન આગમથી વિરૂદ્ધ હોવાથી નિષેધ કરવામાં આવ્યો છે.

**मूलम्- अइमाणं च मायं च, तं परिण्णाय पंडिए ।**
**गारवाणि य सव्वाणि, णिव्वाणं संधए मुणि ।।३६।।**

અર્થ : સાધક ભિક્ષુકે–અતિમાન, માયા, લોભ આદિ કષાયો, સર્વ પ્રકારનાં કામભોગો, ઇન્દ્રિયોનાં વિષયો એ બધા તથા આઠ પ્રકારનાં મદ એ તમામને સંસાર પરિભ્રમણ રૂપ જાણવા. જન્મ, જરા, મરણનાં કારણો છે તેમ જાણીને તેને તજવા. વળી આ વિષય કષાયો પ્રતિકુળતા, લોભ વિગેરે દુઃખના હેતુઓ છે. એમ સમજી મુનિએ તેનો ત્યાગ કરી મોક્ષ (નર્વાણ) પ્રાપ્ત કરવા સયમનુ શુદ્ધ પાલન કરતાં કરતાં વિચરવુ એ જ સત્ય અને સનાતન માર્ગનુ કારણ છે. આ પ્રમાણે ભગવાન જંબુ પાસેથી જે મે સાંભળ્યું તે હું સર્વ ભવ્ય-જીવોને કહુ છું.

૯ સું અધ્યયન સમાપ્ત



# १० मुं अध्ययन- (समाधि)

**પૂર્વભૂમિકા :**– નવમાં અધ્યયનમાં ધર્મનું પ્રતિપાદન કરવામાં આવેલ છે ધર્મની પરિપૂર્ણતા થાય ત્યારે સમાધિ કે શાંતિ થાય તે સમાધિ કે શાંતિનું યથાર્થ વર્ણન દશમા અધ્યયનમાં કરવામાં આવે છે.

मूलम्- आधं मईमं अणुवीय धम्मं, अंजू समाहिं तमिण सुणेह ।
अपडिन्न भिक्खू उ समाहिपत्ते, अणियाण भूतेसु परिव्वएज्जा ।।१।।

અર્થ : ભગવાન મહાવીરથી પ્રતિપાદિત કરાયેલ ધર્મનું શ્રવણ હે શિષ્યો ! તમે સાંભળો. ભગવાને સરળ સમાધિ ધર્મનું કથન કરેલ છે આ લોક સબંધી તથા પરલોક સબંધીની આકાંક્ષા-ઓથી રહિત થઇ સાધુઓએ વિચરવું પોતાનાં વ્રત-નિયમોનાં ફળને ઇચ્છવુ નહિ. સાધુએ સમ્યક્ત્વ સહિત શ્રુત અને ચારિત્ર્ય-ધર્મને અંગીકાર કરી સયમનું પાલન કરવું

मूलम्- उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावर जे य पाणा ।
हत्थेहिं पाएहिं य संजमित्ता, अदिन्नमन्नेसु य णो गहेज्जा ।।२।।

અર્થ : ઉર્ધ્વ દિશા, અધો-દિશા, તિર્છી દિશા, વિગેરેમાં જે ત્રસ અને સ્થાવર જીવો રહેલાં છે તેઓને સાધક ભિક્ષુકે તે પ્રાણીઓનાં હાથ અને પગને બાંધીને અથવા બીજી કોઇ રીતે તેમની વિરાધના કરવી નહિ. તેમ જ અન્ય વડે નહિ અપાયેલ કોઈ વસ્તુને સાધકે ગ્રહણ કરવી નહિ કારણ કે હિંસા, અસત્ય, અદત્ત, મૈથુન અને પરિગ્રહ-મમત્વ એ સર્વ કર્મ બધનનાં કારણ છે.

मूलम्- सुयक्खायधम्मे वितिगिच्छतिण्णे, लाढे चरे आयतुले पयासु ।
आयं न कुज्जा इह जीवियट्ठी, चयं न कुज्जा सुतवस्सि भिक्खू ।।३।।

અર્થ શ્રુત અને ચારિત્ર્યનું યથાર્થ પાલન કરવાવાળા અને પ્રાસુક આહારથી શરીર નિર્વાહ કરવાવાળા ઉત્તમ તપસ્વી સાધુ જગતના સર્વ જીવોને પોતાનાં આત્મા સમાન માની સંયમનું પાલન કરે. આ લોકમાં જે જીવો સંયમી જીવનનાં અભિલાષી છે તેઓ આશ્રવ ન કરે તથા ધન-ધાન્ય આદિ પરિગ્રહનો સંચય ન કરે તેમ જીવ-હિંસા પણ ન કરે

मूलम्- सव्विदिया भिनिव्वुडे पयासु, चरे मुणी सव्वतो विप्पमुक्के ।
पासाहि पाणे य पुढोवि सत्ते, दुक्खेण अट्टे परितप्पमाणे ।।४।।

અર્થ :– સાધુપુરૂષ સ્ત્રીઓનાં વિષયમાં અનાસક્ત રહી સર્વ ઇન્દ્રિયોને વશ રાખી જીતેન્દ્રિય બની. બાહ્ય અને અભ્યંતર પરિગ્રહનાં બંધનથી મુક્ત થઇ, દેહનુ મમત્વ ઘટાડી, સંસારના જીવોને દુઃખ ભોગવતા જોઇ, તેનાં દુઃખોનો વિચાર કરી, મુનિએ સયમ-પાલનમાં ઉપયોગવંત રહેવું. સંયમનું પાલન કરતાં કરતાં ધર્મ આરાધના માટે વિચરવુ.

मूलम्- गुत्तो वईए य समाहिपत्तो, लेसं समाहट्टु परिव्वएज्जा ।
गिहं न छाए ण वि छायएज्जा, संमिस्सभावं पयहे पयासु ॥१५॥

અર્થ : જે સાધક વચનથી ગુપ્ત રહે છે, તે ભાવ સમાધિને પ્રાપ્ત જ કરે છે. સાધુએ કૃષ્ણ વિગેરે ખરાબ લેશ્યાઓનો પરિત્યાગ કરી શુદ્ધ લેશ્યાને ગ્રહણ કરી સંયમનુ પાલન કરવુ. સાધુ ઘર બનાવે નહિ અને બીજાની પાસે બનાવરાવે પણ નહિ. તેમજ સ્ત્રીઓની સાથે સંસર્ગ પણ ન રાખે.

ટિપ્પણી : લેશ્યા એટલે આત્માના અધ્યવસાય અથવા ભાવ, કૃષ્ણ, નીલ, કપોત ખરાબ લેશ્યા છે તેજો, શુકલ, પદ્મ સારી લેશ્યા છે.

मूलम्- जे केइ लोगंमि उ अक्रियआया, अन्नेन पुट्ठा धुयमादिसंति ।
आरंभसत्ता गढिया य लोए, धम्मं ण जाणंति विमोक्खहेउं ॥१६॥

અર્થ : આ સસારમાં જે લોકો આત્માને ક્રિયા રહિત માને છે એટલે નિષ્ક્રિય સ્વીકારે છે જ્યારે બીજા કોઇ તેમને પૂછે ત્યારે મોક્ષ છે તેમ પ્રતિપાદન કરે છે. આવા મોક્ષ અને ધર્મને નહિ જાણવાવાળા અન્ય મતાવલંબી આરભ સમારભમાં જ આસકત રહી સંસારને વધાર્યા કરે છે આવા મિથ્યા પ્રતિપાદકો વિષય ભોગોમાં મૂર્છિત હોય છે તેઓ જીવનાં મોક્ષના કારણ રૂપ શ્રુત અને ચારિત્ર્ય ધર્મને વાસ્તવિક રીતે જાણુતા નથી

मूलय्- पुढो य छंदा इह माणवा उ, किरियाकिरियं च पुढो य वायं ।
जायस्स वालस्स पकुव्वदेहं पवड्ढई वेरमसंजयरस ॥१७॥

અર્થ : આ લોકમાં મનુષ્યોની રૂચિ એટલે કે અભિપ્રાય ભિન્ન ભિન્ન પ્રકારનાં હોય છે આત્માની મુકિત માટે કોઇ ક્રિયાવાદનો સ્વીકાર કરે છે. આવી રીને એકાંત મતને વળગી સંસારમાં સુખની અભિલાષાથી જન્મેલાં બાળકના શરીરને કાપીને પણ પોતાનુ સુખ ઇચ્છે છે એવા અસયતોનું વેર ભવોભવ વધતુ જ જાય છે

मूलम्- आउक्खयं चेव अबुज्झमाणे, ममाति से साहसकारि मंदे ।
अहो य राओ परितप्पमाणे, अट्ठेसु मूढे अजरामरेव्व ॥१८॥

અર્થ : આરંભમાં રચ્યો પચ્યો પુરૂષ ક્યારે પોતાનું આયુષ્ય પુરૂં થશે તે જાણતો નથી પરંતુ તે પુરૂષ વસ્તુઓ ઉપર મમત્વ રાખી જગતનાં પદાર્થોને મેળવવાની આકાંક્ષામાં પાપકર્મ કરતો જ રહે છે. રાત અને દિવસ ચિંતાતુર બની દુઃખનો જ અનુભવ કરે છે ધન-ધાન્ય અને ઉપાર્જનમાં પોતાને અજર અમર માની તેમાં મૂઢ અને મુગ્ધ રહી અશુભ વૃત્તિને વધારતો જ રહે છે તેને શુભ ભાવ કદિ આવતો નથી.

मूलम्- जहाहि वित्तं पसवो य सव्वं, जे वधवा जे य पिया य मित्ता ।
लालप्पई सेऽवि य एइ मोहं, अन्ने जणा तस्स हरंति वित्तं ॥१९॥

અર્થ : હે ભવ્યો ! ધન, ધાન્ય, સ્વજન, બાંધવ, મિત્ર, પશુ, પક્ષી વિગેરે બધાનો જ ત્યાગ કરો.

જે બાંધવો, સ્ત્રી, પુત્ર વિગેરે છે તેઓ પણ વારંવાર મોહ ઉત્પન્ન કરે છે. વળી અત્યંત દુઃખથી મેળવેલ ધન-ધાન્ય આદિ તેના મરણ પછી બીજા લોકો (કુટુંબાદિ) તેનું હરણ કરી લે છે (એટલે જ્ઞાનીઓએ સ્ત્રી, પુત્ર વિગેરેને લુંટારાઓ કહેલ છે.)

मूलम्- सीहं जहा खुड्डुमिगा चरंता, दूरे चरंती परिसंकमाणा ।
एवं तु मेहावि समिक्ख धम्मं दूरेण पावं परिवज्जएज्जा ।।२०।।

અર્થ : વનમાં વિચરતાં એવા નાના હરણો જેમ સિંહ વિગેરે ભયંકર શિકારી પશુઓની બીકથી દૂર દૂર વિચર્યા કરે છે તે જ પ્રમાણે બુદ્ધિમાન પુરૂષો એટલે સાધક ભિક્ષુકો વીતરાગે પ્રરૂપેલ શ્રૂત અને ચારિત્ર્ય રૂપ ધર્મનો વિચાર કરી પાપકર્મથી દૂર જ રહે છે માટે પાપકર્મનો ત્યાગ કરવો.

मूलम्- संबुज्झमाणे उ णरे मतीमं, पावाउ अप्पाण निवट्टएज्जा ।
हिंसप्पसूयाइं दुहाइं मत्ता, वेराणुबंधीणि महब्भयाणि ।।२१।।

અર્થ : ધર્મને યથાર્થ સમજવાવાળો સાધક પુરૂષ પોતાનાં આત્માને પાપકર્મથી તો જરૂર નિવૃત્ત કરે હિંસા આદિથી ઉત્પન્ન થવાવાળા કર્મો વેરની પરંપરાને વધારે છે અને મહાન ભયને ઉત્પન્ન કરવાવાળા તેમજ દુઃખજનક હોય છે તેઓ નરક, નિગોદ વિગેરેમાં પરિભ્રમણ કરવાવાળા છે.

मूलम्- मुसं न बूया मुणि अत्तगामी, निव्वाणमेयं कसिणं समाहिं ।
सयं न कुज्जा न य कारवेज्जा, करंत मन्नंपि य णाणुजाणे ।।२२।।

અર્થ : સાધક મુનિએ તેમ જ વીતરાગ માર્ગમાં ચાલવાવળા સાધકે જૂઠું બોલવુ જ નહિ. અસત્ય બોલવાના ત્યાગને સંપૂર્ણ ભાવ સમાધિ અને પરંપરાએ મોક્ષ કહેલ છે. સાધુ હિંસા, અસત્ય વચન, અદત્ત, અબ્રહ્મ, પરિગ્રહ વિગેરેનું સેવન કરે નહિ. બીજાઓની પાસે સેવન કરાવે નહિ, તેમ જ દોષોનું સેવન કરતાં હોય એવાઓને ભલા પણ ન માને તેમ જ આવા પાપકારી કાર્યોમાં અનુમોદન ન આપે

मूलम्- सुद्धे सिया जाए न दूसएज्जा, अमुच्छिए ण य अज्झोववन्ने ।
धिइमं विमुक्के ण य पूयणट्ठी, न सिलोयगामी य परिव्वएज्जा ।।२३।।

અર્થ : કદાચ દોષ વિનાનો શુદ્ધ આહાર થોડો કે અપ્રિય મળે તો પણ સાધુએ તેવા શુદ્ધ આહાર ઉપર રાગ-દ્વેષ કરી ચારિત્ર્ય-ધર્મને દૂષિત ન કરવો સાધક પુરૂષે આહારમાં મૂર્છિત ન થવું તેમ જ ઇષ્ટ આહારની અભિલાષા ન રાખવી સાધક ભિક્ષુક સંયમમાં ધીરજ વાળો બનીને બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી વિમુક્ત થાય તેમ જ સાધુએ પોતાની પૂજા, પ્રતિષ્ઠા અને કીર્તિની ઈચ્છા ન કરવી સમ્યક્ પ્રકારે શુદ્ધ સંયમનું પાલન કરવું.

मूलम्- एएसु वाले य पकुव्वमाणे, आवट्टइ कम्मसु पावएसु ।
अतिवायओ कीरइ पावकम्मं, निउंजमाणे उ करेइ कम्मं ।।५।।

અર્થ :- અજ્ઞાની જીવો ઇન્દ્રિયોનાં વિષયમાં આસકત બની પ્રાણીઓને કષ્ટ આપે છે. સ્વયં હિંસા કરી તથા અન્ય દ્વારા હિંસા કરાવી પાપકર્મો કરે છે, તેનાં વિપાકરૂપે પૃથ્વીકાય આદિ જીવોમાં વારંવાર ઉત્પન્ન થઇ દુઃખ ભોગવે છે (આવા અજ્ઞાનીઓ પોતાનાં નોકર વિગેરેને પાપકર્મમાં યોજી પાપકર્મનો સંચય કરે છે ) એમ જાણી સાધકે જીવહિંસાથી દૂર રહેવુ.

मूलम्- आदीणवीत्ती व करेइ पावं, मंता उ एगंतसमाहिमाहु ।
बुद्धे समाहीय रए विवेगे, पाणाइवाया विरए ठियप्पा ।।६।।

અર્થ : જે પુરૂષ ભિક્ષા માગવા આદિનાં કરૂણાજનક ધંધા કરતા હોય તેઓ પણ અધ્યવસાયોની અશુદ્ધતાને લીધે અશુભ કર્મ બંધન કરે છે એમ જાણી તીર્થંકર દેવોએ ભાવ-સમાધિ રૂપ અહિંસા પ્રધાન શ્રૂત-ચારિત્ર્ય ધર્મનો ઉપદેશ આપેલ છે જેથી સમાધિના ઈચ્છુકે પ્રાણાતિપાત આદિ સાવદ્ય અનુષ્ઠાનોથી નિવૃત રહી ભાવ સમાધિ રૂપ સંયમમાં અનુરકત રહેવું.

मूलम्- सव्वं जगं तू समयाणुपेही, पियमप्पियं कस्सइ णो करेज्जा ।
उट्ठाय दीणो य पुणो विसन्नो, संपूयणं चेव सिलोयकामी ।।७।।

અર્થ : સાધુ સમસ્ત જગતને સમભાવથી દેખે, કોઇનુ પ્રિય કે અપ્રિય કરે નહિ કોઇ સાધક પ્રવર્જ્યા ગ્રહણ કરી ઉપસર્ગો પ્રાપ્ત થતાં દીન બની જાય છે અને પ્રવર્જ્યા છોડી ભ્રષ્ટ થાય છે વળી કોઈ સાધક પુજા તથા પ્રશંસાનાં અભિલાપી બને છે કોઈ કોઈ વિષય લોલુપ્ત બની સ્ત્રીઓમાં આસકત થઈ ગૃહસ્થ બની જાય છે. તેથી સાધકે સંયમમાં ઉપયોગવંત રહેવુ.

मूलम्- आहाकडं चेव निकाममीणे, नियामचारी य विसण्णमेसी ।
इत्थीसु सत्ते य पुढो य वाले, परिग्गहं चेव पकुव्वमाणे ।।८।।

અર્થ : જે દીક્ષા લઇને આધા કર્મથી દુષિત એવા આહારની અત્યંત ઇચ્છા કરે છે તેમજ આધાકર્મી આહાર માટે ફાંફા માર્યા કરે છે, તેઓ કુશીલ કહેવાય છે. તથા જેઓ સ્ત્રીઓમાં આસકત રહે છે તથા સ્ત્રીઓનાં વિલાસમાં અજ્ઞાનીઓની માફક મુગ્ધ બની સ્ત્રી પ્રાપ્તિ માટે પરિગ્રહ રાખે છે તેઓ પાપકર્મનુ ઉપાર્જન કરે છે.

मूलम्- वेराणुगिद्धे णिचयं करेइ, इओ चुए स इहमट्ठदुग्गे ।
तम्हा उ मेधावि समिक्ख धम्मं, चरे मुणी सव्वउ विप्पमुक्के ।।९।।

અર્થ : જે પુરૂષ પ્રાણીઓની સાથે વેર કરે છે તે પાપકર્મનો વધારો જ કરે છે. એ મરીને નરક વિગેરે દુઃખ આપવાવાળા સ્થાનોમાં જન્મ લે છે આ કારણથી બુદ્ધિમાન મુનિએ ધર્મનો વિચાર કરી બધા જ બંધનોથી મુકત થઇ સંયમનાં કાર્યમાં તત્પર રહેવુ.

मूलम्- आयं ण कुज्जा इह जीवियट्ठी, असज्जमाणो य परिव्वएज्जा ।
णीसम्मभासी य विणीय गिद्धं, हिंसन्नियं वा ण कहं करेज्जा ।।१०।।

અર્થ : સાધુ પુરૂષે આ લોકમાં લાંબા સમય સુધી જીવન જીવવાની ઈચ્છાથી દ્રવ્ય ઉપાર્જન ન કરવું. સ્ત્રી-પૂત્ર વિગેરેમાં આસક્ત બન્યા વિના સંયમમાં જોડાવું. શબ્દાદિ વિષયોમાં ગૃધ્ધ નહિ બનતાં પૂર્વાપરનો વિચાર કરીને કથન કરવુ; પણ હિંસા સબંધી તો ભાષણ કરવું જ નહિ.

मूलम्- आहाकडं वा ण णिकामएज्जा, णिकामयंते य ण संथवेज्जा ।
धुणे उरालं अणुवेहमाणे, चिच्चा ण सोयं अणवेक्खमाणो ।।११।।

અર્થ : મુનિએ આધાકર્મી આહારની ઈચ્છા ન કરવી તેમ જ આધા કર્મની ઈચ્છા કરનારની સાથે સંબંધ પણ ન રાખવો કર્મની નિર્જરા માટે જ ઔદારિક શરીરને બાહ્ય તેમ જ અભ્યંતર તપથી મુનિ કૃશ કરે. શરીર આદિની દરકાર કર્યા વિના સુખનો ત્યાગ કરીને સંયમનું યથાર્થ અનુષ્ઠાન કરે.

मूलम्- एगत्तमेयं अभिपत्थएज्जा, एवं पमोक्खो न मुसंति पासं ।
एसप्प मोक्खो अमुसे वरे वि, अकोहणे सच्चरए तवस्सी ।।१२।।

અર્થ : સાધકે હંમેશાં એકત્વપણાની ભાવના કરવી જોઇએ. હુ એકલો આવ્યો છુ અને એકલો જ જઇશ એવી ભાવના ભાવવાથી જ સાધુ નિઃસંગતાને પ્રાપ્ત કરી શકે છે. એ વાતને સત્યપણાથી સમજો. એકત્વની ભાવના જ ઉત્કૃષ્ટ મોક્ષ છે એ જ ભાવના ભાવ-સમાધિ રૂપ છે. અને એ જ પ્રધાનપણાનો વિચાર છે જે મુનિ ક્રોધ-રહિત તપસ્વી છે એ જ બધાથી ઉત્તમ કહેવાય છે

मूलम्- इत्थीसु या आरय मेहुणाओ, परिग्गहं चेव अकुव्वमाणे ।
उच्चावएसु विसएसु ताई, निस्संसयं भिक्खू समाहिपत्ते ।।१३।।

અર્થ : જે પુરૂષ સ્ત્રીઓની સાથેનાં મૈથુનથી વિરક્ત હોય છે, પરિગ્રહ કરતો નથી, જે જીવો મનોજ્ઞ અને અમનોજ્ઞ વિષયોમાં રાગ-દ્વેષવાળા હોતા નથી તે જ જીવોની રક્ષા કરી શકે આવા જ સાધક-ભિક્ષુકો નિઃશંક રીતે પરમ શાંતિ અને પરમ સમાધિને પ્રાપ્ત કરવાવાળા બને છે

मूलम्- अरइं रइं य अभिभूय भिक्खू, तणाइफासं तह सीयफासं ।
उण्हं य दंसं चऽहियासएज्जा, सुब्भि व दुब्भि व तितिक्खएज्जा ।।१४।।

અર્થ : પરમાર્થને જાણવાવાળા ભિક્ષુકે સંયમમાં અરતિ, અપ્રિતી તથા અસંયમમાં રતિ-પ્રિતી નો ત્યાગ કરવો તૃણ વિગેરેનાં સ્પર્શને તથા શીત, ઉષ્ણ અને દંશમશક વિગેરેનાં સ્પર્શને સહન કરવાં તેમજ સુગંધી અને દુર્ગંધિ પદાર્થોને સહન કરી લેવા (એક સરખા માનવા).

मूलम्- निक्खम गेहा उ निरावकंखी, कायं विउसेज्ज नियाणछिन्ने ।
णो जीवियं णो मरणाभिकंखी, चरेज्ज भिक्खू वलया विमुक्के ।। त्तिबेमि ।।२४।।

અર્થ : સાધુએ દીક્ષિત થઈને પોતાના જીવન પ્રત્યે નિષ્કામ રહેવું. એટલે જીવન વધે કે ઘટે, મરણ તુરંત આવે કે લાંબા સમયે આવે તેવી ઇચ્છા પણ રાખવી નહિ. અનઅપેક્ષિત જીવનવાળા થવુ, શરીર પરની મમતા, શારીરિક સંસ્કાર તથા ચિકિત્સા કર્યા વિના સાધક શરીરનો ત્યાગ કરે પોતે કરેલા તપનાં ફળની ઈચ્છા ન કરે. સંસારથી વિમુખ બનીને જીવન-મરણની આકાંક્ષા રાખ્યા વિના સંયમનાં અનુષ્ઠાનમાં પ્રવૃત રહે તેમ જ પૂર્ણ વૈરાગ્યની સ્થિતિમાં તત્પર રહે

૧૦ મું અધ્યયન સમાપ્ત



# ૧૧ મું अध्ययन— मोक्ष मार्ग

**પૂર્વભૂમિકા** :– દશમાં અધ્યયનમાં સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, સમ્યક્, ચારિત્ર્ય અને 'સમ્યક્ તપ રૂપ સંયમ અને ધર્મ–સમાધિનો ઉપદેશ આપવામાં આવેલ છે 'સમાધિથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. તેથી મોક્ષમાર્ગનું નિરૂપણ કરવાવાળુ આ અગીયારમાં અધ્યયનનું ચિંતન કરવામા આવેલ છે.

**मूलम्-** कयरे मग्गे अक्खाये, माहणेणं मईमया ।
जं मग्गं उज्जुं पावित्ता, ओहं तरइ दुत्तरं ॥१॥

અર્થ : 'મા હણો' 'મા હણો'એ પ્રમાણેનો અહિંસાનો ઉપદેશ આપવાવાળા ભગવાન મહાવીરે કયા પ્રકારનો મોક્ષ માર્ગ કહ્યો છે? કે સરળ એવા એ માર્ગનો આશ્રય લઈને જીવ દુષ્કર એવા સંસારને તરી જાય! અર્થાત મોક્ષની પ્રાપ્તિ કરે

**मूलम्-** तं मग्गं णुत्तरं सुद्धं, सव्वदुक्खविमोक्खणं ।
जाणासि जं जहा भिक्खू, तं णो बूहि महामुणी ॥२॥

અર્થ : જંબુ સ્વામી ફરીથી સુધર્મા સ્વામીને વિનવે છે કે હે મહામુનિ! સઘળા દુઃખોથી મુકત કરવાવાળા શુદ્ધ અને અનુત્તર એવા માર્ગને આપ જે રીતે જાણો છો તે રીતે અમને કહેવા કૃપા કરો

**मूलम्-** जइ णो केइ पुच्छिज्जा, देवा अदुवा माणुसा ।
तेसिं तु कयरं मग्गं, आइक्खेज्जा कहाहि णो ॥३॥

અર્થ : જંબુસ્વામી સુધર્મા સ્વામીને વિનતી કરે છે કે હે મુનિવર! જો કોઈ દેવ અથવા મનુષ્ય અમારી પાસે આવીને અમને પૂછે કે મોક્ષનો માર્ગ કયો છે? તો હુ તેઓને કયો માર્ગ બતાવું? અર્થાત્ તેવા માર્ગનો ઉપદેશ અમને સંભળાવો

**मूलम्-** जइ वो केइ पुच्छिज्जा, देवा अदुवा माणुसा ।
तेसिमं पडिसाहिज्जा, मग्गसारं सुणेह मे ॥४॥

અર્થ : શ્રી સુધર્માસ્વામી જંબુસ્વામીને પ્રત્યુતર આપે છે કે હે જબુ! જો કોઇ દેવ અથવા માનવ તમને સાચા મોક્ષ માર્ગનાં સબંધમાં પૂછે તો તેને આ માર્ગ બતાવશો. હું તમને તે શ્રેષ્ઠ અને સત્ય મોક્ષમાર્ગનું કથન કરૂં છુ.

**मूलम्** आणुपुव्वेण महाघोरं, कासवेण पवेइयं ।
जमादाय इओ पुव्वं, समुद्दं ववहारिणो ॥५॥

અર્થ : કાશ્યપ ગોત્રવાળા ભગવાન મહાવીરે પ્રરૂપિત કરેલ અત્યંત કઠિન માર્ગનુ હું તમને અનુક્રમે કથન કરૂ છુ. જેમ વ્યાપારી લોકો વાહનમાં બેસીને પોતાના વ્યાપાર માટે સમુદ્રને

તરીને પાર ઉતરે છે તેવી રીતે ભગવાન મહાવીરે પ્રતિપાદિત કરેલા આ માર્ગનું અવલંબન લઈને અગાઉ ઘણાં જીવો અપાર અને દુષ્કર એવા આ સંસાર સાગરને તરી ગયા છે.

मूलम्- अत्तारिंसु तरंतेगे, तरिस्संति अणागया ।
तं सोच्चा पडिवक्खामि, जंतवो तं सुणहे मे ।।६।।

અર્થ : હે જમ્બુ ! જે માર્ગે ચાલીને ભૂતકાળમાં અનેક જીવો આ ભયંકર અને દુઃખી સંસારને પાર પામ્યા છે, વર્તમાન કાળે પણ આ માર્ગને અનુસરી ઘણાં જીવો આ સંસારને તરી જાય છે અને ભાવિમાં પણ આ વિકટ સસારને પાર પામશે. ભગવાન તીર્થંકરના સ્વયં-મુખેથી જે પ્રમાણે મેં શ્રવણ કર્યું છે તે પ્રમાણે હું તમને કહીશ તે તમે મારી પાસેથી સાંભળો.

मूलम्- पुढवीजीवा पुढो सत्ता, आउ जीवा तहाऽगणी ।
वाउजीवा पुढो सत्ता, तणरुक्खा सबीयगा ।।७।।

અર્થ : પૃથ્વી અથવા પૃથ્વીના આશ્રયે રહેલાં જીવો પૃથક્ પૃથક્ છે. તેવી રીતે પાણીનાં જીવો અને પાણીના આશ્રયે રહેલાં જીવો પણ જુદા જુદા પ્રકારનાં છે પ્રત્યેક શરીર હોવાનાં કારણે તેમનુ પૃથક્ પૃથક્ અસ્તિત્વ છે અગ્નિકાય તથા વાઉકાયનાં જીવો વળી તૃણ, વૃક્ષ, બીજ, સ્કધ, પાંદડા વિગેરેનાં જીવો પણ પૃથક્ પૃથક્ સત્તાવાળા છે

मूलम्- अहावरा तसा पाणा एवं छक्काय आहिया ।
एतावए जीवकाए णावरे कोइ विज्जई ।।८।।

અર્થ : ઉપર એકેન્દ્રિય જીવોની જાતિ ગણાવી તે ઉપરાંત તેનાથી જૂદા ત્રસકાય વાળા જીવો પણ છે આ જીવો બેઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય, પાંચ ઇન્દ્રિય વાળા છે. આ બધાને છ 'જીવનીકાય' કહેવાય છે આટલી જ જીવ રાશિ છે આનાથી અન્ય કોઈપણ ભેદ જીવનાં હોતાં નથી અર્થાત્ આ સિવાય કોઇ 'જીવનીકાય' નથી

मूलम्- सव्वाहि अणुजुत्तीहि, मइमं पडिलेहिया ।
सव्वे अकंतदुक्खा य, अतो सव्वे न हिंसया ।।९।।

અર્થ : બુદ્ધિમાન પુરૂષોએ બધી જ યુક્તિઓથી પૃથ્વીકાય વિગેરે જીવોનો વિચાર કરીને, તેઓનાં અવ્યક્ત અને વ્યક્ત ભાવોને યથાર્થ સમજીને એવો સિદ્ધાંત પ્રતિ-પાદિત કર્યો છે કે હે જગતના જીવો ! બધા જ પ્રાણીઓને દુઃખ અપ્રિય છે દરેક પ્રાણી સુખને ઇચ્છે છે તેથી કોઈપણ પ્રાણીની મન, વચન, કાયાથી હિંસા કે વિરાધના કરવી નહિ.

मूलम्- एवं खु णाणिणो सारं जं न हिंसइ कंचण ।
अहिंसा समयं चेव एयावंतं विजाणिया ।।१०।।

અર્થ : જીવનાં યથાર્થ સ્વરૂપને અને તેમની વિરાધનાથી તથા પાપકર્મને યથાર્થપણે ઓળખીને જ્ઞાનીજનોએ બતાવ્યું છે કે પ્રાણાતિપાત (જીવ હિંસા)થી નિવૃત થવુ તે જ સાર છે અને તે જ પ્રધાન-ધર્મ છે, અહિંસા પ્રતિપાદન કરવાવાળા શાસ્નો પણ એ જ સાર છે. કે કોઈપણ પ્રાણીની હિંસા ન કરવી હિંસાવાળા શાસ્ત્રો પણ એ જ સિદ્ધાંતને સ્થૂળપણે આ જ રીતે વર્ણવે છે.

मूलम्- उड्ढं अहे य तिरियं, जे केइ तसथावरा ।
सव्वत्थ विरंति कुज्जा, संति निव्वाणमाहियं ।।११।।

અર્થ : ઉંચી–નીચી અને તિરછી દિશાઓમાં જે ત્રસ અને સ્થાવર પ્રાણીઓ રહેલા છે તે તમામની હિંસાથી સર્વત્ર અને સર્વ પ્રકારે નિવૃત થવું જોઈએ. આ રીતે જીવને શાંતિમય મોક્ષપ્રાપ્તિ કહી છે. કારણકે વિરતિયુકત પુરૂષથી કોઇ ડરતું નથી.

मूलम्- पभूदोसे निराकिच्चा, ण विरुज्झेज्ज केणई ।
मणसा वयसा चेव, कायसा चेव अंतसो ।।१२।।

અર્થ : ઇન્દ્રિય દમનમાં જેની શકિત રહેલી છે એવા શકિતશાળી સાધકે મિથ્યાત્વ, અવિરતી, કષાય અને યોગ તથા પ્રમાદ વિગેરે દોષોને દૂર કરી કોઇપણ પ્રાણી સાથે મન, વચન, કાયાથી જીવન પર્યંત વિરોધ ન કરવો.

मूलम्- संवुडे स महापन्ने, धीरे दत्तेसणं चरे ।
एसणासमिए णिच्चं, वज्जयंते अणेसणं ।।१३।।

અર્થ : આશ્રવ દ્વાર (પાંચ ઇન્દ્રિય અને છઠું મન) થી આવતાં પાપોને રોકવાવાળા મહાપ્રજ્ઞાવંત અને ધીર એવા ભિક્ષુકે પોતાને આપવામાં આવેલ નિર્દોષ આહાર જ ગ્રહણ કરવો જે મુનિ સાધક સદોષ આહારનો ત્યાગ કરે છે અને નિર્દોષ આહારને ગ્રહણ કરે છે તે સાચો બુદ્ધિમાન અને વીર છે

मूलम्- भूयाइं च समारम्भ तमुद्दिस्सा य जं कडं ।
तारिसं तु ण गिण्हेज्जा, अन्नपाणं सुसंजए ।।१४।।

અર્થ : જે આહાર પ્રાણીઓનો આરભ સમારંભ કરીને અથવા તેમને પીડા ઉપજાવીને તૈયાર કરવામાં આવ્યો હોય અથવા સાધુને માટે જ આહાર તૈયાર કર્યો હોય એવા અન્ન પાણીને ઉત્તમ સાધુ ગ્રહણ ન કરે (આવો આહાર ગ્રહણ ન કરવાથી સંયમનુ યથાર્થ પાલન થાય છે.)

मूलम्- पूईकम्मं न सेविज्जा, एस धम्मे वुसीमओ ।
जं किंचि अभिकंखेज्जा, सव्वसो तं न कप्पए ।।१५।।

અર્થ : સાધક ભિક્ષુકે જે આહારમાં આધાકર્મી એટલે દોષિત આહારનો એક કણિયો પણ જો ભળેલો હોય તો તેવા આહારનું પણ સેવન ન કરવુ જોઇએ શુદ્ધ સંયમનું પાલન કરવાવાળા સાધુનો એ જ ધર્મ છે કદાચ શુદ્ધ આહારમાં પણ જો અશુદ્ધ–પણાની આશંકા રહેતી હોય તો તે આહાર પણ સાધુને ગ્રહણ કરવા યોગ્ય નથી

मूलम्- हणंतं णाणुजाणेज्जा, आयगुत्ते जिइंदिए ।
ठाणाइं संति सड्ढीणं, गामेसु नगरेसु वा ।।१६।।

અર્થ : કોઇ કોઇ ગામ અને નગરોમાં ધર્મમાં શ્રદ્ધા રાખવાવાળા ગૃહસ્થો વસે છે. આવા ગામ અને નગરમાં સાધુઓ પોતાનો નિવાસ પણ કરે છે ત્યાં સાધુ પુરૂષે ખાસ ખ્યાલ રાખવો

કે પોતે આત્મગુપ્ત અને જિતેન્દ્રિય છે તેથી તે ગામ કે નગરમાં જો કોઇ પ્રકારનાં જીવની હિંસા થતી હોય તો તે વિરાધના કરવાવાળા મનુષ્યોની અનુમોદના કરવી નહિ.

ટિપ્પણી :– આવા નાનાં ગામમાં વાવ, સરોવર વિગેરે હોય છે અને તે વાવ સરોવર બનાવીએ તો ઠીક કે કેમ ? એવું સાધુને પૂછવામાં આવે છે તે વખને આગ્રહ કે ભયથી સાધુએ અનુમોદના આપવી નહિ.

मूलम्- तहा गिरं समारब्भ, अत्थि पुण्णं ति णो वए ।
अहवा णत्थि पुण्णं ति, एवमेयं महब्भयं ॥१७॥

અર્થ : આવા ગામ નગરમાં અજ્ઞાન મનુષ્ય, સાધક ભિક્ષુકને પૂછવા આવે છે કે હે મુનિ ! કૂવા ખોદવામાં કે સરોવર બનાવવામાં કે દાનશાળા ખોલવામાં પુણ્ય છે કે નહિ ? આવા પ્રકારનાં વાક્યોને સાંભળી સાધુએ 'પુણ્ય' છે એમ ન કહેવુ અને 'પુણ્ય' નથી એમ પણ ન કહેવુ કારણ હા કે ના બન્ને અનર્થકારી અને ભયકારી છે.

मूलम्- दाणट्ठया य जे पाणा, हम्मंति तसथावरा ।
तेंसि सारक्खणट्ठाए, तम्हा अत्थी त्ति णो वए॥१८॥

અર્થ : અન્નદાન અથવા જળનુ દાન આપવા માટે જે ત્રસ અને સ્થાવર પ્રાણી મારવામાં આવે છે તે જીવોની રક્ષા માટે સાધુપુરૂષે 'પુણ્ય' છે કે નહિ તેમ કહેવુ ન જોઇએ.

ટિપ્પણી :– પુણ્ય છે તેવું વિધાન કરવાથી ત્રસ અને સ્થાવર જીવોની વિરાધનામાં ભાગીદાર થવુ પડે છે આવા કાર્ય ગૃહસ્થને યોગ્ય છે

मूलम्- जेंसि तं उवकप्पंति, अन्नपाणं तहाविहं ।
तेंसि लाभतरायंत्ति, तम्हा णत्थि त्ति णो वए ॥१९॥

અર્થ · જે પ્રાણીઓને દાન આપવા માટે અનેક પ્રકારનાં અન્નજળ તૈયાર થતાં હોય તો તે જીવોને અન્નપાણીના લાભની અંતરાય ન થાય તે કારણે આવા દાનમાં પુણ્ય નથી એ પ્રમાણે સાધક ભિક્ષુકે બોલવું નહિ, પરતુ મૌન રહેવું કારણ અન્ન–પાણી બનાવવામાં છકાયનો આરભ થાય છે વળી આહારાદિ ઈચ્છાવાળા જીવોને અતરાય પણ થાય છે માટે સાધુએ મૌન રહેવુ.

मूलम्- जे य दाणं पसंसंति, वहमिच्छति पाणिणं ।
जे य णं पडिसेहंति, वित्तिच्छेयं करंति ते ॥२०॥

અર્થ : જેઓ દાનની પ્રશંસા કરે છે તેઓ પ્રાણીનાં વધનું સમર્થન કરે છે અને જેઓ દાનનો નિષેધ કરે છે તેઓ અન્ય જીવોની આજીવિકાનુ છેદન કરે છે. આવા પ્રસંગે મુનિએ મૌન રહેવુ જો દાનની હા પાડે તો પ્રાણીઓના વધમાં ભાગીદાર થાય છે અને ના પાડે તો અન્ય પ્રાણીઓને આહાર મળવામાં અંતરાય રૂપ થાય છે માટે ગીતાર્થી મુનિએ મૌન રહેવું જ યોગ્ય છે.

मूलम्- दुहओ वि ते ण भासंति, अत्थि वा नत्थि वा पुणो ।
आयं रयस्स हेच्चा णं, निव्वाणं पाउणंति ते ।।२१।।

અર્થ :- આવી પરિસ્થિતિમાં સાધુએ દાન કરવાથી પુણ્ય થાય છે અને દાન નહિ કરવાથી પુણ્ય નથી થતું આ બન્ને પ્રકારની વાત સાધુએ કહેવી ન જોઇએ જેઓ બન્ને પ્રકારનાં કર્મનાં આશ્રવનો ત્યાગ કરી મૌન ધારણ કરે છે તે મોક્ષને પ્રાપ્ત થાય છે

मूलम्- निव्वाणं परमं बुद्धा, णक्खत्ताणं व चंदिमा ।
तम्हा सया जए दंते, निव्वाणं संधए मुणी ।।२२।।

અર્થ :- જેમ નક્ષત્રોમાં ચંદ્રમા શ્રેષ્ઠ છે તે જ પ્રમાણે નિર્વાણને માનવાવાળા પુરૂષો જ સર્વ પુરૂષોમાં ઉત્તમ છે આ કારણથી યત્નશીલ અને સદાજિતેન્દ્રીય બની મુનિએ મોક્ષનું સાધન કરવુ

मूलम्- वुज्झमाणाणं पाणाणं, किच्चंताणं सकम्मुणा ।
आघाइ साहु तं दोवं, पतिट्ठेसा पवुच्चई ।।२३।।

અર્થ :- મિથ્યાત્વ, કષાય વિગેરેની ધારામાં વહી જતા અને પોતાનાં કરેલાં કર્મોના ઉદય વખતે પીરા પામતાં અને દુઃખથી વલવલાટ કરતાં પ્રાણીઓ માટે શ્રી તીર્થકરોએ જૈન માર્ગરૂપ દ્વીપ બતાવેલ છે સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય તથા સમ્યક્ તપ વિગેરેથી મુક્તિની પ્રાપ્તિ કરી શકાય છે. એમ જ્ઞાનીજનો કહે છે

ટિપ્પણી : દુઃખી જીવોને મોક્ષ માર્ગ જ ત્રાણશરણ છે અને મોક્ષની પ્રાપ્તિ જ પ્રતિષ્ઠારૂપ છે.

मूलम्- आयगुत्ते सया दंते, छिन्नसोए अणासवे ।
जे धम्मं सुद्धमक्खाइ, पडिपुन्नमणेलिसं ।।२४।।

અર્થ : જેઓ આત્માને પાપથી બચાવવાવાળા છે તથા પાપ અને પુણ્ય બન્ને લાગણીઓથી ગોપન કરવાવાળા છે અને સ્વરૂપમાં સ્થિત થવા માટે ઇન્દ્રિયોને સદાય વશમાં રખવાવાળા છે વળી આશ્રવદ્વારોને જે રોકવાવાળા છે તે જ સાધક મુનિ પરિપૂર્ણ અનુપમ અને શુદ્ધ ધર્મનું કથન કરે છે (આવાજ મુનિ જીવને 'દ્વીપ' સમાન છે અને આવા સાધક મુનિઓ જ શ્રુત અને ચારિત્ર્ય ધર્મનું કથન કરે છે.)

मूलम्- तमेव अविजाणंता, अबुद्धा बुद्धमाणिणो ।
बुद्धा मो त्ति य मन्नंता, अंते एए समाहिए ।।२५।।

અર્થ : યથાર્થ શ્રુત અને ચારિત્ર્ય ધર્મને નહિ જાણવાળા અજ્ઞાની હોવા છતાં પોતાને જ્ઞાની માને છે તેઓ ભાવ-સમાધિથી ઘણાં દૂર રહે છે. વળી ઘણાં લોકો અભિમાન અને નિર્દોષપણાના ઓઠા નીચે એમ બોલે છે કે અમે અજ્ઞાની છીએ એવા લોકો પણ ભાવ-સમાધિથી ઘણાં જ દૂર રહે છે.

मूलम्- ते य बीओदगं चेव, तमुद्दिस्सा य जं कडं ।
भोच्चा झाणं झियायंति, अखेयन्ना ऽसमाहिया ॥२६॥

અર્થ : જીવ-અજીવ વિગેરે તત્ત્વોને પારમાર્થિક પણાથી નહિ જાણતા એવા પૂર્વોકત અને સન્યાસીઓ સચેત આહાર-પાણી લે છે તેમજ તેમને ઉદ્દેશીને તેમના ભકતોએ બનાવેલ આહાર વિગેરેનો તેઓ ઉપભોગ કરે છે. વળી આવા આહાર માટે તેઓ રાત-દિવસ ચિતવન (આર્તધ્યાન-રૌદ્રધ્યાન) કરે છે વળી ધનની તેમને કામનાઓ હોય છે આવા કહેવાતા સાધુઓ સમાધિના માર્ગથી ઘણાં જ દૂર છે.

मूलम्- जहा ढंका य कंका य, कुलला मग्गुका सिही ।
मच्छेसणं झियायंति, झाणं ते कलुसाधमं ॥२७॥

અર્થ : જેવી રીતે ઢંક, કંક, કુરળ, જળમુર્ગા અને સિખી નામનાં પ્રાણીઓ જળને આશ્રયે રહેવાવાળા માછલીઓની પ્રાપ્તિ માટે જ એક ધ્યાન કરીને ઉભા રહે છે તેવી રીતે આવા ઢડીક વિગેરે કહેવાતાં સાધુઓ સસારના ભોગનાં માટે જ રાત-દિવસ અશુભ ધ્યાનમાં લીન રહે છે. જેમ આવા જળચર પ્રાણીઓનું ધ્યાન અધમ છે તેવી રીતે આવા કહેવાતા સાધુઓનું ધ્યાન પણ આર્ત અને રૌદ્રરૂપ હોવાથી અધમ છે.

मूलम्- एवं तु समणा एगे, मिच्छाद्दट्ठी अणारिया ।
विसएसणं झियायंति, कंका वा कलुसाहमा ॥२८॥

અર્થ : આ જ પ્રમાણે કોઇ કોઇ મિથ્યાદૃષ્ટિ અનાર્ય શ્રમણ વિષયની લાલસા માટે તથા કામભોગની પ્રાપ્તિ માટે ધ્યાન કરતાં હોય છે. તેઓ કંક પક્ષીની જેમ કલુષિત તથા અધમ હોય છે

ટિપ્પણી: જેમ કંક પક્ષીઓ આર્ત અને રૌદ્ર ધ્યાન ધરે છે તે પ્રમાણે મિથ્યા દૃષ્ટિવાળા અને આરંભ પરિગ્રહની ઇચ્છાવાળા શ્રમણો પણ કામભોગની ઇચ્છાને લીધે આવું અધમ ધ્યાન ધરે છે.

मूलम्- सुद्धं मग्गं विराहित्ता, इह मेगे उ दुम्मई ।
उम्मग्गगता दुक्खं, घायेमसंति तं तहा ॥२९॥

અર્થ : આ લોકમાં કોઇ કોઈ દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષ પોતપોતાના દર્શનમાં અનુરકત હોવાના કારણે શુદ્ધ માર્ગને દુષિત કરીને ઉન્-માર્ગમાં પ્રવૃત્તિ કરે છે. તેઓ સસારમાં દુઃખ અને નાશને જ નોતરે છે.

ટિપ્પણી : આ લોકમાં મોક્ષ માર્ગની પ્રરૂપણામાં કોઈ કોઇ સાવદ્ય વ્યાપારનો સ્વીકાર કરી તેમજ મહામોહથી વ્યાકૂળ થઇ, શુદ્ધ અર્થાત સશય-વિપરીત અને અન્ અધ્યવસાય વિગેરે દોષોથી રહિત એવા સમ્યક્ મોક્ષ માર્ગની વિરાધના કરે છે. આવા દુર્ગતિ શ્રમણો સત્ય ધર્મની વિરાધનાના કારણે દુઃખ અને નાશને જ પ્રાપ્ત થાય છે.

मूलम्- जहा आसविणि नावं, जाइ अंधो दुरुहिया ।
इच्छई पारमागंतुं अंतरा य विसीयइ ॥३०॥

અર્થ : જેવી રીતે કોઈ જન્મથી અંધ થયેલ પુરૂષ છિદ્રોવાળી નૌકામાં બેસીને કિનારા પર પહોંચવાની ઇચ્છા રાખે છે પરંતુ તે વચમાં જ ડૂબી જાય છે. (કેમકે તેનું સાધન દોષવાળું હોવાથી કાર્ય સિદ્ધ કરવામાં અસમર્થ હોય છે–તેવી જ રીતે શાક્ય વિગેરે શ્રમણો શુદ્ધ સાધનનાં અભાવે અનર્થને જ પ્રાપ્ત થાય છે, કેમકે અહિંસા અને અપરિગ્રહરૂપ ધર્મ તેમની પાસે નથી)

मूलम्- एव तु समणा एगे, मिच्छद्दिट्ठी अणारिया ।
सोयं कसिणमावन्ना आगंतारो महब्भयं ॥३१॥

અર્થ : એ જ રીતે કોઇ કોઇ મિથ્યાદૃષ્ટિ અનાર્ય શ્રમણ આવી રીતે આશ્રવને પ્રાપ્ત કરીને મહાન ભયને પ્રાપ્ત કરવાવાળા થાય છે.

मूलम्- इमं च धम्ममादाय, कासवेण पवेइयं ।
तरे सोयं महाघोरं, अत्तत्ताए परिव्वए ॥३२॥

અર્થ : કાશ્યપ ગોત્રી ભગવાન મહાવીર સ્વામીએ બતાવેલ આ આત્માન. વીતરાગ સ્વરૂપને પ્રાપ્ત કરીને જીવો મહાઘોર એવા સંસાર-સાગરને પાર કરે અને આત્માને ચાર ગતિમાં જતાં રક્ષવા માટે સાધક જીવો સંયમનું પાલન કરે.

ટિપ્પણી :–શ્રૂત અને ચારિત્ર્યરૂપ અહિંસા અને અપરિગ્રહરૂપ ધર્મના પાલનથી જ જન્મ-મરણના ચક્કરાવાનો નાશ થાય છે. એમ સમજી સંયમ પાળવો.

मूलम्- विरए गामधम्मेहिं जे केई जगई जगा ।
तेसिं अत्तुवमायाए, थामं कुव्वं परिव्वए ॥३३॥

અર્થ : સાધક ભિક્ષુક પાંચ ઇન્દ્રિયનાં શબ્દાદિક વિષયોથી નિવૃત્ત બને અને આવો વિરક્ત પુરુષ જગતનાં તમામ પ્રાણીઓને પોતાના આત્મા સરખા સમજીને તેને દુઃખ ન ઉપજાવે. તેમની રક્ષા માટે સાધક પરાક્રમશીલ બની યત્નાપૂર્વક સંયમનું પાલન કરે.

ટિપ્પણી :–જો સઘળાં પ્રાણીઓને પોતાનાં સમાન ગણવામાં આવે તો સાધકના રાગદ્વેષ નષ્ટ થાય છે.

मूलम्- अइमाणं च मायं च, तं परिन्नाय पंडिए ।
सव्वमेयं णिराकिच्चा, णिव्वाणं संधए मुणी ॥३४॥

અર્થ : પંડિત મુનિ, અતિ માન, ક્રોધ તથા માયા અને લોભ એમ ચાર કષાયોને જ સંસારનાં મહાકારણ માની તે બધાનો ત્યાગ કરે અને મોક્ષની આરાધના કરે. (આ ચાર કષાયો ચારિત્ર્યનો નાશ કરનારા છે તેમ જ તેઓ સંસારવૃદ્ધિનું કારણ છે.)

मूलम्- संधए साहु धम्मं च, पावधम्मं णिराकरे ।
उवहाणवीरिए भिक्खू, कोहं माणं ण पत्थए ।।३५।।

અર્થ : તીવ્ર તપ કરવામાં શક્તિમાન સાધુ શ્રુત અને ચારિત્ર્ય ધર્મની આરાધના કરે. દશ પ્રકારનાં યતિ ધર્મની ઉત્પત્તિ કરે. પ્રાણાતિપાત વિગેરે પાપરૂપ ધર્મનો ત્યાગ કરે, આવા સાધકે કષાયની મનથી પણ ઇચ્છા કરવી નહિ

ટિપ્પણી :- પાપરૂપ અનુષ્ઠાનોનો ત્યાગ કરવાથી તપ કરવામાં સાધકનું બળ, વીર્ય-પરાક્રમ ફોરવી શકાય છે.

मूलम्- जे य बुद्धा अइक्कंता, जे य बुद्धा अणागया ।
संती तेसिं पइट्ठाणं भूयाणं जगती जहा ।।३६।।

અર્થ : જે જ્ઞાની પુરૂષો ભૂતકાળમાં થઈ ગયા છે અને ભાવિમાં થશે તે બધાનો આધાર અહિંસાના સિદ્ધાંત પર રહેલો છે; અર્થાત્ મોક્ષ એટલે 'પરમ-શાંતિ' જેમ પ્રાણીઓને માટે પૃથ્વી આધારરૂપ છે તેમ આ જીવનાં સુખનો આધાર શાંતિ જ છે-કષાયનો ઉપશમ છે

मूलम्- अह णं वयमावन्नं फासा उच्चावया फुसे ।
ण तेसु विणिहणेज्जा, वाएण वि महागिरी ।।३७।।

અર્થ : ભાવ માર્ગ એટલે પરમ વીતરાગ સ્વરૂપનો ધર્મ અંગીકાર કર્યા પછી સાધુધર્મને પ્રાપ્ત કરવાવાળા મુનિને કદાચ તીવ્ર અથવા મંદ એમ અનેક પ્રકારનાં પરિસહો અને ઉપસર્ગો આવી પડે તો પણ મુનિએ તેનાથી પરાજીત ન થવુ, અર્થાત્ ચલિત ન થવુ. જેમ સખત વાવાઝોડાથી પણ મેરૂપર્વત ચલિત થતો નથી તેમ સાધક ભિક્ષુકે સાધુ ધર્મથી ચલિત ન થતાં સ્થિર રહેવુ.

मूलम्- संवुडे से महापन्ने धीरे दत्तेसण चरे ।
निव्वुडे कालमाकंरवी, एवं केवलिणो मयं ।। त्तिबेमि ।।३८।।

અર્થ : પૂર્વ પ્રકારે સ્થિત થયેલ મુનિ સંવરયુક્ત તથા સમ્યક્ જ્ઞાનથી સંપન્ન થઈને વળી ધૈર્યશીલ બનીને અન્ય દ્વારા આપવામાં આવેલ નિર્દોષ આહારને જ ગ્રહણ કરે. આવી રીતે શાંત ચિત્ત બનીને પંડિત મરણની ઈચ્છા કર્યા કરે આવો પંડિત મરણની આકાંક્ષાવાળો મુનિ કષાયોની નિવૃત્તિથી શાંત થયેલ હોય છે આ સર્વ કથન સર્વ જ્ઞાનીનાં મત અનુસાર છે. આ સર્વ વીતરાગ કથનમાં અમારી કોઇ કલ્પના નથી

ટિપ્પણી :- સુધર્મા સ્વામી જંબુસ્વામીને કહે છે, કે તમોએ માર્ગનાં સંબંધમાં જે પ્રશ્ન કર્યો હતો તેનો ઉત્તર શ્રી તીર્થંકરનાં મત પ્રમાણે તમોને આપેલ છે જે પ્રમાણે મોક્ષ માર્ગ' નામનુ અધ્યયન જેવું મે સાંભળ્યુ હતુ તેવું મે તને કહ્યું છે.

## ૧૧ મું અધ્યયન સમાપ્ત



# ૧૨ મું અધ્યયન ( समवसरण )

**પૂર્વભૂમિકા :–** અગિયારમાં અધ્યયનમા મોક્ષ માર્ગનું પ્રતિપાદન કરવામાં આવેલ છે જ્યાં સુમાર્ગ હોય ત્યાં જગતમાં તેની સાથે કુમાર્ગો પણ વહી રહ્યા છે. તેથી પ્રસગોપાત કુમાર્ગોનું પણ શ્રવણ કરાવવામાં આવેલ છે. જગતમાં તત્માર્ગથી વિપરીત પ્રરૂપણા કરવાવાળા કુદૃષ્ટિ પુરૂષો પણ જોવામાં આવે છે. આ કુમાર્ગનું વર્ણન ૧૨મા અધ્યયનમાં કરવામાં આવશે. જો કુમાર્ગને યથાર્થ જાણી શકાય તો જ તેનો પ્રતિકાર કરી સામું નિરાકરણ મેળવી શકાય. માટે સાધકે કુમાર્ગનું સ્વરૂપ કેવી રીતે સંસારમાં પ્રવર્તી રહ્યુ છે તેને અવશ્ય સમજી લેવું જોઇએ

मूलम्- चतारी समोसरणाणिमाणि, पावादुया जाइं पुढो वयंति ।
किरियं अकिरियं विणयंति, तइयं अन्नाणमाहंसु चउत्थमेव ॥१॥

અર્થ : અન્ય દર્શનીયો જે એકાંતરૂપથી માની રહેલાં છે, તે સિધ્ધાંતો એ છે કે ક્રિયાવાદ, અક્રિયાવાદ, વિનયવાદ, અજ્ઞાનવાદ આ ચારેય અલગ અલગ સિધ્ધાંતની માન્યતાવાળા છે જે ફક્ત ક્રિયાને જ માને છે તે ક્રિયાવાદી છે. આ તેનુ સમવસરણ છે બીજો વર્ગ જીવ આદિ પદાર્થ તેમ જ ક્રિયા નથી, તેમ માનવાવાળા અક્રિયાવાદી છે વિનયથી જ આત્મહિત થાય છે, તેમ માનવાવાળા વિનયવાદી છે અજ્ઞાનથી જ આત્મ-હિત થાય છે તેમ માનવાવાળા અજ્ઞાનવાદી છે આ ચારેય મતો એકાંતવાદી રૂપ હોઇ મિથ્યાત્વરૂપ છે.

मूलम्- अण्णाणिया ता कुसला वि संता, असंथुया णो वितिगिच्छतिन्ना ।
अकोविया आहु अकोविएहिं, अणाणुवीइत्तु मुसं वयंति ॥२॥

અર્થ : અજ્ઞાનવાદી પોતાને નિપૂણ માને છે 'અજ્ઞાન' ને જ કલ્યાણનું સાધન માને છે. વસ્તુ-તત્ત્વનો વિચાર નહિ હોવાથી તે મિથ્યા ભાષણ કરે છે અજ્ઞાની શિષ્યોને પણ આવો મિથ્યા ઉપદેશ આપે છે તેઓ કહે છે, કે જગતમાં સર્વજ્ઞ છે જ નહિ આવી રીતે અજ્ઞાનીઓ જગતને મિથ્યાત્વમાં ઘસડી જાય છે આ રીતે પોતે તથા તેને અનુસરનારાઓ સંસારમાં ડૂબે છે

मूलम्- सच्चं असच्चं इति चिंतयता, असाहु साहु त्ति उदाहरंता ।
जे मे जणा वेणइया अणेगे, पुट्ठा वि भाव विणइंसु णामं ॥३॥

અર્થ : વિનયવાદીઓ સત્યને અસત્ય, અસાધુને સાધુ બતાવે છે અને જો કોઈ તેને પૂછે તો તેઓ કહે છે, કે વિનયથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે (ખાલી વદન માત્રની ક્રિયાથી જ સાધુ-પણુ માને છે, તેઓ ધર્મની યથાર્થ પરીક્ષા કરી શકતા નથી વિનયવાદીના બત્રીસ ભેદ છે. સર્વ કાર્યની સિદ્ધિ માટે વિનયની જ શિક્ષા આપે છે. આ રીતે એકાંત મતવાળા વિનયવાદીઓ મિથ્યાદૃષ્ટિ છે.

मूलम्- अणोवसंखा इति ते उदाहू, अट्ठे स ओभासइ अम्ह एवं ।
लवावसंकी य अणागएहिं, णो किरियमाहंसु अकिरियवादी ।।४।।

અર્થ : વસ્તુતત્ત્વના સ્વરૂપને નહિ જાણનાર વિનયવાદીઓ વિનયથી જ પ્રયોજનની સિદ્ધિ દેખે છે. વિનયવાદીઓની માફક કર્મબંધનની આશંકાવાળા અક્રિયાવાદી ભૂત અને ભવિષ્યકાળને માનતા હોવાથી વર્તમાનકાળનો નિષેધ કરીને ક્રિયાનો પ્રતિબંધ (નકાર) કરે છે. (લોકાયતિક આત્માના અસ્તિત્વને જ માનતા નથી. બૌદ્ધ લોકો સર્વ પદાર્થોને ક્ષણિક માને છે. આ બધા મિથ્યાત્વવાદીઓ છે.)

ટિપ્પણી:- આ પરતીર્થિકો વિગેરેનાં મતમાં અતિત, અનાગત ક્ષણોની સાથે વર્તમાનકાળનાં સંબંધનો સભન નથી. તેથી તેઓ ક્રિયાનો નિષેધ કરે છે.

मूलम्- सम्मिस्सभावं च गिरा गहीए, से मुम्मुई होई अणाणुवाई ।
इमं दुपक्खं इममेगपक्खं, आहंसु छलायतणं च कम्मं ।।५।।

અર્થ : ઉપર જણાવેલા નાસ્તિકો પદાર્થોનો નિષેધ કરે છે અને પછી અન્ય રીતે પદાર્થેનાં અસ્તિત્વનો સ્વીકાર કરે છે. આવી રીતે સ્યાદ્-વાદીઓનાં વચનોનો અનુવાદ કરવામાં અસમર્થ બનતાં મૌન ધારણ કરે છે. તેઓ કોઇવાર પદાર્થોનું અસ્તિત્વ કહે છે, કોઇવાર નાસ્તિત્વ કહે છે અને કહે છે અમારો પક્ષ અવિરોધી છે. સ્યાદ્વાદીઓનો વિરોધ બતાવવા વાકય છળનો પણ ઉપયોગ કરે છે.

मूलम्- ते एवमक्खंति अबुज्झमाणा, विरूवरूवाणि अकिरियवाई ।
जे मायइत्ता वहवे मणूसा, भवंति संसारमणोवदग्गं ।।६।।

અર્થ : બુદ્ધિથી હિન એવાં અક્રિયાવાદી વસ્તુ સ્વરૂપને નહિ જાણવાથી ઘણાં પ્રકારનાં કુશાસ્ત્રોની પ્રરૂપણા કરે છે અને એ શાસ્ત્રોના કથનને ગ્રહણ કરી ઘણાં જ મનુષ્યો અનંતકાળ સુધી સસાર સાગરમાં જન્મ મરણ રૂપ ભ્રમણ કરતા રહે છે અને દુઃખીની પરંપરા ભોગવ્યા જ કરે છે.

मूलम्- णाइच्चो उएइ ण अत्थमेइ, ण चंदिमा वड्ढई हायई वा ।
सलिला ण संदंति व वंति वाया, वंझो नियतो कसिणे हु लोए ।।७।।

અર્થ : સર્વ શૂન્યતાવાદીઓ કહે છે કે સૂર્ય ઉગતો નથી; તેમ જ આથમતો નથી; ચંદ્રમા શુક્લ કે કૃષ્ણ પક્ષમાં વૃદ્ધિ- હાનિ કરતો નથી; નદીનાં પાણી વહેતાં પણ નથી; વાયુ વાતો નથી; આખું જગત જૂઠું અને અભાવરૂપ છે; સર્વ માયા રૂપ, સ્વપ્નરૂપ અને ઇન્દ્રજાળ સમાન મિથ્યા છે (આવી રીતે વસ્તુઓ પ્રત્યક્ષ દેખાવ છતાં શૂન્યવાદીઓ તેઓને નિષેધ કરે છે).

मूलम्- जहाहि अंधे सह जोतिणा वि, रुवाइ णो पस्सति हीणणेत्ते ।
संतं पि ते एवमकिरियवाई, किरियं ण पस्संति निरुद्धपन्ना ।।८।।

અર્થ : જેમ અંધપુરૂષ દીપક હોવા છતાં તેમ જ અન્ય પદાર્થો વિદ્યમાન હોવા છતાં પોતે નેત્રહીન હોવાથી પદાર્થોને દેખી શકતો નથી એવી રીતે હિનબુદ્ધિવાળા અને જેનું જ્ઞાન રૂંધાયેલ

છે તેવા શૂન્યતાવાદ વાળા પ્રત્યક્ષ પદાર્થોની બદલાતી પર્યાયરૂપ ક્રિયાઓને દેખી શકતા નથી. તેથી, તેઓ મિથ્યાત્વભાવમાં જ રહી સંસાર પરિભ્રમણ કરે છે.

मूलम्- संवच्छर सुविणं लक्खणं च, निमित्तदेहं च उप्पाइयं च ।
अट्ठंगमेयं वहवे अहित्ता, लोगंसि जाणंति अणागताइं ॥९॥

અર્થ : આ જગતમાં ઘણાં પુરૂષો જ્યોતિષ શાસ્ત્રો, સ્વપ્નશાસ્ત્ર, લક્ષણશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર, ચિહ્નશાસ્ત્ર તથા ઉલ્કાપાત, ભૂકંપ, ભૂતકાળ, ભવિષ્યકાળની વાતો જાણી શકે છે. આકાશ ગર્જના, સુખદુઃખ આદિનાં શાસ્ત્રો ભણીને જો ભવિષ્યકાળ કહેવામાં આવતો હોય તો શૂન્યવાદની માન્યતા માની શકાય નહિ.

मूलम्- केई निमित्ता तहिया भवंति, केसिंचि वं विप्पडिएत्ति णाणं ।
ते विज्जभावं अणहिज्जमाणा, आहंसु विज्जा परिमोक्खमेव ॥१०॥

અર્થ : કોઇ નિમિત્ત સત્ય અને વિપરીત પણ હોય છે. એમ જાણી અક્રિયાવાદીઓ વિદ્યાનું અધ્યયન કરતા નથી અને વિદ્યાના ત્યાગને કલ્યાણકારી માને છે (શૂન્યતાવાદીઓ પોતાના દુરાગ્રહને કારણે સત્ય હકીકત જાણી શકતાં નથી)

मूलम्- ते एवमक्खंति समिच्च लोगं, तहा तहा समणा माहणा य ।
सयं कडं णन्नकडं च दुक्खं, आहंसु विज्जाचरणं पमोक्खं ॥११॥

અર્થ : કોઇ કોઇ શ્રમણ અને બ્રાહ્મણ જગતને કહે છે, કે પોતાનાં કર્મ અનુસાર જીવોને ફળ ભોગવવાનાં હોય છે અને ક્રિયા પ્રમાણે જ ફળ હોય છે. દુઃખ જીવે પોતે જ પેદા કરેલ છે. અન્યદ્વારા કરાયેલ નથી તેથી તેઓ જ્ઞાન સિવાય ફક્ત તપ અને સંયમની આરાધના કરવાથી જ મોક્ષ માને છે. આ પ્રમાણે ફક્ત ક્રિયાને જ મહત્ત્વ આપે છે, પરંતુ તીર્થંકર દેવ જ્ઞાન અને ક્રિયા બન્નેને મોક્ષનું કારણ કહે છે એકલી ક્રિયાથી મોક્ષ થતો નથી; તેમજ એકલા જ્ઞાનથી પણ મોક્ષ થતો નથી. જ્ઞાન અને ક્રિયા બન્ને મોક્ષના અનિવાર્ય કારણ છે.

मूलम्- ते चक्खुलोगंसिह णायगा उ, मग्गाणुसासंति हितं पयाणं ।
तहा तहा सासयमाहु लोए, जंसी पया माणव संपगाढा ॥१२॥

અર્થ : તીર્થંકર આદિ જ્ઞાની પુરૂષો જગતમાં ચક્ષુસમાન છે, જગતનાં નાયક છે પ્રાણીઓને હિતકારી ઉપદેશ આપે છે જેવી રીતે લોક શાશ્વત છે તેવી રીતે તેને શાશ્વત કહેલ છે. હે માનવ ! આ આખો લોક નરક, તિર્યંચ અને મનુષ્ય તેમ જ દેવપણાથી વ્યવસ્થિત છે.

मूलम्- जे रक्खसा वा जमलोइया वा, जे वा सुरा गंधव्वा य काया ।
आगासगामी य पुढो सिया जे, पुणो पुणो विप्परियासुवेति ॥१३॥

અર્થ : વ્યંતરો, અસૂરકુમાર, પરમાધામીઓ, દેવો, જ્યોતિષી દેવો, ગંધર્વો, પૃથ્વીકાય આદિ જીવો, પક્ષી, વાયુકાય આદિ જીવો, બેઇન્દ્રિય આદિ જીવો, મનુષ્ય, નારકી વિગેરે સર્વ જીવો પોતપોતાનાં કરેલાં કર્મથી કર્મ અનુસાર ભિન્ન ભિન્ન ગતિઓમાં અરહટ યંત્રની માફક વારંવાર ઉત્પન્ન થઈ, જન્મ અને મરણરૂપી સંસારમાં પરિભ્રમણ કરે છે.

मूलम्- जमाहु ओहं सलिलं अपारगं, जाणाहि णं भवगहणं दुमोक्खं ।
जंसी विसन्ना विसयंगणाहिं, दुहओ वि लोयं अणुसंचरंति ।।१४।।

અર્થ : આ સંસાર સ્વયંભૂ રમણ સમુદ્રની માફક અપાર છે અને પાર કરવો અશક્ય છે એમ શ્રી તીર્થંકર અને ગણધરોએ કહેલ છે. એવા ગહન આ સંસારને દુષ્કર સમજો. જે સંસારમાં જીવો વિષયો અને સ્ત્રીઓમાં આસકત થયેલાં છે તે જીવો ત્રસ, સ્થાવર, ભૂચર, ખેચર આદિ થઈને લોકમાં પરિભ્રમણ કરતા રહે છે

मूलम्- न कम्मुणा कम्म खवेंति वाला, अकम्मुणा कम्म खवेति धीरा ।
मेधाविणो लोभमयावतीता, संतोसिणो नो पकरेंति पावं ।।१५।।

અર્થ : કર્મથી જ કર્મનો નાશ થાય છે તેમ માનવાવાળા અજ્ઞાનીઓ સાવદ્ય કર્મથી કર્મનો ક્ષય કરાવી શકતા નથી પાપ કરવાથી પાપ નાશ ન થાય. ધીરપુરુષો આશ્રવોને રોકીને જ કર્મનો ક્ષય કરે છે તેથી બુદ્ધિમાન પુરુષો પરિગ્રહથી દૂર રહી લોભ અને મદથી રહિત બની સંતોષ ધારણ કરી પાપકર્મ કરતા નથી.

मूलम्- ते तीय उप्पमन्नमणागयाइं, लोगस्स जाणंति तहागयाइं ।
णेतारो अन्नेसि अणन्न णेया, बुद्धा हु ते अंतकडा भवंति ।।१६।।

અર્થ : વીતરાગ પુરુષ, જીવોની ત્રણેય કાળની પર્યાયોને યથાર્થરૂપે જાણતાં હોવાથી તેઓ સર્વ જીવોના નેતા છે. તેમના નેતા કોઈ નથી સ્વયં બુદ્ધ છે લોકના સ્વરૂપને યથાર્થ જાણી શકે છે તેથી જ્ઞાની જીવો સંસારનો અંત કરે છે (કષાયોનો સર્વથા ક્ષય થવાથી વીતરાગપણું પ્રાપ્ત થાય છે.)

मूलम्- ते णेव कुव्वंति ण कारवंति, भूयाहिसंकाइ दुगुंछमाणा ।
सया जया विप्पणमंति धीरा, विण्णत्तिवीरा य हवंति एगे ।।१७।।

અર્થ : પ્રત્યક્ષ જ્ઞાનીઓ પાપકર્મની નિંદા કરતા થકી પ્રાણીઓના ઘાતના ભયથી પોતે સ્વયં પાપ કરતાં નથી તેમ જ બીજા પાસે કરાવતા નથી વળી અનુમોદના પણ આપતા નથી આવા ધીર પુરુષો યત્નાવાન થઈ સંયમનું અનુષ્ઠાન કરે છે અન્ય મતાવલંબીઓ સંયમના જ્ઞાનમાં તો તેઓ કુશળ હોય છે પરંતુ જ્ઞાનમાત્રથી તેઓ સંતોષી થાય છે પણ સમજણપૂર્વકનું સંયમ–આચરણ કરતાં નથી.

मूलम्- डहरे य पाणे वुड्ढे य पाणे, ते आत्तओ पासइ सव्वलोए ।
उव्वेहती लोगमिणं महंतं, बुद्धेऽपमत्तेसु परिव्वएज्जा ।।१८।।

અર્થ : ભગવાન તીર્થંકર કહે છે, કે આ જગતમાં નાના પૃથ્વીકાય આદિ તથા કુંથવા-કીડી વિગેરે પ્રાણીઓ છે, તેમ જ મોટા હાથી વિગેરે બાદર પ્રાણીઓ પણ છે. એ બધાને સાધકે પોતાના સમાન ગણવા જોઈએ. આખુ જગત કર્મને વશીભૂત હોવાથી તેને દુઃખરૂપ જાણીને તત્ત્વજ્ઞ મુનિઓ સંયમનું પાલન કરવામાં યત્નસહિત વિચરે.

मूलम्- जे आयओ परओ वावि णच्चा, अलमप्पणो होइ अलं परेसिं।
तं जोइभूयं च सया वसेज्जा, जे पाउकुज्जा अणुवीइ धम्मं ॥१९॥

અર્થ : જે જીવાત્માઓ અરિહંત વિગેરેના ઉપદેશથી ધર્મના તત્ત્વને જાણીને પોતાનો ઉદ્ધાર કરવામાં સમર્થ થાય છે તેવા પ્રકાશવાળા મુનિની સમિપ દરેક સાધકે નિવાસ કરવો અને તેવા ગુરુની આજ્ઞાનું પાલન કરવું.

मूलम्- अत्ताण जो जाणाइ जो य लोगं, गइं च जो जाणइ णागइं च।
जो सासयं जाण असासयं च, जाइं च मरणं च जणोववायं ॥२०॥

અર્થ : જે કોઇ આત્માને જાણે છે, લોક તથા અલોકને જાણે છે, પરલોક ગમન રૂપ ગતિને તથા અનાગતિને જાણે છે તથા સર્વ વસ્તુસમૂહને દ્રવ્યાર્થિક નયથી નિત્ય અને પર્યાયાર્થિક નયથી અનિત્ય જાણે છે. તથા જીવાદિની ઉત્પતિ અને લયને જાણે છે એ જ પુરુષો ક્રિયાવાદનો ઉપદેશ કરવાને યોગ્ય છે.

मूलम्- अहोऽवि सत्ताणं विउट्टणं च, जो आसवं जाणइ संवरं च।
दुक्खं च जो जाणइ निज्जरं च, सो भासिउ मरिहइ किरियवायं ॥२१॥

અર્થ : જે પુરુષો પ્રાણીઓની એટલે નરક વિગેરેની પીડાને જાણે છે. આશ્રવને સવરને ઓળખે છે. અશાતારૂપ દુઃખ તથા શબ્દથી સુખને તથા નિર્જરાને જાણે છે તથા આશ્રવને રોકવારૂપ ઉપાય એટલે હિંસાની વિરતિ, વીતરાગપણું અને સમ્યક્ દર્શન તેમ જ યોગના નિરોધને જાણે છે જન્મ, જરા, રોગથી ઉત્પન્ન થવાવાળી શારીરિક પીડાને જાણે છે એવા તત્ત્વવેત્તા મુનિઓ જ ક્રિયાવાદનો ઉપદેશ આપવા સમર્થ છે.

मूलम्- सद्देसु रूवेसु असज्जमाणो, गंधेसु रसेसु अदुस्समाणे।
णो जीवियं णो मरणाभिकंखी, आयाणगुत्ते वलया विमुक्के ॥त्तिबेमि ॥२२॥

અર્થ : મનોજ્ઞ શબ્દમાં અને રૂપમાં આસકત ન થનાર અને અમનોજ્ઞ શબ્દને રૂપમાં દ્વેષ ન કરનાર દુર્ગંધ અને સુગંધમાં એકરૂપ રહેનાર, મનોજ્ઞ અને અમનોજ્ઞ સ્પર્શમાં રાગ દ્વેષ ન કરનાર મુનિએ જન્મ મરણની આકાંક્ષા ન કરવી, તેમ જ કષાય, કપટ અને વિકારરહિત થઇ સંયમ-યુકત બની વિચરવું જોઇએ આવા આધક મુનિએ નિષ્કપટ ભાવથી ત્રણેય યોગોથી સંયમનું પાલન કરવું.

૧૨ મુ અધ્યયન સમાપ્ત



# १३ मुं अध्ययन ( यथातथ्य नाम )

પૂર્વભૂમિકા :– 'સમવસરણ' નામનુ ૧૨ મુ અધ્યયન પૂરું થયું. 'સમવસરણ' એટલે પરવાદીઓનાં એકાંત કથન. પરવાદીઓમાં કોઈ મોક્ષ તત્ત્વને માટે એકલી બાહ્ય ક્રિયાને જ માને છે કોઇ જગતમાં બધુ શૂન્ય છે. કાંઈ કરવા જેવું નથી એમ માની અક્રિય રહી અક્રિયાવાદને માને છે. કોઇ એકલા વિનયને જ માને છે. કોઇ 'અજ્ઞાત્' માત્ર રહેવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે તેમ માને છે આવા આવા પરતીર્થંકોના મતવ્યોને જૂઠા બતાવી તેનું યોગ્ય નિરાકરણ હવેનાં આ અધ્યયનમાં કરવામાં આવે છે. જે નિરાકરણ ને 'યથાતથ્ય' તત્ત્વથી પ્રતિપાદિત કરવામાં આવશે તેથી આ અધ્યયનને 'યથાતથ્ય' અધ્યયન કહેવામાં આવે છે.

मूलम्- आहत्तहीयं तु पवेयइस्सं, नाणप्पकारं पुरिसस्स जायं ।
सओ य धम्मं असओ असीलं, संति असंति करिस्सामिपाउं ॥१॥

અર્થ : શ્રી સુધર્મા સ્વામી શ્રી જંબુસ્વામી વિગેરે શિષ્ય વર્ગને કહે છે કે સત્ તત્ત્વ (સત્ દેવ, સત્ ધર્મ, સત્ ગુરુ) નું વર્ણન તથા જીવોનાં સારા–નરસા ગુણો, તેમ જ ઉત્તમ સાધુઓનાં શિલ-ચારિત્ર્ય, તેમ જ કુસાધુનાં કુશીલપણાને, વળી મોક્ષ અને બધનનાં રહસ્યને હુ હવે પ્રગટ કરીશ (રાગ–દ્વેષ ભાવને વલય કહેવાય છે. સત્દેવ ગુરુ-શાસ્ત્રને 'યથાતથ્ય' કહેવાય છે અને પરમાર્થ છે તે યથાતથ્ય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય રૂપ ધર્મ છે તેનુ યથાતથ્ય પાલન કરવાથી શાતિ રૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે સમ્યક્દર્શન તે ધર્મનો પાયો છે. તે ઉપશમ, ક્ષાયક અને ક્ષાયોપશમિક રૂપે છે નવ તત્ત્વને યથાતથ્ય–ને જાણી કષાયોનો નિગ્રહ કરી મોક્ષ માર્ગ પ્રગટાવે તે સાધક સંસારમાંથી મુકત બની શકે છે તે જ સાધુ ધર્મ છે. અને પરમ કલ્યાણનો માર્ગ છે)

मूलम्- अहो य राओ य समुट्ठिएहि, तहागएहिं पडिलब्भ धम्मं ।
समाहिमाघातमजोसयंता, सत्थारमेवं फरुसं वयंति ॥२॥

અર્થ : દિવસ–રાત્રી મોક્ષ સાધનના ઉત્તમ અનુષ્ઠાનો કરવામાં પ્રવૃત રહીને તથા તીર્થંકર દેવના ધર્મને પ્રાપ્ત કરી જે જીવો વીતરાગ પ્રણિત સમાધિ માર્ગ રૂપ ચારિત્ર્યનું સેવન નથી કરતાં તે શ્રી તીર્થંકર દેવની નિંદા કરે છે સત્યમાર્ગનો લોપ કરી કુમાર્ગની પ્રરૂપણા કરે છે (શિથિલ આચાર્યો જો જ્ઞાનીઓનાં અવર્ણવાદ બોલે તો ઘણા કાળ સુધી સંસાર ચક્રમાં દુઃખો ભોગવે છે માટે વીતરાગ ધર્મના વિરાધક થવુ નહિ.)

मूलम्- विसोहियं ते अणुकाहयंते, जे आत्तभावेण वियागरेज्जा ।
अट्ठाणिए होंति बहूगुणाणं, जे णाणसंकाइ मुसं वएज्जा ॥३॥

અર્થ : સર્વ દોષોથી રહિત એવા વીતરાગ ધર્મની જે કોઈ વિપરીત પ્રરૂપણા કરી, પોતાની ઇચ્છા અનુસાર વીતરાગના કથનથી વિરુદ્ધ શાસ્ત્રોનાં અર્થ કરે છે, વળી વીતરાગ માર્ગમાં શકા

લાવી મિથ્યા ભાષણ કરે છે તેવા સાધકો સર્વોતમ ગુણોના ભાજન બની શકતા નથી (કદાગ્રહને લીધે વસ્તુને સત્યપણે સમજવા છતાં વિવેક-શૂન્ય થઇ વિપરીતપણે વર્તે તો તે સંસાર પરિભ્રમણ કરે છે)

मूलम्- जे यावि पुट्ठा पलिउंचयंति, आयाणमट्ठ खलु वंचयित्ता ।
असाहुणो ते इह साहुमाणी, मायण्णि एसंति अणंतधायं ।।४।।

અર્થ : જે માયાવી સાધકને તેમનાં ગુરુનું નામ જો કોઈ પૂછે તો આવો અભિમાની સાધક પોતાનાં અહંભાવનાં કારણે ગુરુનાં નામને છુપાવી કોઈ અન્ય વિદ્વાન આચાર્યનાં નામને આગળ ધરે છે આવા માયાવી સાધકો મોક્ષથી વંચિત રહે છે વળી પોતામાં સાધુ તરીકેના ગુણો નહિ હોવા છતાં પોતે પોતાને સાધુ માને છે આવા માયાવી સાધુઓ અનંત સંસારમાં રખડે છે.

मूलम्- जे कोहणे होइ जगट्ठभासी, विओसियं ज उ उदीरएज्जा ।
अंधेव से दंडपहं गहाय, अविओसिए घासइ पावकम्मी ।।५।।

અર્થ : જે પુરુષ કષાયોનાં ફળને જાણતો નથી તેથી સદાય ક્રોધ કરી અન્ય વ્યકિતઓનાં દોષો પ્રકટ કરી પરની નિંદા કરે છે તેમજ શાંત થયેલા કલેશોને ફરી ઉત્પન્ન કરે છે. આવા પાપી જીવો જેમ અંધ મનુષ્ય માર્ગનો અજાણ હોવાથી લાકડીનાં ટેકે ટેકે ઉનમાર્ગને પામી દુઃખી થાય છે તેમ આવા ક્રોધી મનુષ્યો તેમજ સાધકો દુઃખી થાય છે (તેથી આત્માર્થી સાધકોએ કષાયોથી-કલેશથી-સદા દૂર રહેવું ઉપશાંત ભાવે રહી સયમનું પાલન કરવું.)

मूलम्- जे विग्गहीए अन्नायभासी, न से समे होइ अझंझपत्ते ।
ओवायकारी य हरीमणे य, एगंतदिट्ठी य अमाइरूवे ।।६।।

અર્થ : પરમાર્થ તત્ત્વના જ્ઞાનથી રહિત એવો પુરુષ સદાય કલેષ કરનાર તથા અન્યાયથી ભાષણ કરનાર હોવાથી તે સમાધિને પામી શકતો નથી. આવો પુરુષ કલેશરહિત નહિ હોવાથી આત્મ-હિત પણ કરી શકતો નથી જેથી એવા સાધકો જન્મ મરણનાં દુઃખ ભોગવે છે પરંતુ જે સાધક ગુરુની આજ્ઞાએ ચાલનાર, પાપકર્મથી લજ્જા પામનાર. જીવ આદિ તત્ત્વોમાં શ્રદ્ધા રાખનાર, અમાયી હોય તે સમાધિને પ્રાપ્ત કરી શકે છે

मूलम्- से पेसले सुहुमे पुरिसजाए, जच्चन्निए चेव सुउज्जुयारे ।
बहुं पि अणुसासिए जे तहच्चा, समेहु से होइ अझंझपत्ते ।।७।।

અર્થ : સાધકને પ્રમાદને લીધે કોઇ દોષ ઉત્પન્ન થયો હોય અને તેને શિખામણ પ્રાપ્ત થતાં પ્રસન્ન ચિત્તે દોષને ખમાવે, ક્રોધ ન કરે, એવો સુક્ષ્મદર્શી પુરુષાર્થી જાતવંત, સરળ સાધક, સંયમનું પાલન કરતો થકો નિષ્કપટી બની સમભાવપૂર્વક રહે છે તેવા સાધકો વીતરાગ પુરુષોની સમાન માનવા યોગ્ય ગણવા (જે સાધકને પોતાનો દોષ સમજાય તે જ સમાધિને પ્રાપ્ત કરી શકે)

सूत्रम्- जे आवि अप्पं वसुमं ति मत्ता, संखाय वायं अपरिक्ख कुज्जा ।
तवेण वाहं सहिउ त्ति मत्ता, अण्णं जणं पस्सइ बिंबभूयं ।।८।।

અર્થ : ઘણું કરીને તપસ્વીઓમાં તપનો ગર્વ હોય છે જે કોઈ હલકા માનસવાળો સાધક પોતાને સંયમી તથા તપસ્વી માનીને પોતાની જાતની પ્રશંસા કરતો હોય અને પોતાની મેળે એમ માનતો હોય કે હું મૂળ ગુણ તથા ઉત્તરગુણ સહિત સંયમનું પાલન કરું છું. મારા સમાન અન્ય કોઇ સંયમી નથી અને હું તપમાં શ્રેષ્ઠ છું, વળી અન્ય સંયમી અને જ્ઞાનીઓ તથા તપસ્વીઓને ચંદ્રના બિંબ સમાન નકલી અને કૃત્રિમ માને તેવા સાધકોને અભિમાની અને અવિવેકી જાણવા.

मूलम्- एगंतकूडेण उ से पलेइ, ण विज्जई मोणपयंसि गोत्ते ।
जे माणणट्ठेण विउक्कसेज्जा, वसुमन्नतरेण अबुज्झमाणो ।।९।।

અર્થ : પૂર્વોક્ત અહંકારી સાધુ મોહ અને માયામાં ફસાઇને વારંવાર સંસારમાં પરિભ્રમણ કરે છે તથા સંયમમાં આગમના આધારરૂપ થઇ શકતો નથી. જે પુરુષ સર્વજ્ઞનાં મતમાં સયમ, જ્ઞાન આદિ ગુણનો મદ કરે છે એવો પુરુષ પરમાર્થને ન જાણતો થકો પોતાના આત્માને સત્કાર અને માનાદિથી નીચે પાડે છે અને કોઇપણ સમયે સસારથી મુકત થઇ શકતો નથી.

मूलम्- जे माहणो खत्तिए जायए वा, तहुग्गपुत्ते तह लेच्छई वा ।
जे पव्वइए परदत्तभोइ, गोत्ते ण जे थब्भइ माणबद्धे ।।१०।।

અર્થ :- જે કોઇ જાતિથી ભલે બ્રાહ્મણ હોય, ક્ષત્રિય હોય, ક્ષત્રિયથી વિશેષ જાતનો હોય, વળી બીજી કોઇપણ ક્ષત્રિયની વિશેષ જાતિનો હોય પણ તે પુરુષ દીક્ષા ધારણ કરીને ભિક્ષાના નિર્દોષ આહારનું ભક્ષણ કરે, સંયમનું પાલન કરે, વળી સંસાર અવસ્થાનાં કુળ અને જાતિનું અભિમાન કે મદ કરે નહિ તેજ પુરુષ સર્વજ્ઞ પ્રણિત માર્ગનું અનુકરણ કરવાવાળા કહેવાય છે. [ દીક્ષા ગ્રહણ કર્યાં પછી કુળ કે ગોત્રનાં અભિમાન નહિ રાખતાં સમ ચૈતન્ય-વાળા થવું જોઇએ )

मूलम्- न तस्स जाई व कुलं व ताणं, णण्णत्थ विज्जाचरणं सुचिण्णं ।
णिक्खम्म से सेवइऽगारि कम्मं, ण से पारए होइ विमोयणाए ।।११।।

અર્થ :- મદોન્મત પુરુષને જાતિમદ અથવા કુળમદ સસારથી બચાવી શકતાં નથી. તેથી સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર્ય સિવાય અન્ય કોઇપણ જીવોનું રક્ષણ કરનાર નથી; છતાં જાતિ અને કુળ અભિમાનવાળા જીવો દીક્ષા ગ્રહણ કર્યા છતાં નિંદિત કર્મનું સેવન કરે છે. ગૃહસ્થનાં કાર્યો ઘરે કરાવે છે, જાતિ વિગેરેનો મદ કરે છે એવા જીવો આઠ કર્મનો ક્ષય કરવા સમર્થ થતાં નથી પણ સંસાર પરિભ્રમણની વૃદ્ધિ કરે છે.

मूलम्- णिक्किंचणे भिक्खू सुलूहजीवी, जे गारवं होई सिलोगकामी ।
आजीवमेयं तु अबुज्झमाणो, पुणो पुणो विप्परियासुवेइ ।।१२।।

અર્થ :- જે સાધુ દ્રવ્ય આદિ બાહ્ય પદાર્થ તથા ઉપકરણ સિવાય કિંચિત માત્ર પરિગ્રહ રાખતો

નથી અને ભિક્ષાચર્યાથી લૂખા સૂકા આહારથી નિર્વાહ કરતો હોય પણ તે માન, પ્રતિષ્ઠા અને પ્રશંસાની પ્રાપ્તિ ઇચ્છતો હોય તેવો સાધક શ્રેષ્ઠ એવા મોક્ષમાર્ગને જાણતો નથી અને બાહ્ય પરિગ્રહનાં ત્યાગને જ આજીવિકાનુ સાધન બનાવી, વારંવાર સંસારમાં પરિભ્રમણુ કરે છે.

मूलम्- जे भासवं भिक्खू सुसाहुवाई, पडिहाणवं होइ विसारए य।
आगाढपण्णे सुविभावियप्पा, अन्नं जणं पन्नया परिहवेज्जा ॥१३॥

અર્થ : જે સાધુ ભાષાનાં જાણકાર હોય, મધુર બોલવાવાળા હોય, પ્રતિભાવાળા હોય, વિશારદ હોય, સત્ય તત્ત્વમાં કુશળ હોય, ધર્મભાવનાથી વાસિત હોય, એવાં ગુણવાન હોય તે ઉત્તમ સાધુ કહેવાય છે. પરંતુ આવા ગુણોનાં અભિમાનથી અન્ય સાધુઓની નિંદા કે તિરસ્કાર કરતાં હોય, પોતાની બુદ્ધિ પ્રતિભાથી બીજાને અપમાનિત કરતા હોય એવા ઉપરોકત ગુણો હોય છતાં તે સાધુ નથી પરંતુ સાધુનાં આભાસરૂપ છે. તેમ માનવું.

मूलम्- एवं ण से होइ समाहिपत्ते, जे पन्नयं भिक्खू विउक्कसेज्जा।
अहवाऽवि जे लाभमयावलित्ते, अन्नं जणं खिंसति. बालपन्ने ॥१४॥

અર્થ : પૂર્વોકત પ્રકારથી જો કોઈ સાધુ પોતે બુદ્ધિમાન હોવા છતાં બીજાનું અપમાન કરે તે સાધુ મોક્ષ માર્ગમાં જઇ શકતો નથી વળી આવા સાધુને કદાચ લાભાંતરાય કર્મના ક્ષયોપશમથી આહાર આદિ સહેજે પ્રાપ્ત થતાં હોય અને તે લાભનાં મદથી ઉન્નમત બની અન્ય સાધુઓની નિંદા કરતો હોય તો આવો અજ્ઞાની મૂર્ખ સાધક સમાધિરૂપ મોક્ષ માર્ગને પામી શકતો નથી તેમ જ ધર્મનો આરાધક થઈ શકતો નથી·

मूलम्- पन्नामयं चेव तवोमयं च, णिन्नामए गोयमयं च भिक्खू।
आजीवगं चेव चउत्थमाहु, से पंडिए उत्तमपोग्गले से ॥१५॥

અર્થ : જે કોઇ સાધુ બુદ્ધિમદ, તપમદ, ગોત્રમદ, આજિવિકા મદ એ ચારેય મદનો ત્યાગ કરે તો તે પંડિતપદને પામે છે અને સર્વ મુનિવૃંદમાં સર્વોત્તમ ગણાય છે (મદથી જીવ પતિત થાય છે. મદ છે તે કષાય છે કષાય એ જ સસાર છે અને સંસાર છે તે દુઃખમય છે. એમ જાણી સાધકે મદનો પરિત્યાગ કરી આત્મ ઉપયોગ રાખી સયમનું પાલન કરવુ.)

मूलम्- एयाइं मयाइं विगिंच धीरा, ण ताणि सेवंति सुधीरधम्मा।
ते सव्वगोत्तावगया महेसी, उच्चं अगोत्तं च गइं वयंति ॥१६॥

અર્થ : ધીર સાધક પૂર્વોકત મદનાં સ્થાનોથી અલગ રહે, સદ્-ધર્મ સંપન્ન સાધુ હોય તે ગોત્ર આદિનાં મદને કરે નહિ; એમ કરવાવાળા પુરુષ તીર્થંકર દ્વારા પ્રતિપાદિત કરેલ ધર્મનુ પાલન કરવાવાળો છે. આવો મદ રહિત થયેલ આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય રૂપ ધર્મનું આરાધન કરી સર્વ કર્મોનો ક્ષય કરી ઉચ્ચ-નીચ ગોત્ર રહિત તપથી ઉત્તમ એવી મોક્ષ ગતિને પામે છે એમ જાણીને સાધકે મદનો ત્યાગ કરવો

मूलम्- भिक्खू मुयच्चे तह दिट्ठधम्मे, गामं च णगरं च अणुप्पविस्सा ।
से एसणं जाणमणेसणं च, अन्नस्स पाणस्स अणाणुगिद्धे ॥१७॥

અર્થ : ઉત્તમ લેશ્યાવાળા, મદના સ્થાનોથી રહિત શ્રુત અને ચારિત્ર્ય ધર્મને જાણનાર, ગામ અને નગરમાં ગયા. થકા દોષિત અને નિર્દોષિતપણાને જાણનાર એવા સાધકો આસક્તિ રહિત બની, નિર્દોષ આહાર-પાણીને ગ્રહણ કરે અને સંયમ નિભાવ માટે મર્યાદિત ભોજન કરી સંયમનું પાલન કરે તેવા સાધકને ભગવાને યોગ્ય સાધુ કહ્યો છે.

मूलम्- अरइं च रइं च अभिभूयं भिक्खू, वहूजणे वा तह एगचारी ।
एगंतमोणेण वियागरेज्जा, एगस्स जंतो गइरागइ य ॥१८॥

અર્થ : સાધુ સંયમ પાળતાં અસંયમ ભાવમાં રૂચિ ન કરે; એટલે આનંદ ન માને, સંયમ ભાવમાં અરૂચિ ન કરે, અન્ય સાધુની સાથે રહેતો હોય કે એકલો વિચરતો હોય પરંતુ સંયમને બાધક થાય એવા ભાષણ ન કરે. તે એકત્વ ભાવનાની વૃદ્ધિ કરવા માટે વિચારે કે તમામ જીવો પરલોકમાં એકલા જ જાય છે અને એકલાં જ બીજી ગતિમાંથી આવીને અહી જન્મ ધારણ કરે છે એમ જાણી સંયમમાં જાગૃત બની એકલો વિચરવું

मूलम्- सयं समेच्या अदुवा वि सोच्चा, भासेज्ज धम्मं हिययं पयाणं ।
जे गरहिया सणियाणप्पओगा ण ताणि सेवंति सुधीरधम्मा ॥१९॥

અર્થ : સાધક ધર્મનાં સ્વરૂપને સ્વયં જાણી અથવા આચાર્ય આદિ પાસેથી સાંભળીને જીવોનાં હિતના માટે હિતકારી ધર્મનો ઉપદેશ આપે સાધુ પુરુષો માટે સત્કાર, સન્માન, પુજા આદિ નિંદિત કાર્યો ગણાય છે. સાધક આવા સાંસારિક લાભાર્થે કોઇપણ કાર્ય કરે નહિ તથા ઉપદેશ પણ ન આપે.

मूलम्- केसिचि तक्काइं अबुज्झ भावं, खुद्दं पि गच्छेज्ज असद्दहाणे ।
आउस्स कालाइयारं वघाए, लद्धाणुमाणे च परेसु अट्ठे ॥२०॥

અર્થ : શ્રોતાનાં અભિપ્રાય જાણ્યાં વિનાં ઉપદેશ આપવાથી લાભના બદલે કોઇ વખત ઉપદેશકને હાનિ થઈ જાય છે. શ્રોતાજન કદાચ પોતાનાં ધર્મનુ અપમાન થાય છે તેમ સમજે તો તે ઉપદેશકને વ્યથા પહોંચાડે છે. અગર આયુષ્યને હાનિ પહોંચાડે છે. કદાચ આયુષ્યનો ઘાત કરી ટૂંકું જીવન પણ કરી નાંખે છે. એમ જાણીને ઉપદેશ દેતા પહેલાં શ્રોતાનાં અભિપ્રાયને અનુમાન આદિથી જાણી લેવા.

मूलम्- कम्मं च छंदं च विगिंच धीरे, विणइज्ज उ सव्वओ आयभावं ।
रूवेहिं लुप्पंति भयावहेहिं, विज्जं गहाय तसथावरेहिं ॥२१॥

અર્થ : ઉત્તમ બુદ્ધિમાન સાધુ ધર્મોપદેશ સમયે સાંભળનારાંનાં કાર્યો, અભિપ્રાય વિગેરે જાણી લે. સભાને અનુરૂપ તિરસ્કાર રહિત સમભાવથી ધર્મનો ઉપદેશ આપે અને શ્રોતાનાં મિથ્યાત્વ આદિ ભાવોને દૂર કરાવે. તેમ જ વિષય આસક્તિ દૂર કરાવવા માટે સ્ત્રીઓનાં રૂપ, સ્ત્રીઓનાં સંસર્ગ, તેમની સાથે વાર્તાલાપ વિગેરે જીવને સંસારમાં રખડાવનાર છે; તેવો

ઉપદેશ આપી સ્ત્રી–સંસર્ગથી દૂર રહેવા સમજાવે. અને ત્રસ–સ્થાવર જીવોનું કલ્યાણ થાય તેવો ઉપદેશ આપે.

मूलम्- न पूयणं चेव सिलोयकामी, पियमप्पियं कस्सइ णो करेज्जा ।
सव्वे अणट्ठे परिवज्जयंते, अणाउले या अकसाइ भिक्खू ।।२२।।

અથ : સાધક પોતાની પૂજા, શ્લાઘાની ઇચ્છા કર્યા વિના ધર્મોપદેશ આપે. કોઇ પણ પ્રાણીને પ્રિય અથવા અપ્રિય લાગે તેવું આચરણ ન કરે. સર્વ અનર્થોનો ત્યાગ કરી વિશુદ્ધ ધર્મનો ઉપદેશ દે. વળી અનાકુળ થઈ કષાય રહિત બની આવો ભિક્ષુક સંયમનું પાલન કરે.

मूलम्- आहत्तहीयं समुपेहमाणे, सव्वेहिं पाणेहिं णिहाय दंडं ।
णो जीवियं णो मरणाहिकखी, परिव्वएज्जा वलयाविमुक्के ।। त्तिबेमि ।।२३।।

અર્થ : સાધક મુનિ શ્રૂત ચારિત્ર્ય રૂપ સત્ય ધર્મનાં સ્વરૂપને યથાતથ્ય જાણી, સર્વ પ્રાણી માત્રની હિંસાનો ત્યાગ કરીને અનારંભી અને અપરિગ્રહી બને, અસંયમી જીવનની કદાપિ પણ ઇચ્છા કરે નહિ. રોગોનાં દુઃખોથી દુઃખી થાય છતાં પણ મરણને ઇચ્છે નહિ. જીવન અને મરણ બન્ને ને સરખા જાણી, જીવવુ તો સારું કે મરણ આવે તો ઠીક એમ પણ ઇચ્છે નહિ; પણ કષાય આદિ મહા–મોહનીય કર્મથી મુકત થઇ સંયમનું અનુષ્ઠાન કરે

## ૧૩ મું અધ્યયન સમાપ્ત



# १४ मुं अध्ययन (ग्रन्थनाम)

પૂર્વભૂમિકા :– 'યથાતથ્ય' નામનું તેરમુ અધ્યયન સમાપ્ત થયું. હવે 'ગ્રંથનામ'નું ચૌદમું અધ્યયન શરૂ કરવામાં આવે છે તેરમા અધ્યયનમાં યથાતથ્ય એટલે સમ્યક્ ચારિત્ર્ય કેવુ હોય તેનું વર્ણન કરવામાં આવ્યું હતુ. આવુ નિર્મળ અને પવિત્ર ચારિત્ર્યની પ્રાપ્તિ બાહ્ય ગ્રંથી અને અભ્યતર ગ્રંથીનાં ત્યાગ વિના થઇ શકે નહિ બાહ્યગ્રંથી એટલે નવ પ્રકારનાં બાહ્યપરિગ્રહનો ત્યાગ અને આંતર પરિગ્રહ એટલે વિકાર વાસના, કષાય આદિનુ મંદપણું કરી તેનો ક્ષય કરવો તે આ ગ્રંથીનુ બ્યાન ચૌદમાં અધ્યયનમાં વર્ણવવામાં આવશે

मूलम- गंधं विहाय इह सिक्खमाणो उट्ठाय सुबभच्चेरं वसेज्जा ।
ओवायकारी विणयं सुसिक्खे जे छेय विप्पमायं न कुज्जा ।।१।।

અર્થ : સાધક આલોકનાં પરિગ્રહને છોડી, શિક્ષા ગ્રહણ કરી, દિક્ષા લઇને ઉત્સાહપૂર્વક બ્રહ્મચર્યનુ પાલન કરે તથા આચાર્યની આજ્ઞાનું પાલન કરતાં થકા વિનયને પણ શીખે આવી રીતે સંયમપાલન કરવામાં કદી પણ પ્રમાદ કરે નહિ (આવા સાધકો ધન્યવાદને પાત્ર બને છે, વળી સમસ્ત કર્મોનો નાશ કરી મોક્ષને પ્રાપ્ત કરે છે જન્મ મરણનો નાશ કરવા માટે આઠ પ્રવચન માતાનુ બ્રહ્મચારીએ પાલન કરવુ જોઇએ)

मूलम्- जहा दियापोयमपत्तजातं सावासगा पविडं मन्नमाणा ।
तमचाइयं तरुणमपत्तजातं ढंकाइ अव्वत्तगय हरेज्जा ।।२।।

અર્થ : જેમ પક્ષીનાં નાનાં બચ્ચાંને પૂરી પાખો આવ્યા પહેલાં પોતાના સ્થાનથી ઊડી અન્ય સ્થાને જવાની ઈચ્છા થાય, પણ ઉડવામાં અસમર્થ હોવાથી પાંખો ફફડાવતાં દેખીને ઢંક આદિ અન્ય માંસાહારી પક્ષીઓ તે બચ્ચાને પકડી લઈ મારી નાખે છે તેમ એકલાં વિચરતા સાધુ સયમથી ભ્રષ્ટ બને છે (જેથી સાધુએ પોતાની પૂર્ણ શકિત ખીલવ્યા સિવાય પોતાના સમૂહમાંથી બહાર એકલા વિચરવાની ઇચ્છા કરવી નહિ)

मूलम्- एवं तु सेहंपि अपुट्ठधम्मं निस्सरियं वुसिमं मन्नमाणा ।
दियस्स छायं व अपत्तजायं हरिसु णं पावधम्मा अणेगे ।।३।।

અર્થ : જેમ પાંખો રહિત પક્ષીનાં બચ્ચાને માંસાહારી પક્ષી પકડી તેનો નાશ કરે છે એ પ્રમાણે ધર્મમાં અપ્રવીણ એવા નવદિક્ષિતને સમુદાયમાંથી એકલાં બહાર નિકળેલ જોઈને કેટલાંક પાખંડીઓ તેને પ્રલોભન આપી સયમ ધર્મથી તેને ભ્રષ્ટ કરે છે (વયથી અને જ્ઞાનથી જ્યાં સુધી પરિપૂર્ણ ન થાય ત્યાં સુધી સાધકે ગુરુવાસમાં રહેવુ યોગ્ય છે)

मूलम्- ओसाणमिच्छे मणुए समाहि अणोसिए णंतकरिति नच्चा ।
ओभासमाणे दवियस्स वित्त ण णिक्कसे वहिया आसुपन्नो ।।४।।

અર્થ : જે પુરુષો ગુરૂકુળમાં નિવાસ કરતા નથી તે પુરૂષો પોતાના કર્મોનો નાશ કરી શકતાં નથી

એમ જાણી સાધક પુરુષ સદા ગુરુકુળમાં નિવાસ કરે અને સમાધિની ઇચ્છા રાખે અને મુક્તિને યોગ્ય પુરુષનાં આચરણનો સ્વીકાર કરે ગચ્છ બહાર ન જાય (ગુરુનાં નિવાસમાં રહેવાથી સત્સંગનો જોગ બને, પ્રમાદ ન થાય, શંકાનો ફેંસલો થાય, સ્વચ્છંદ તૂટી જાય અને સંયમ તથા જ્ઞાનની વૃદ્ધિ થાય.)

मूलम्- जे ठाणओ य सयणासणे य परक्कमे यावि सुसाहु जुत्ते ।
समितिसु गुत्तीसु य आयपन्ने वियागरिंते च पुढो वएज्जा ।।५।।

અર્થ : ગુરુના સમુહમાં નિવાસ કરનાર સાધુ શયન, સ્થાન, આસન વિગેરેમાં અપ્રમાદપણે રહી શકે છે સંયમમાં ઉત્તમ સાધુની માફક આચરણ કરી શકે છે પોતે સમિતિ અને ગુપ્તિમાં નિપૂણ બનીને અન્ય સાધકોને સમિતિ ગુપ્તિરૂપ આચારનો ઉપદેશ આપી શકે છે આવો સાધકનો આચાર છે અને તે આચાર ગુરુ સમીપે રહેવાથી વૃદ્ધિને પામી શકે છે

मूलम्- सद्दाणि सोच्चा अदु भेरवाणि अणासवे तेसु परिव्वएज्जा ।
निद्दं च भिक्खू न पमायं कुज्जा, कहं कहं वा वितिगिच्छतिन्ने ।।६।।

અર્થ : સાધુ ઇરિયા સમિતિ યુક્ત હોઇ મધૂર શબ્દો તથા ભયંકર શબ્દો સાંભળીને તેમાં રાગ દ્વેષ કરે નહિ મધ્યસ્થવૃતિ ધારણ કરે, નિંદ્રારૂપ પ્રમાદ સેવે નહિ કોઈ વિષયમાં શંકા થાય તો ગુરુને પૂછીને નિવારણ કરે. આ પ્રમાણે કરવાથી સયમનાં અનુષ્ઠાનમાં તત્પર થઇ શકાય છે અને વ્યાકુળતારૂપ વિચિકિત્સાને પાર કરી શકાય છે.

मूलम्- डहरेण वुड्ढेणऽणुसासिए उ राइणिएणावि समव्वएणं ।
सम्मं तयं थिरतो णाभिगच्छे णिज्जंतए वावि अपारए से ।।७।।

અર્થ : કોઈ સાધક પોતાનાં પ્રમાદને લીધે ભૂલ થાય ત્યારે તેનાથી નાની વયનાં, અગર સમાન વયનાં, અગર મોટી વયનાં, પ્રવજ્યામાં શ્રેષ્ઠ એવા સાધકો તરફથી તેની ભૂલ સુધારવા શિખામણનાં વચનો કહેવામાં આવે તો તે શિખામણને નહિ સ્વીકારતાં તેની ઉપર ક્રોધ કરે તો તેવા સાધકો સંયમપાલનથી ભ્રષ્ટ થઈ સંસારમાં પરિભ્રમણ કરે છે. અને સસારને પાર કરવામાં અસમર્થ બને છે. (માટે સાધકે સંયમપાલનમાં કોઇ ક્ષતિ થઈ જાય તો સતત જાગૃત બની અહમ્ ભાવ ત્યાગી, શિખામણ આપનારનો ઉપકાર માની, પ્રાયશ્ચિત લઇ વિશુદ્ધ બનવુ જોઇએ.)

मूलम्- विउट्ठितेणं समयाणुसिट्ठे डहरेण वुड्ढेण उ चोइए च ।
अच्चुट्ठियाए घडदासिए वा आगारिणं वा समयाणुसिट्ठे ।।८।।

અર્થ : વીતરાગ શાસ્ત્ર વિરૂદ્ધ કાર્ય કરનારને ગૃહસ્થો તેમ જ અન્ય તિર્થીઓ તથા સામાન્ય કામ કરવાવાળી દાસી તેમ જ સાધકથી નાની ઉંમરનાં અથવા મોટી ઉંમરના કોઇ સાધુ જો સાધુના આચાર વિરૂદ્ધ કાર્ય કરનાર સાધક સાધુને ઉત્તમ આચાર પાળવાની શિખામણ આપે તો તે સાધક શિખામણ આપનાર ઉપર ક્રોધ કરે નહિ. પરંતુ તેનો ઉપકાર માની આત્મહિતનું કારણ જાણી શિખામણનો સ્વીકાર કરે

मूलम्- ण तेसु कुज्झे ण य पव्वहेज्जा, ण यावि किंची फरुसं वएज्जा ।
तहा करिस्सति पडिसुणेज्जा, सेयं खु मेयं ण पमायं कुज्जा ।।९।।

અર્થ : પૂર્વોક્ત પ્રકારે અન્ય વ્યક્તિ દ્વારા શિખામણ પ્રાપ્ત થતાં તે શિક્ષા આપનાર વ્યકિત પ્રત્યે સાધકે ક્રોધ કરવો નહિ વળી તેને દુઃખ ઉત્પન્ન થાય તેવું વર્તન પણ કરવું નહિ તેમજ કર્કશ વચન પણ બોલવુ નહિ પરતુ પ્રત્યુત્તર એવી રીતે આપવો કે તમે જે કહો છો તે વ્યાજબી છે મારા હિતની વાત છે એમ કહી પરમાર્થનો વિચાર કરી આપેલ શિખામણનો સ્વીકાર કરવો

मूलम्- वणंसि मूढस्स जहा अमूढा, मग्गाणुसासंति हियं पयाणं ।
तेणा वि मज्झं इणमेव सेयं, ज मे बुहा समणुसासयंति ।।१०।।

અર્થ : જેમ જંગલમાં માર્ગ ભૂલેલાને માર્ગનો જાણકાર માર્ગ બતાવે છે અને તે માર્ગ બતાવનાર ઉપર માર્ગ ભૂલનાર પુરૂષ પ્રસન્ન થાય છે એવી રીતે ઉત્તમ માર્ગની શિક્ષા દેનાર પુરૂષ ઉપર સાધકે પ્રસન્ન થવુ જોઇએ આ ઉપદેશ મને કલ્યાણકારી છે એમ માની તેનો ઉપકાર માનવો જોઇએ (એ પ્રકારે સસાર અટવીમાં ભૂલેલાને બહાર કાઢી શાતિના માર્ગરૂપ મોક્ષને બતાવનારાના ઉપકાર માનવો)

मूलम्- अह तेण मूढेण अमूढगस्स, कायव्व पूया सविसेसजुत्ता ।
एओवमं तत्थ उदाहु वीरे, अणुगम्म अत्थं उवणेइ सम्मं ।।११।।

અર્થ : જેમ માર્ગ ભૂલેલો પુરૂષ માર્ગ બતાવનાર વ્યકિતનો ઉપકાર માની તેનો સત્કાર કરે છે તેવી જ રીતે સયમ ધર્મમાં ભૂલ કરનાર સાધુએ સન્માર્ગની શિખામણ આપનાર પુરૂષનો સત્કાર કરવો જોઇએ આવા પ્રકારનું કથન શ્રી વીર પ્રભુએ પ્રરૂપ્યું છે. (હર કોઇ સાધક વ્યકિતએ મોક્ષ માર્ગથી પોતે જો દૂર થઇ જાય અને અન્ય વ્યકિત તેને મોક્ષ માર્ગે દોરે તો તેનો ઉપકાર માનવો)

मूलम्- णेया जहा अंधकारंसि राओ, मग्गं ण जाणइ अपस्समाणे ।
से सूरियस्स अब्भुग्गमेणं, मग्गं वियाणाइ पगासियंसि ।।१२।।

અર્થ : જેમ કોઇ પુરૂષ અંધારી રાત્રિમાં અધકારનાં કારણે માર્ગ નહિ દેખાતો હોવાથી માર્ગને જાણી શકતો નથી પણ સૂર્યોદય થતાં અને પ્રકાશનો ફેલાવો થતાં માર્ગને જાણી લે છે તેમ વીતરાગ દેવના ઉપદેશથી અધકારમાં પડેલો જીવ સન્માર્ગને જાણી લે છે. (અટવીરૂપ અધકારમાં ફસાઈ ગયેલ આત્માઓને જ્યારે યથાતથ્ય સદ્‌ગુરૂના ઉપદેશથી જિન માર્ગ જણાય છે. ત્યારે તેઓ જ્ઞાનરૂપી પ્રકાશને પ્રાપ્ત કરી શકે છે.

मूलम्- एवं तु सेहे वि अपुट्ठधम्मे धम्मं न जाणाइ अबुज्झमाणे ।
से कोविए जिणवयणेण पच्छा सूरोदए पासइ चक्खुणेव ।।१३।।

અર્થ : એ પ્રકારે કોઇ દ્રષ્ટા અધકારયુકત રાત્રીમાં માર્ગને જોઇ શકતો નથી. પરંતુ સૂર્યનો ઉદય થતાં અધકાર દૂર થવાથી જેમ પદાર્થોને તેમ જ માર્ગોને જોઈ શકે છે તે રીતે નવિન

સાધક ધર્મમાં નિપૂણ ન હોવાથી ધર્મના સ્વરૂપને જાણતો નથી. પરંતુ પરંપરાએ પુરૂષાર્થી જિન વચનને સદ્દગુરૂ દ્વારા પ્રાપ્ત કરવાથી મોક્ષના સ્વરૂપને બરાબર જાણી લે છે અને મોક્ષમાર્ગનો જ્ઞાતા બને છે

मूलम्- उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावरा जे य पाणा ।
सया जए तेसु परिव्वएज्जा, मणप्पओसं अविकंपमाणे ।।१४।।

અર્થ : ઉપર-નીચે તથા તિરછી દિશાઓમાં જે ત્રસ અને સ્થાવર પ્રાણીઓ નિવાસ કરે છે તેના ઉપર સાધકે થોડો પણ દ્વેષ ન કરતાં તેની ઉપર અનુકંપા લાવવી જોઈએ. તે જીવોની દયા પાળતા થકા સંયમ ભાવમાં વિચલિત ન થવું જોઈએ આરંભ-પરિગ્રહ રહિત બનવું જોઈએ. એવો શ્રી વિતરાગ દેવનો ઉપદેશ છે.

मूलम्- कालेण पुच्छे समियं पयासु, आइक्खमाणो दवियस्स वित्तं ।
तं सोयकारी पुढो पवेसे, संखाइमं केवलियं समाहि ।।१५।।

અર્થ : સાધુ અવસરને જોઇ સદાચારી અને સમ્યક્ જ્ઞાનવાળા આચાર્યને જીવોના સંબંધમાં પ્રશ્ન પૂછે, મોક્ષગમન માટે સર્વજ્ઞે પ્રરૂપેલા સંયમ અનુષ્ઠાનને બતાવવાવાળા આચાર્યનો સાધુ સત્કાર કરે; વળી એ આચાર્યોનાં ઉપદેશને આચાર્યની આજ્ઞાનું પાલન કરવાવાળો શિષ્ય એકાંતભાવથી પોતાનાં અંતઃકરણમાં ધારણ કરે

मूलम्- अस्सि सुठिच्चा तिविहेण तायी, एएसु या संति निरोहमाहु ।
ते एवमक्खंति तिलोगदंसी ण भुज्ज मेयंति पमायसंगं ।।१६।।

અથ : સાધુ ગુરૂનાં ઉપદેશ હૃદયમાં સ્થાપિત કરી મન, વચન, કાયાથી છ કાય જીવોની રક્ષા કરે આઠ પ્રવચન માતાના સમ્યક્ પાલનથી પોતાને તથા અન્ય જીવને શાંતિનો લાભ થાય છે તેમ શ્રી ભગવતે કહેલું છે. ત્રિલોકદર્શી પુરૂષ કહે છે કે સાધુએ એક ક્ષણ પણ પ્રમાદ સેવવો નહિ. એટલે પાંચ ઇન્દ્રિયોનાં વિષયોથી સદા દૂર રહેવુ

मूलम्- निसम्म से भिक्खु समीहियट्ठं, पडिभाणवं होइ विसारए य ।
आयाणमट्ठी वोदाणमोणं उवेच्च सुद्धेण उवेइ मोक्खं ।।१७।।

અર્થ : ગુરૂકુળમાં નિવાસ કરનાર સાધુ સાધુનાં આચાર સાંભળી આત્માના ઇષ્ટરૂપ મોક્ષને જાણી તે સાધક બુદ્ધિમાન તથા સિદ્ધાંતનો વક્તા બને છે. આવો સાધક સમ્યક જ્ઞાન વડે તપ અને સંયમને પ્રાપ્ત કરી શુદ્ધ આહાર વડે નિર્વાહ કરતાં થકા આરંભ પરિગ્રહ રહિત બની, સર્વ કર્મોના ક્ષયરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે (આવા સાધકો સાત આઠ ભવથી વધારે ભ્રમણ કરે નહિ)

मूलम- संखाइ धम्मं च वियागरंति, बुद्धा हु ते अंतकरा भवंति ।
ते पारगा दोण्ह वि मोयणाए, संसोधियं पण्हमुदाहरंति ।।१८।।

અર્થ : ગુરૂકુળનો નિવાસ કરનાર સાધુ સદ્બુદ્ધિથી ધર્મના સ્વરૂપને જાણી અન્યને ધર્મનો ઉપદેશ

કરી શકે છે ત્રણ કાળનાં સ્વરૂપને જાણનાર પુરૂષ પૂર્વકર્મનો નાશ કરી શકે છે. આવો વીતરાગ વચનોમાં પ્રણિત પુરૂષ પણ પોતાને તથા અન્યને સંસારમાંથી મુક્ત કરાવી શકે છે સાધક પુરૂષો પ્રશ્નોનાં ઉત્તર આગમ અનુસાર વિચાર કરીને આપે છે.

मूलम्- णो छायए णोऽवि य लूसएज्जा, माणं ण सेवेज्ज पगासणं च ।
ण यावि पन्ने परिहास कुज्जा, ण याऽऽसियावाय वियागरेज्जा ।।१९।।

અર્થ : સાધુ પ્રશ્નોના જવાબ દેતી વખતે શાસ્ત્રોનાં યોગ્ય અર્થને છુપાવે નહિ. બીજાના ગુણોને પણ છુપાવે નહિ વળી બીજા સિદ્ધાંતનો આધાર લઇ શાસ્ત્રની વ્યાખ્યા કરે નહિ. હુ મોટો વિદ્વાન છું એવા પ્રકારનુ મિથ્યાભિમાન કરે નહિ પોતાનાં ગુણોની પ્રશસા કરે નહિ તેમજ અન્યના ગુણોને દૂષિત ન કરે કોઇ પ્રસંગે શ્રોતા પદાર્થમાં સ્વરૂપને તથા ભાવોને ન સમજે તો તેમની મશ્કરી કરે નહિ તેમજ કોઇ વ્યક્તિને સાધક મુનિ આશીર્વાદ આપે નહિ

मूलम्- भूयाभिसकाइ दुगुंछमाणे ण णिव्वहे मंतपदेण गोयं ।
ण किंचिमिच्छे मणुए पयासु असाहु धम्माणि ण संवएज्जा ।।२०।।

અર્થ : પ્રાણીઓના વિનાશની શંકાથી કોઇ વ્યક્તિને આશીર્વાદ આપે નહિ મંત્ર વિદ્યાનો પ્રયોગ કરી પોતાના સયમને બગાડે નહિ વળી આવો સાધક ઉપદેશ આપતાં શ્રોતાજનો પાસેથી કોઇપણ વસ્તુની ઇચ્છા રાખે નહિ વળી સાધુને યોગ્ય નહિ એવા ધર્મનો ઉપદેશ પણ કરે નહિ (વાણીનુ રક્ષણ કરવું તેને ગોત્ર કહે છે અને મૌનને વાક સંયમ કહે છે)

मूलम्- हासं पि णो संधइ पावधम्मे, ओए तहीयं फरुसं वियाणे ।
णो तुच्छए णो य विकत्थइज्जा, अणाइले या अकसाइ भिक्खू ।।२१।।

અર્થ : જેનાથી હાસ્ય ઉત્પન્ન થાય તેવું સાધક બોલે નહિ તેમ જ તેવી ચેષ્ટા પણ કરે નહિ મન, વચન- કાયાથી પાપરૂપ કર્મનો ત્યાગ કરે વળી પાપમય ધર્મને હાસ્ય આદિ વડે પણ કહે નહિ. અન્યને દુ:ખ ઉત્પન્ન થાય તેવા વચનો સાધક બોલે નહિ વળી આવો સાધુ પૂજા, સત્કાર પામીને અભિમાન કરે નહિ સાધક મુનિ આકુળતાથી તેમ જ લોભ આદિ કષાયોથી દૂર રહે

मूलम्- संकेज्जयाऽसंकितभाव भिक्खू विभज्जवायं च वियागरेज्जा ।
भासादुगं धम्मसमुट्ठितेहिं वियागरेज्जा समया सुपन्ने ।।२२।।

અર્થ : શાસ્ત્રના કઠિન વિષયમાં શકા રહિત હોય તો પણ સાધુ નિશ્ચય ભાષા ન બોલે અને સ્યાદવાદ યુક્ત વાણીનું કથન કરે ધર્મા ચરણ કરવામાં પ્રવૃત રહેનાર અન્ય સાધુઓની સાથે સત્ય ભાષા તથા વ્યવહાર ભાષા બોલે. ધનવાન તેમ જ દરિદ્ર શ્રોતાવર્ગને ધર્મ ઉપદેશ આપતી વખતે નિ:પક્ષપાત પણે સાધક વર્તન કરે પોતાના અનુભવથી પદાર્થોને સ્પષ્ટતાપૂર્વક સમજાવે

मूलम्- अणुगच्छमाणे वितहं विजाणे तहा तहा साहु अकक्कसेणं ।
न कत्थइ भासं विहिंसइज्जा निरुद्धगं वावि न दीहइज्जा ॥२३॥

અર્થ : સત્ય અને વ્યવહાર ભાષાનો આશ્રય લઇ ધર્મની વ્યાખ્યા કરતાં સાધુના કથનને કોઇ ઠીક ઠીક સમજી શકે છે તથા કોઇ મંદ બુદ્ધિવાળા વિપરીત સમજે છે તો તે વખતે સાધુ કોમળ શબ્દોથી સમજાવવાનો પ્રયત્ન કરે પરંતુ તેનો અનાદર કરી શ્રોતાની ભાષાની નિંદા કરે નહિ તથા તેનું ચિત્ત દુઃખાવે નહિ કોઈ વાકયોનાં અર્થ ટૂંકા હોય તો શબ્દોનો આડંબર કરી તેને વિસ્તૃત કરે નહિ. પણ સરળ ભાષામાં શ્રોતાઓને સમજાવે.

मूलम्- समालवेज्जा पडिपुन्न भासी निसामिया समिया अट्ठदंसी ।
अणाइ सुद्धं वयण भिउंजे अभिसंधए पावविवेगं भिक्खू ॥२४॥

અર્થ : કોઇ અર્થ સંક્ષેપમાં સમજાવી શકવા યોગ્ય ન હોય તો તેને સાધક વિસ્તાર પૂર્વક સમજાવે. આવો સાધક ગુરૂ પાસેથી સારી રીતે વ્યાખ્યા સાંભળી ગુરૂની આજ્ઞા પ્રમાણે પાપનો વિવેક રાખી નિર્દોષ અને શુદ્ધ વચન બોલે. સમ્યક્દર્શનવાળો સાધુ સર્વજ્ઞ પ્રણિત માર્ગ પ્રમાણે પૂર્વાપરનાં વિરોધ સિવાય શુદ્ધ અને સાત્વિક વચન ઉચ્ચારે છતાં માન પૂજાની ઇચ્છા કરે નહિ

मूलम्- अहा वुइयाइं सुसिक्खएज्जा जइज्जया णाइवेलं वएज्जा ।
से दिट्ठिमं दिट्ठिण लूसएज्जा से जाणइ भासिउं तं समाहिं ॥२५॥

અર્થ : સાધુ પુરૂષ તીર્થંકરના વચનોનો સમ્યક પ્રકારે અભ્યાસ કરે તે વચનોને સમજવામાં યથાયોગ્ય પ્રયત્ન કરે તેમના ઉપદેશ અનુસાર મર્યાદાનુ ઉલ્લંઘન કર્યા સિવાય વધારે ઓછું કે વિપરીતપણાની પ્રરૂપણા કરે નહિ. સમ્યક્દૃષ્ટિ સાધુ પોતાનાં સમ્યક દર્શનને કોઈ રીતે દૂષિત ન કરે, આવો સાધુ પુરૂષ સર્વજ્ઞની ભાવ સમાધિને યથાયોગ્ય જાણી શકે છે. આ ત્રણ નિશ્ચય રત્ન ભાવ સમાધિ રૂપ છે.

मूलम्- अलूसए णो पच्छन्न भासी णो सुत्तमत्थं च करेज्ज ताई ।
सत्थारभत्ती अणुवीय वायं सुयं च सम्मं पडिवाययंति ॥२६॥

અર્થ : સાધુ આગમનાં અર્થને દૂષિત બનાવે નહિ. શાસ્ત્ર સિદ્ધાંતને ગોપવે નહિ છૂપાવે પણ નહિ. પ્રાણીઓની રક્ષા કરનાર સાધુ શાસ્ત્ર અને તેના અર્થની વિપરીત પ્રરૂપણા ન કરે. શિક્ષા દેનાર ગુરૂ ઉપરનો પૂજ્ય ભાવ કાયમ રાખી ગુરૂએ જેમ કહ્યું હોય તેવા પ્રકારે સૂત્રનો અર્થ કરે કોઇ ગુપ્ત સિદ્ધાંત યોગ્ય શ્રોતા સિવાય કોઇની પાસે પ્રકટ કરે નહિ.

मूलम्- भूएहि न विरुज्झेज्जा, एस धम्मे बुसीमओ ।
बुसिमं जगं परिन्नाय, अस्सिं जीवित भावणा ।।४।।

અર્થ : કોઇપણ પ્રાણીઓની સાથે મનુષ્યોએ તેમજ સાધક ભિક્ષુકે વેર-વિરોધ કરવો નહિ આ સનાતન ધર્મ છે તમામ જીવોને સુખ પ્રિય છે દુઃખ અપ્રિય છે તેવું જગતનું સ્વરૂપ જાણીને સાધુઓએ આરભ અને સમારભ જે વેર બધનનુ કારણ છે તેને તજી સંસાર પરિભ્રમણનાં દુઃખોને યથાર્થ સમજી, સર્વ જીવોની સાથે મૈત્રી ભાવના રાખી સંયમનું પાલન કરવુ

मूलम्- भावणाजोगसुद्धप्या, जले णावा व आहिया ।
नावा व तीरसंपन्ना, सव्वदुक्खा तिउट्टइ ।।५।।

અર્થ : પચીસ પ્રકારની તથા બાર પ્રકારની ભાવનાયુક્ત જેનો આત્મા શુદ્ધ થયેલ છે એવા સાધક પુરુષને જળમાં નાવા સમાન કહેલ છે. સસાર રૂપી સમુદ્રમાં ડૂબતા જીવોને આવા સાધકો આધારભૂત છે. જેમ નાવ કિનારે જતાં ચાલવાની પ્રવૃત્તિથી મુક્ત થઈ સ્થિર થાય છે અને સઘળા ઉપદ્રવોથી બચી જઇ વિશ્રામને યોગ્ય થાય છે તેમ ભાવના યોગથી શુદ્ધ થયેલો જીવાત્મા સર્વ શારીરિક અને માનસિક દુઃખોથી મુક્ત થઇ જાય છે અનંત અવ્યાબાધ સુખનો અનુભવ કરે છે.

मूलम्- तिउट्टइ उ मेहावी जाणं लोगंसि पावगं ।
तुट्टंति पावकम्माणि नवं कम्ममकुव्वओ ।।६।।

અર્થ : લોકમાં જે પડિત સાધકો પાપકર્મના સ્વરૂપને જાણવાવાળા છે તેઓ સર્વ પુણ્ય અને પાપનાં બધનથી મુક્ત થઈ શકે છે નવિન કર્મોને બાંધતા નથી તેમજ પૂર્વ સંચિત કર્મનો નાશ કરી, સસાર સાગરને તરી જઈ શાશ્વત સિદ્ધ અનતા સુખોને પ્રાપ્ત કરી લે છે

मूलम्- अकुव्वओ णव नत्थि कम्मं णाम विजाणइ ।
विन्नाय से महावीरे जेण जाई ण मिज्जइ ।।७।।

અર્થ : જે સાધક કર્મ બંધન થાય તેવા કાર્યો કરતો નથી તે સાધકને નવા કર્મ બધાતા નથી. કારણકે આવા સાધકો આઠ કર્મનાં સ્વરૂપને જાણનારા હોઇ નવુ બધન નહિ કરતાં જૂના કર્મને ખપાવી જન્મ, જરા અને મૃત્યુ રહિત થઇ મુક્ત બની જાય છે. અને જે આ સસારમાં ફરીને જન્મ લેતો નથી અને મરતો પણ નથી

मूलम्- ण मिज्जई महावीरे जस्स नत्थि पुरे कड ।
वाउव्व जालं मच्चेति पियालोगंसि इत्थिओ ।।८।।

અર્થ · જેણે ઘાતી કર્મોનો એટલે જે કર્મો આત્માનાં ગુણોનો ઘાત કરે છે અર્થાત્ આત્મસ્વરૂપ પ્રકટ થવા દેતાં નથી તેવા કર્મોનો જેણે ક્ષય કર્યો છે તેવા પુરુષો મહાવીર કહેવાય છે આવા પુરૂષોને જન્મ-મરણ, રૂપ ભ્રમણ રહેતું નથી વળી જેમ વાયુ અગ્નિની જવાળાને ઓળંગી જાય છે તેમ મહા પુરુષો સમસ્ત કામ-વિકારોથી રહિત હોવાથી ગમે તેવી

રૂપવંત સ્ત્રીઓને વશ થતાં નથી એમ જાણીને સાધકે પણ વિકારનો નાશ કરવા માટે સ્ત્રી સેવનથી દૂર રહેવું જોઈએ.

मूलम्- इत्थिओ जे ण सेवंति आइमोक्खा हु ते जणा ।
ते जणा बंधणुम्मुक्का नावकंखंति जीवियं ।।९।।

અર્થ : જે સાધકો સ્ત્રી સેવન કરતાં નથી તે સાધકો સર્વ પ્રથમ મોક્ષને પ્રાપ્ત કરે છે. વળી આવા સાધકો સમસ્ત બંધનોથી રહિત થવાની ઇચ્છાવાળા હોવાથી અસંયમ જીવનને ઇચ્છતા નથી (સ્ત્રી સેવનના વિપાકો ઘણાં દુઃખકારક હોય છે. વળી સ્ત્રી સંગત સંસાર વૃદ્ધિનો માર્ગ છે. જે જીવો વિકારથી છૂટયા છે તેઓએ મોક્ષને શીઘ્રપણે પ્રાપ્ત કર્યો છે. સાધકોએ સ્ત્રી સહવાસથી દૂર રહેવુ એ આત્મકલ્યાણનો માર્ગ છે સ્ત્રી જાતિ દોષિત નથી, પણ જીવનો પોતાનો જ વિકાર દોષિત છે. સ્ત્રીજાતિ ઉપર આરોપ મૂકવો તે પુરુષની નબળાઇ છે).

मूलम्- जीवियं पिट्ठओ किच्चा अंतं पावंति कम्मुणं ।
कम्मुणा संमुही भूया जे मग्गमणुसासई ।।१०।।

અર્થ :- જે સાધક અસંયમી જીવનથી દૂર રહે છે (નિરપેક્ષપણે જીવન જીવે છે) વળી જે સાધકો સંયમી જીવનમાં રત હોય છે તે જ્ઞાનાવરણિય આદિ કર્મોનો નાશ કરી શકે છે જે સાધકો નિરવદ્ય અને ઉત્તમ અનુષ્ઠાનો કરવાવાળા હોય છે તે મોક્ષ સન્મુખ થઇ મોક્ષ માર્ગનો ઉપદેશ આપે છે. આવા સાધકો મોક્ષને પ્રાપ્ત કરી શકે છે

मूलम्- अणुसासणं पुढो पाणी वसुमं पूयणासु ते ।
अणासए जए दंते दढे आरयमेहुणे ।।११।।

અર્થ : ધર્મનો ઉપદેશ ભિન્ન ભિન્ન જીવોમાં ભિન્ન ભિન્ન રૂપે પરિણમે છે પૂજા સત્કારની ઇચ્છા ન રાખવાવાળા સયમી અને ઇન્દ્રિયોનુ દમન કરનાર તથા મૈથુનને જીતનાર પુરુષ મોક્ષગમન કરવાને યોગ્ય કહેવાય છે

मूलम्- णीवारे व ण लीएज्जा छिन्नसोए अणाविले ।
अणाउले सया दंते संधिं पत्ते अणेलिसं ।।१२।।

અર્થ :- જેમ કબૂતરને બંધનમાં ફસાવવા માટે અનાજના કણ વેચવામાં આવે છે અને તે જીવોને કણો પ્રાપ્ત થતાં લોભમાં ફસાય છે એ પ્રકારે અસંયમી જીવો સ્ત્રી સેવનના પ્રલોભનથી તેઓના બંધનમાં પડીને બાળમરણથી મરે છે તેથી જ મુનિએ તેમાં આસક્ત થવું નહિ. (એમ જાણી બુદ્ધિમાન સાધક ઇન્દ્રિયોને વશ રાખી વિષયભોગમાં પ્રવૃત્ત થતાં નથી આવા પુરૂષો જ મોક્ષગતિને પ્રાપ્ત કરે છે ) અને તેજ પુરુષ અનુપમ ભાવસમાધિ પ્રાપ્ત કરે છે.

मूलम्- अणेलिस्स खेयन्ने ण विरुज्झिज्ज केणइ ।
मणसा वयसा चेव कायसा चेव चक्खुमं ।।१३।।

અર્થ :- અનુપમ સંયમનાં માર્ગને જાણવાવાળો પુરુષ મન, વચન, કાયાથી કોઇની સાથે વિરોધ કરે

मूलम्- से सुद्धसुत्ते उवहाणवं च धम्मं च जे विंदइ तत्थ तत्थ ।
आदेज्जवक्के कुसले वियत्ते स अरिहइ भासिउं तं समाहि ।।त्तिबेमि ।।२७।।

અર્થ : જે સાધુ સૂત્રનાં ઉચ્ચારણ કરવામાં કુશળ તથા શાસ્ત્રનાં ઉત્સર્ગ અને અપવાદ માર્ગને જાણવામાં પ્રવીણ હોય વળી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તપનુ અનુષ્ઠાન કરવાવાળા હોય એવા પુરૂષોનાં વાકયો જ સર્વને માન્ય હોય છે અને આવા જ પુરૂષોનાં વાકય ગ્રાહ્ય છે. અર્થ કરવામાં નિપૂણ તથા વિના વિચાર કાર્ય નહિ કરવાવાળા સાધુપુરૂષો જ સર્વજ્ઞોએ પ્રરૂપેલ ભાવ-સમાધિનું પ્રતિપાદન કરી શકે છે શ્રૂત અને ચારિત્ર્ય ધર્મને આવા જ પુરૂષો યથાતથ્ય ગ્રહણ કરી શકે છે (શાસ્ત્રોએ જ્યાં જ્યાં આજ્ઞા, અર્થ, હેતુ તથા શ્રધ્ધાથી માનવાનું કહ્યું હોય તે તે રીતે સાધક મુનિ સમ્યક્ શ્રદ્ધાથી તેને સ્વીકારી વીતરાગની આજ્ઞાનું પાલન કરે આ પ્રકારનો માર્ગ જ સાધકને માટે કલ્યાણરૂપ છે

**૧૪ મુ અધ્યયન સમાપ્ત**



# १५ मुं अध्ययन ( आदाननाम )

## (આદાનીય સ્વરૂપ નિરૂપણ)

**પૂર્વભૂમિકા :–** ચૌદમું અધ્યયન અહીં સમાપ્ત થાય છે હવે પંદરમાં અધ્યયનનો પ્રારંભ કરવામાં આવે છે. પૂર્વ અધ્યયનની સાથે આ અધ્યયનનો સંબંધ નીચે પ્રમાણે છે.

ચૌદમા અધ્યયનમાં બાહ્ય અને અભ્યંતર પરિગ્રહના ત્યાગનું વર્ણન કરવામાં આવ્યુ હતું અને સાધક ભિક્ષુકે સૂત્ર અને તેનો અર્થ કેવી રીતે જાણવો તેમ જ શ્રોતાજનોને કેવી રીતે સંબોધવા તેનું યથાર્થ ધ્યાન આપ્યું હતું. બાહ્ય અને અભ્યતર પરિગ્રહનો ત્યાગ જે મુનિને યથાર્થ હોય તેવો મુનિ મોક્ષ માર્ગનો સાધક અને દીર્ઘ ચરિત્ર એટલે 'યથાખ્યાત ચારિત્રવાળા' (દીર્ઘ ચારિત્ર્યવાળા) થઈ શકે છે. તેનું પ્રતિપાદન આ અધ્યયનમાં કરવામાં આવ્યું છે યથાખ્યાત ચરિત્રવાળા મુનિ સર્વજ્ઞ અને વીતરાગ હોય છે તે કેવા હોય? તેનું વર્ણન આ અધ્યયનમાં કહેવામાં આવશે.

मूलम्- जमतीतं पडुपन्नं, आगमिस्सं य णायओ ।
सव्वं मन्नति तं ताई, दंसणावरणंतए ।।१।।

અર્થ : જે પદાર્થ ભૂતકાળમાં જે અવસ્થામાં હતા તેને તથા વર્તમાનકાળનાં પદાર્થોની જે પર્યાયો છે તથા ભવિષ્યકાળમાં જે અવસ્થાઓ થશે તે સર્વેને દ્રવ્ય અને પર્યાયથી જીવ તથા અજીવ પદાર્થોનાં જાણવાવાળા તથા છ કાય જીવનાં રક્ષક, સર્વના હિત ચિંતક વળી દર્શનાવરણીય આદિ સર્વ કર્મોનાં અંત કરવાવાળા કેવળજ્ઞાની જીવોનાં નેતા છે.

मूलम्- अंतए वितिगिच्छाए, जे जाणति अणेलिस ।
अणेलिसस्स अक्खाया, ण से होइ तहिं तहिं ।।२।।

અર્થ : સંશયને દૂર કરનારાં પુરુષ સર્વથી વધારે પદાર્થોનાં સ્વરૂપનાં જાણકાર હોય છે. જેઓ કેવળજ્ઞાની છે અને જેણે ચાર ઘાતીકર્મોનો ક્ષય કરેલ છે વળી મિથ્યાજ્ઞાનનો અંત કરવાવાળા છે તેવા અરિહંત દેવો જ ત્રણેય કાળની વસ્તુની અવસ્થાને જાણનાર અને વસ્તુનાં તત્વને બતાવનાર છે. આવા પુરુષો અન્ય દર્શનોમાં હોતાં નથી.

मूलम्- तहिं तहिं सुयक्खायं, से य सच्चे सुआहिए ।
सया सच्चेण संपन्ने, मित्ति भूएहिं कप्पए ।।३।।

અર્થ : જે તીર્થંકર દેવોએ જીવ આદિ તત્વનો ઉપદેશ રૂડી રીતે કરેલ છે અને તે ઉપદેશ સમસ્ત જીવોનો હિતકર હોવાથી યથાર્થ છે તેમ જ સુભાષિત પણ છે તેથી મુનિઓએ સદા સમસ્ત જીવો સાથે મૈત્રીભાવ રાખવો જોઇએ. ક્યાંય પણ જીવોની વિરાધનાની ઇચ્છા ન કરે (આરંભ અને પરિગ્રહની મમતા છૂટયા સિવાય સર્વ જીવોની સાથે મૈત્રીભાવ પ્રાપ્ત થઈ શકતો નથી )

નહિ. આવો સાધક સંયમ ધર્મનાં પાલનમાં નિપુણ છે. સંયમ સમાન અન્ય કોઈ ઉત્તમ પદાર્થ નથી આવો પુરુષ પરમાર્થ દૃષ્ટા અને તત્વદર્શી છે.

मूलम्- से हु चक्खू मणुस्साणं जे कंखाए य अंतए ।
अंतेण खुरो वहई चककं अंतेण लोट्टई ।।१४।।

અર્થ :- જે સાધકને ઇન્દ્રિયોનાં વિષયોને ભોગવવાની ઇચ્છા નથી તે પુરુષ મનુષ્યોને નેત્રની માફક મોક્ષ માર્ગ બતાવવાવાળો છે જેમ છરો ધાર વડે પોતાનું કાર્ય કરે છે અને પૈડુ તેનાં છેલ્લા ભાગથી કાર્ય સાધક બને છે તેવી રીતે કષાયસ્વરૂપ મોહનીય કર્મનો અંત પણ સંસાર પરિભ્રમણનાં અંતરૂપે કાર્ય કરે છે અર્થાત્ જે મોહનીય કર્મનો ક્ષય કરે છે તે જ સાધક જન્મમરણનો અંત કરે છે.

मूलम्- अंताणि धीरा सेवंति तेण अंतकरा इह ।
इह माणुस्सए ठाणे धम्ममाराहिउं णरा ।।१५।।

અર્થ : વિષય સુખોની ઇચ્છારહિત સાધુ પુરુષો અંતપ્રાંત આહારનું સેવન કરનારા હોય છે. આવા સાધકો દેહ–મમત્વથી રહિત થઇ સંસારનો ક્ષય કરે છે. આવા સાધકો જ મનુષ્ય ધર્મઆરાધના કરી સંસાર સમુદ્રને તરે છે. આવા પુરુષો જ ધર્મઆરાધનાને યોગ્ય કહેવાય છે.

ટિપ્પણી :– અંતપ્રાંત આહાર એટલે રસકસ વિનાનો લૂખો સૂકકો આહાર. મનુષ્યભવ સિવાય અન્ય ગતિમાં મોક્ષ પ્રાપ્ત થઇ શકતો નથી, પણ સમ્યક્‌દર્શન પ્રાપ્ત થઇ શકે છે જે મોક્ષમાર્ગ છે.

मूलम्- णिट्ठियट्ठा व देवा वा उत्तरीए इयं सुयं ।
सुयं च मेयमेगेसिं अमणुस्सेसु णो तहा ।।१६।।

અર્થ : લોકોત્તર જિન શાસનમાં એવું સાંભળવામાં આવ્યું છે, કે ધર્મઆરાધનને યોગ્ય મનુષ્ય સમ્યક્‌જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તપની આરાધના કરીને કૃતકૃત્ય થઇને મોક્ષગામી થાય છે. કદાચ કોઇ આવા સાધકને કર્મો બાકી હોવાનાં કારણે સુધર્મ વિગેરે વિમાનોમાં દેવપણે ઉત્પન્ન થાય છે. ત્યારબાદ મનુષ્યભવ પામી મોક્ષમાં જાય છે.

मूलम्- अंत करंति दुक्खाणं इहमेगेसिं आहियं ।
आघायं पुण एगेसिं दुल्लभेऽयं समुस्सए ।।१७।।

અર્થ : કોઇ અન્ય મતવાળાનું કહેવું છે કે દેવ જ અશેષ દુઃખનો અંત કરે છે. પણ એવો સંભવ નથી. વીતરાગ કથન છે કે મનુષ્ય જ શારીરિક અને માનસિક દુઃખોનો નાશ કરી શકે છે. તેનાથી ભિન્ન કોઇ અન્ય પ્રાણી તેમ કરી શકતું નથી. કારણ કે અન્ય ગતિમાં વીતરાગ ધર્મ શ્રવણ કરવો પણ દુર્લભ છે. તો પછી મોક્ષ પ્રાપ્ત કરવાની વાત જ ક્યાં રહી?

मूलम्- इओ विद्धंसमाणस्स पुणो संबोहि दुल्लहा ।
दुल्लहाओ तहच्चाओ जे धम्मट्ठे वियागरे ॥१८॥

અર્થ : જે જીવ ધર્મઆરાધના કર્યા વિના મનુષ્ય શરીરથી ભ્રષ્ટ થઇ જાય છે તેને ફરી સમ્યક્ બોધ પ્રાપ્ત થવો દુર્લભ જાણવો. કેમ કે સમ્યક્ દર્શનની પ્રાપ્તિ યોગ્ય આત્માના શુદ્ધ પરિણામ થવા તે અતિ કઠિન છે વળી ધર્મની પ્રાપ્તિને યોગ્ય શુભ લેશ્યાનુ ઉત્પન્ન થવું ઘણુ કઠણુ છે. (અનુકંપા, વિનય, સરળતા, અમત્સર ભાવો વડે મનુષ્યભવ પ્રાપ્ત થાય છે )

मूलम्- जे धम्मं सुद्धमक्खंति पडिपुन्न मणोलिसं ।
अणेलिसस्स जं ठाणं तस्स जम्मकहा कओ ॥१९॥

અર્થ : જે સાધક પૂર્ણ અને સર્વોતમ શુદ્ધ ધર્મની વ્યાખ્યા કરે છે અને તેજ પ્રમાણે સંયમ આચરણુ કરે છે તેજ પુરુષ સર્વ દુઃખોથી રહિત સિદ્ધગતિ રૂપ સ્થાનને પ્રાપ્ત કરે છે. તેથી તેને ફરીથી સંસારમાં જન્મ લેવાની કે તેનું મૃત્યુ થવાની વાતજ કયાં રહી! અર્થાત્ જન્મ-મરણુનો નાશ જ કરે છે.

मूलम्- कओ कयाइ मेहावी उप्पज्जंति तहा गया ।
तहागया अप्पडिन्ना चक्खू लोगस्सणुत्तरा ॥२०॥

અર્થ : આ જગતમાં ફરી નહિ આવવા માટે પાંચમી ગતિરૂપ સિદ્ધ દશાને પ્રાપ્ત થયે જ્ઞાની પુરુષો કયા કારણે જન્મ લઇ આ સંસારમાં ઉત્પન્ન થાય? અર્થાત્ ન થાય કારણ કે આવા જીવો નિદાનરહિત થઇ ગયા છે. દ્રવ્યકર્મ ને ભાવકર્મના અંકુરનો પણ નાશ કરી નાંખ્યો છે તેથી જન્મ ધારણુ કરવાનાં કારણે રહ્યા નથી. તીર્થંકર દેવો, ગણધરો અને મહર્ષિઓ જગતનાં સર્વોતમ નેત્રરૂપ છે.

मूलम्- अणुत्तरे य ठाणे से कासवेण पवेइए ।
जे किच्चा णिव्वुडा एगे निट्ठं पावंति पंडिया ॥२१॥

અર્થ : કાશ્યપ ગોત્રી ભગવાન મહાવીરે પ્રતિપાદિત કરેલ છે કે સર્વ કર્મોનો ક્ષય કરવાનું સ્થાન સંયમ છે. સંયમનું પાલન કરી પાપભીરુ અને બુદ્ધિમાન મુનિ સંસારનાં ચક્રનો અંત કરે છે. આવા મહાપુરુષો કષાયરૂપ અગ્નિને ઓલવી શિતળ થયા છે.

मूलम्- पंडिए वीरियं लद्धुं निग्घा याय पवत्तगं ।
धुणे पुव्वकडं कम्मं णवं वाऽवि णं कुव्वइ ॥२२॥

અર્થ : બુદ્ધિમાન સાધક હોય અને ઉપાદેયનો વિવેક રાખી કર્મનો ક્ષય કરવામાં સમર્થ બને છે વળી પંડિત વીર્યને પ્રાપ્ત કરી જૂના કર્મોનો નાશ કરવાની સાથે નવિન કર્મોનુ બંધન પણુ કરતાં નથી. આથી નવા આયુષ્યનો બંધ અટકી જતાં એ જ ભવમાં મોક્ષગતિ પ્રાપ્ત કરી આત્માના અનંત સિદ્ધત્વરૂપી સુખોને પ્રાપ્ત કરે છે.

मूलम्- ण कुव्वती महावीरे अणुपुव्वकडं रयं ।
रयसा संमुही भूया कम्मं हेच्चाण जं मयं ॥२३॥

અર્થ : જેમ અન્ય મનુષ્યો પૂર્વકૃત પાપનાં ઉદયથી તથા મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને અશુભ ભોગ દ્વારા નવા કર્મોનાં બંધન કરે છે તેવા કર્મો સમર્થ સાધકો કરતાં નથી. કર્મોને વિદારણ કરવામાં અને નવા કર્મોનાં બંધન નહિ થવામાં સંયમ પાલન શ્રેષ્ઠ છે. તપશ્ચર્યાથી પૂર્વકર્મનો ક્ષય કરી શકાય છે એમ જાણી ઉપયોગવંત સાધકે આશ્રવ દ્વારને પ્રથમ રોકી—આત્માના શુદ્ધ ઉપયોગરૂપ સયમ પાલનમાં વિચરવું.

मूलम्- जं मयं सव्वसाहूणं तं मयं सल्लकत्तणं ।
साहइत्ताणं तं तिन्ना देवा वा अभविसु ते ॥२४॥

અર્થ : સયમનુ પાલન કરી ઘણાં જીવો શલ્યનું છેદન કરી સંસાર સાગરને તરી ગયા છે. સયમ ત્રણ શલ્ય (મિથ્યાત્વ, કપટ, નિદાન) ને છેદનારુ છે સંયમ પાલન કરતાં શેષકર્મ રહી જવાના કારણે એટલે આત્માનો શુદ્ધ ઉપયોગ નહિ કરવાના કારણે આવા સાધકો વૈમાનિક દેવોમા ઉત્પન્ન થઇ ત્યાંથી ચ્યવી મનુષ્યભવમા આવી પુરુષાર્થ કરી મોક્ષગતિને પ્રાપ્ત કરે છે.

मूलम्- अभविसु पुरा वीरा आगमिस्सा वि सुव्वया ।
दुन्निबोहस्स मग्गस्स अंतं पाउकरा तिन्ने ॥ त्तिबेमि ॥२५॥

અર્થ : ભૂતકાળમાં ઘણા વીરપુરુષો કર્મનુ વિદારણ કરવામા સમર્થ થઇ ગયા ભવિષ્યમાં પણ સર્વવિરતિ રૂપ મુનિઓ મોક્ષને પામશે વર્તમાન કાળે પણ ઘણાં મુનિઓ છે કે જે મહાવિદેહ ક્ષેત્રમા સિદ્ધ થશે સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચરિત્રની આરાધનાથી ઘણા જીવો ભૂતકાળમાં મોક્ષ પામ્યા છે વર્તમાનમાં પામે છે. ભાવિમાં પણ પામશે. (સમ્યક્ જ્ઞાન દર્શન—ચરિત્ર એટલે આત્માનો એક અશરૂપ શુદ્ધ ઉપયોગ. આ ઉપયોગ જેમ જેમ આત્મામાં ઠરે તેમ તેમ ચારિત્ર્યની વૃદ્ધિ થઇ આત્મરમણતા વૃદ્ધિને પામે.)

**૧૫ મું અધ્યયન સમાપ્ત**



# ૧૬ મું અધ્યયન (ગાથાનામ)

**પૂર્વભૂમિકા** :– આ સોળમાં અધ્યયનનો સંબંધ અગાઉના અધ્યયનમાં રહેલા અધિકારો સાથે જણાવાશે. પૂર્વોકત અધ્યયનોમાં વિધિનિષેધ બતાવેલ છે. તે વિધાન અનુસાર જે કોઇ પુરુષ આચરણ કરે તો તે સાધુ સાધક કે મુનિ બની શકે છે

(૧) પ્રથમ અધ્યયનમાં સ્વસમય એટલે સ્વશાસ્ત્ર અને પરસમય એટલે પરશાસ્ત્રોનાં જ્ઞાનથી જીવો સમ્યક્ત્વ ગુણથી યુકત થાય છે

(૨) બીજા અધ્યયનમાં કર્મનું વિદારણ કરવાવાળા જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય આદિથી આઠ પ્રકારનાં કર્મોનો ક્ષય કરનાર જીવ સાધુ બને છે.

(૩) ત્રીજા અધ્યયનમાં અનુકૂળ અને પ્રતિકૂળ ઉપસર્ગો સમભાવે સહન કરનાર પુરુષ સાધુ બની આત્મ કલ્યાણ સાધી શકે છે.

(૪) ચોથા અધ્યયનમાં સ્ત્રી (વિકાર) પરિસહનાં દુઃખને જીતવાવાળો જ સાધુ બની સંસાર પરિભ્રમણનાં દુઃખોનો અંત લાવી શકે છે.

(૫) પાંચમા અધ્યયનમાં એવી પ્રરૂપણા કરવામાં આવી છે કે નરકના દુઃખોને સાંભળી નરકમાં લઇ જવાવાળા અશુભ કર્મોનો જે ત્યાગ કરી દે છે તે જ સાધુ છે.

(૬) છઠ્ઠા અધ્યયનમાં ભગવંત મહાવીરને અનેક ઉપમા આપી અને સ્તુતિ કરવામાં આવેલ છે.

(૭) સાતમા અધ્યયનમાં કુશીલનાં દોષો જાણી તેનો ત્યાગ કરી, સુશીલ સાધુની પાસે રહીને તેમની સેવા કરતાં તેમની પાસેથી શિક્ષા ગ્રહણ કરતાં કુશીલનાં દોષો નાશ પામે છે અને સુશીલ થઇ શકાય છે માટે સાધકે સુસાધુનાં સમાગમમાં રહેવું યોગ્ય છે

(૮) આઠમાં અધ્યયનમાં મોક્ષાર્થી પુરુષોએ બાલવીર્યનો ત્યાગ કરી પંડિત વીર્ય મેળવવા ઉદ્યમવંત થવુ અપ્રમત ભાવે સયમ પાલન કરી આત્મરમણતા રૂપ ચારિત્ર્ય પ્રગટ કરવું

(૯) નવમા અધ્યયનમાં એ પ્રકારે વર્ણન કરેલ છે કે શાસ્ત્રમાં કહેલ ક્ષમા આદિ દશ પ્રકારનાં ધર્મોનું યથાવત પાલન કરતાં થકા જીવો સસારમાંથી મુકત થઈ શકે છે.

(૧૦) દશમાં અધ્યયનમાં સંપૂર્ણ સમાધિયુકત પુરુષ મોક્ષને લાયક બની શકે છે.

(૧૧) અગિયારમા અધ્યયનમાં એવુ પ્રતિપાદિત કરેલ છે કે સમ્યકદર્શક, જ્ઞાન તથા ચારિત્ર્યરૂપ ઉત્તમ માર્ગને પ્રાપ્ત થયેલ સાધક સર્વ કલેશોનો નાશ કરે છે.

(૧૨) બારમા અધ્યયનમાં એવુ જણાવવામાં આવ્યું છે કે અન્ય તીર્થીઓનાં ગુણદોષનો વિચાર કરવાથી તેઓનાં સાવદ્ય અનુષ્ઠાનો સંસાર પરિભ્રમણ કરાવે છે. એમ જીવને શ્રદ્ધા થાય છે તેથી વીતરાગી દર્શન વિરુદ્ધનાં એટલે પરસમયનાં શાસ્ત્રોમાં શ્રદ્ધા નહિ કરતાં વીતરાગ પરિણીત શાસ્ત્રો (સ્વસમય)માં સ્થિર થવાથી જન્મ મરણનો ચકાવો નાશ પામે છે.

(૧૩) તેરમા અધ્યયનમાં પ્રતિપાદન કરવામાં આવે છે કે જે સાધુ પોતાના શિષ્યોના ગુણ અને દોષોને જાણી શકે તેમ જ પોતે સ્વયં સદ્દગુણોમાં રહી શકે. તેવા જ સાધુ આત્મ-કલ્યાણ સાધી શકે છે

(૧૪) ચૌદમા અધ્યયનમાં વર્ણન કરવામાં આવ્યું છે કે જેમનુ ચિત્ત પ્રશસ્ત ભાવો અને લેશ્યાઓથી યુકત હોય તથા આત્મકલ્યાણ રૂપ નિશ્ચયપણે જ્ઞાન-દર્શન-ચારિત્ર્યની એકતારૂપ અનુભવ કરતો હોય તે જ સાધક અશાંતિ રહિત બની, શકે છે.

(૧૫) પંદરમા અધ્યયનમાં બતાવેલ સર્વ અર્થોનો એવો ઉપદેશ છે કે અર્થ અને ભાવોને આચરણમાં મૂકવાથી સાધક, મુનિ બની, મોક્ષ સાધવાવાળો થાય અને દીર્ઘ ચારિત્ર્યવાળો બને

આ પ્રમાણે પૂર્વોકત પદર અધ્યયનોમાં જે જે વિષયનુ વિસ્તારપૂર્વક પ્રતિપાદન કરવામાં આવ્યુ છે એ જ પ્રતિપાદન અહીંયા 'ગાથા' નામનાં સોળમા અધ્યયનમાં સંક્ષિપ્તથી કહેવામાં આવશે સાધુધર્મ આરંભ અને પરિગ્રહ રહિતનો છે તે ઉપરાંત ક્ષમા આદિ દશ પ્રકારનો ધર્મ વર્ણવેલ છે તેનુ પણ યથાતથ્ય પાલન કરવાનુ કહે છે (આ દશ ધર્મો ગ્રહસ્થને પણ અમુક અશે અમલમાં મૂકવાના રહે છે) તે ઉપરથી કયા સાધકને 'ભિક્ષુક' શ્રમણ, માહણ કે નિર્ગ્રંથ કહી શકાય તે સુયગડાંગ સૂત્રનાં બીજા શ્રુત સ્કધમાં હવે પછી સક્ષિપ્તમાં કહેવામાં આવે છે

मूलम्- अहाह भगवं एवं से दंते दविए वोसट्ठकाएत्ति वच्चे माहणेत्ति वा १ समणेत्ति वा २ भिक्खुत्ति वा ३ णिग्गंथे त्ति वा ४ पडिआह भंते । कहं नु दंते दविए वोसट्ठकाएत्ति वच्चे माहणेत्ति वा समणेत्ति वा भिक्खूत्ति वा णिग्गंथेति वा ? तं नो बूही महामुणी ! ।। इतिविरए सव्वपावकम्मेहिं पिज्जदोसकलह० अब्भक्खाण० पेसुन्न० परपरिवाय० अरतिरति० मायामोस० मिच्छादंसण सल्लविरए सहिए समिए सया जए, णो कुज्झे, णो माणी, माहणेत्ति वच्चे ।।१।।

અર્થ : શ્રમણ ભગવાન મહાવીરે ઉપદેશ્યુ છે કે જે પુરુષ ઇન્દ્રિયનુ દમન કરનાર, મોક્ષનો અભિલાષી મમત્વનો ત્યાગ કરનાર સાધક હોય તેને માહણ, શ્રમણ, ભિક્ષુક તથા નિર્ગ્રંથ કહેવાય છે, ત્યારે શિષ્યે પ્રશ્ન કર્યો કે "હે પૂજ્ય! આ ચારેય નામવાળા સાધકોનાં ગુણ ભિન્ન ભિન્ન કરી બતાવો. પ્રસગના પ્રત્યુત્તરમા ભગવાન ફરમાવે છે કે અઢાર પાપસ્થાનકોથી જે પુરુષો નિવૃત્ત થયા હોય, આઠ પ્રવચન માતારૂપ સદ્વર્તનથી યુકત હોય, સમ્યક્જ્ઞાન આદિ પ્રાપ્ત કરેલ હોય, અક્રોધી તથા અભિમાનરહિત હોય તે સાધુને 'માહણ' કહેવાય છે 'દ્રવ' નો અર્થ સંયમ છે જે ઇન્દ્રિય અને મનને દમન કરે છે તે 'દ્રવીક' કહેવાય છે જેણે સ્નાન વિગેરે શારીરિક સસ્કારોનો ત્યાગ કર્યો છે તે 'વ્યુતશ્રુષ્ટ કાય' કહેવાય છે. ત્રસ અને સ્થાવર જીવોને જે ન હણે તેઓ 'માહણ' કહેવાય છે નવ વાડ વિશુદ્ધ જે બ્રહ્મચર્યને ધારણ કરે તે 'બ્રાહ્મણ' કહેવાય છે બાર પ્રકારની તપશ્ચર્યા કરે તે 'શ્રમણ' કહેવાય છે.

मूलम्- एत्थवि समणे अणिस्सिए, अणियाणे, आदाणं च, अतिवायं च, मुसावायं च, बहिद्धं च, कोहं च, माणं च, मायं च, लोहं च, पिज्जं च, दोसं च, इच्चेव जओ जओ आदाणं अप्पणो पदोसहेऊ तओ तओ आदाणातो पुव्वं पडिविरते पाणाइवाया सिआ दंते, दविए वोसट्ठकाए समणोत्ति वच्चे ॥२॥

અર્થ : વળી ઉપરોકત સર્વ ગુણો સહિત શરીરનાં મમત્વરહિત સાંસારિક સુખોની ઈચ્છારહિત તેમજ અઢાર પ્રકારનાં પાપો ગણાવ્યા છે કે જે કર્મબંધનનાં હેતુઓ છે તે દોષોથી જે સાધક નિવૃત્ત હોય તે 'શ્રમણ' કહેવાય છે. તદ્ઉપરાંત જે સાધક અપ્રતિબંધ વિહારી તેમજ ક્રિયાની ફળાકાંક્ષા રહિત હોય, તેમજ ઈન્દ્રિયોને દમન કરવાવાળો હોય, વળી શરીરની દરેક પ્રકારની સુશ્રુષતાથી રહિત હોય, હેય-જ્ઞેય અને ઉપાદેયના તત્ત્વનુ જેને યથાયોગ્ય જ્ઞાન વર્તતું હોય તે જ 'શ્રમણ' કહી શકાય.

मूलम्- एत्थ वि भिक्खू अणुन्नए विणीए नामए दंते दविए वोसट्ठकाए संविधुणीय विरूवरूवे परीसहोवसग्गे अज्झप्पजोग सुद्धादाणे उवट्ठिए ठिअप्पा संखाए परदत्तभोई भिक्खू त्ति वच्चे ॥३॥

અર્થ : જે પુરુષ નિર્વદ્ય ભિક્ષા-ગ્રહણ કરે છે તે ભિક્ષુક કહેવાય છે. આઠ પ્રકારનાં કર્મોને ભેદવામાં જે ઉદ્યમવંત છે તે પણ ભિક્ષુક છે. પૂર્વોકત સર્વ ગુણો સહિત 'માહણ' અને 'શ્રમણ'નાં જે જે ગુણો કહ્યા તે સર્વગુણો અભિમાન રહિત, વિનયયુકત, નમ્રતાવાળા, જિતેન્દ્રિય, મોક્ષને યોગ્ય, શરીરના મમત્વરહિત હોય તે જ ભિક્ષુક કહેવાય છે વળી વિવિધ પ્રકારનાં ઉપસર્ગોને સમભાવે સહન કરનાર હોય તે પણ ભિક્ષુક છે. નિર્મળ, શુદ્ધ, ચરિત્રવાન અને આત્મોપયોગી સાધક 'ભિક્ષુક' કહેવાય. તેમ જ સંસારને અસાર જાણનાર અન્ય પાસેથી પ્રાપ્ત થયેલી નિર્દોષ આહારને ભોગવનાર એવા આચારવાળા સાધુને 'ભિક્ષુક' કહેવાય છે.

मूलम्- एत्थवि णिग्गंथे एगे एगविऊ बुद्धे संछिन्नसोए सुसंजते सुसमिते सुसामाइए आयवायपत्ते विऊ दुहओवि सोयपलिच्छिन्ने णो पूयासक्कारलाभट्ठी धम्मट्ठी धम्मविऊ णियागपडिवन्ने समियं चरे दंते दविए वोसट्ठकाए निग्गंथे त्ति वच्चे ॥४॥ से एवमेव जाणह जमहं भयंतारो ॥ त्तिबेमि ॥ इति सोलसमं गाहानामज्झयणं समत्तं ॥ पढमो सुअक्खंधो समत्तो ॥

અર્થ : ઉપરોકત ગુણવાળો સાધક એટલે મુનિ નિગ્રંથ પણ કહેવાય છે જે બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી રહિત હોય તે નિગ્રંથ છે. ઉપર પ્રદર્શિત કરેલ ભિક્ષુકનાં જે જે ગુણો તેમ જ શ્રમણનાં જે જે અવિર્ભાવો વર્ણવ્યા છે તે અવિર્ભાવો નિગ્રંથમાં પણ હોય છે. આ ઉપરાંત વિશેષમાં નિગ્રંથ રાગદ્વેષ રહિત અવસ્થામાં વિચરનારા હોય છે. ગતિ અને આગતિમાં જીવ એકલો જ ગમન અને આવાગમન કરે છે. તેનું યોગ્ય જાણપણું નિગ્રંથને હોય છે. વળી સમસ્ત પદાર્થો અને તેનાં ગુણો તેમ જ ગુણોની સમય સમયની ત્રણેય કાળની અવસ્થા જાણનાર નિગ્રંથો હોય છે. વ્યવહારિક નયે આશ્રવ દ્વારોને નિગ્રંથો રોકે છે. એમ કહેવાય આવા નિગ્રંથો કોઇ પ્રકારનાં પ્રયોજન વિનાં શરીરની ક્રિયા કરનારા હોતા નથી. આવા

નિગ્રંથોની ઇન્દ્રિયો અને મન સદા સ્વવશ જ હોય છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ-યુક્ત રહી સદા આત્મઉપયોગવંત જ નિગ્રંથો રહે છે. આવા નિગ્રંથોને શત્રુ કે મિત્રમાં કોઇ જાતનો ભેદભાવ-હોતો નથી. નિગ્રથો આત્મ-સ્વરૂપને યથાર્થપણે ઓળખનાર હોય છે. સંસારનું દ્રવ્ય અને ભાવથી છેદન કરનારા આવા નિગ્રથો જ હોય છે. આવા નિગ્રથો પૂજા સત્કારની ઇચ્છારહિત જ થયેલા હોય છે. નિગ્રંથો સદાય મોક્ષમાર્ગને સન્મુખ થયેલાં હોય છે આવા સમસ્ત ગુણોથી યુકત અને યથાખ્યાત ચારિત્રમાં વૃદ્ધિ કરવાવાળા મુનિઓ જ 'નિગ્રથ' કહેવાય છે.

આ પ્રમાણે સર્વ પ્રાણીઓને મન, વચન-કાયાથી નવ નવ કોટીએ નહિ હણનાર 'માહણ' કહેવાય છે કષાયથી વિરકત થવાની ભાવનાવાળા તેમજ વિષયોની આસકિત જેમાંથી ઉડી ગઇ છે તેઓ જ શ્રમણને યોગ્ય છે. નિર્દોષ આહારને ગ્રહણ કરી સંયમને યથાર્થ પાલન કરવાવાળા સાધકને ભિક્ષુક કહેવાય. જે દ્રવ્ય અને ભાવથી એકાકી છે. દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયથી આત્માની શુદ્ધતા અશુદ્ધતાને જાણે છે જેને બન્ને નયનું યથાર્થ જ્ઞાન, સપ્રમાણ વર્તી રહ્યું છે તેવા સાધક મુનિ 'નિગ્રંથ' કહેવાય છે.

ઉપર પ્રમાણે સાધકોનાં પ્રકારનું પ્રતિપાદન કરી ઉપસંહાર કરતાં થકા સુધર્મા સ્વામી જંબુસ્વામી વિગેરે શિષ્યવર્ગને કહે છે કે મેં જે પ્રતિપાદન કર્યું છે તેને તેજ પ્રમાણે સમજો આ સંબંધમાં જરા પણ સંશય કે વિપર્યાસપણું કરવું યોગ્ય નથી. મેં આ સઘળું ભગવાનના સ્વયંમુખથી સાંભળ્યું છે. તે હું તમને કહું છું.

આ પ્રમાણે પ્રથમ 'શ્રુત સ્કંધ' સમાપ્ત થયું.



# सूत्र कृतांग सूत्रम्

## બીજો શ્રી શ્રુતસ્કંધ – પ્રથમ અધ્યયન

## પુંડરિક

**પૂર્વભૂમિકા :–** પહેલા શ્રૂતસ્કંધમાં સંક્ષિપ્તથી જે અર્થોનુ નિરૂપણુ કરવામાં આવ્યું છે એજ અર્થ આ બીજા શ્રૂતસ્કંધમાં યુક્તિપૂર્વક અને વિસ્તારથી દૃષ્ટાંત દ્વારા કહેવામાં આવશે. બીજા શ્રૂતસ્કંધમાં સરળપણે અગાઉનાં વિષયોને સમજાવવામાં આવશે. તેથી બન્ને શ્રૂતસ્કંધોનો વિષય સરખો જ છે. ફરક એટલો જ છે કે પહેલા સ્કંધમાં સંક્ષિપ્તથી વર્ણન કર્યું છે. અહિં બીજા સ્કંધમાં વિસ્તારપૂર્વક નિરૂપણુ કરેલ છે. આ બીજા શ્રૂતસ્કંધમાં સાત અધ્યયન છે (૧) પુંડરીક (૨) ક્રિયાસ્થાન (૩) આહાર પરિજ્ઞા (૪) પ્રત્યાખ્યાન (૫) અણુગાર શ્રૂત (૬) આર્દ્રક (૭) નાલંદા.

પહેલાં શ્રૂતસ્કંધની અપેક્ષાએ આ શ્રૂતસ્કંધ મોટું હોવાથી આનું નામ 'મહા અધ્યયન' રાખવામાં આવ્યુ છે. પહેલા અધ્યયનનું નામ 'પુંડરીક' એટલે કમળ એ પ્રમાણે રાખવામાં આવ્યું છે. કારણુ કે કમળની ઉપમા આપીને જીવોની રૂચિ ધર્મમાં ઉત્પન્ન કરવા માટે મહા-પુરુષોનો પ્રયત્ન છે. જેમ કમળ કાદવમાંથી ઉત્પન્ન થયુ છે, છતાં કાદવથી મુક્ત રહે છે તેમ આ જીવ સંસારની મલિન વસ્તુમાંથી ઉત્પન્ન થયેલ છે છતાં સર્વ વિષયભોગોથી નિવૃત્ત થઇ સંસારથી મુક્ત રહી શકે છે એવું જીવને યથાયોગ્ય જ્ઞાન આપવા માટે જ્ઞાનીઓએ આ બીજા શ્રૂતસ્કંધની રચના કરી છે

मूलम्- सुयं मे आउसं तेण भगवया एवमक्खायं इह खलु पोंडरीए णामज्झयणे तस्स णं अयमट्ठे पण्णत्ते- से जहा नामए पुक्खरिणी सिया बहुउदगा बहुसेया, बहुपुक्खला, लद्धट्ठा पुंडरिकिणी पासादिया दरिसणिया अभिरूवा, पडिरूवा। तीसे णं पुक्खरिणीए तत्थ तत्थ देसे देसे तहिं तहिं बहवे पउमवरपोंडिरीया, बुइया, अणुपुव्वुट्ठिया ऊसिया रूइला वण्णमंता गंधमंता रसमंता फासमंता पासादीया दरिसणिया अभिरूवा, पडिरूवा। तीसेणं पुक्खरिणीए बहुमज्झदेसभाए एगे महं पउमवरपोंडरीए बुइए, अणुपुव्वुट्ठिए उस्सिते रूइले वन्नमंते गंधमंते रसमंते फासमंते पासादीए, जाव पडिरूवे। सव्वावंति च णं तीसे पुक्खरिणीए तत्थ तत्थ देसे देसे तहिं तहिं बहवे पउमवरपोंडरीया बुइया अणुपुव्वुट्ठिया उसिया, रुइला जाव पडिरूवा। सव्वावंति च णं तीसेणं पुक्खरिणीए बहुमज्झदेसभाए एगं महं पउमवरपोंडरीए बुइए अणुपुव्वुट्ठिए जाव पडिरूवे ॥१॥

અર્થ : શ્રી સુધર્માસ્વામી પોતાના શિષ્ય જંબુસ્વામીને કહે છે કે હે જંબુ! ભગવાન મહાવીરે 'પુંડરીક' નામનાં અધ્યયનનાં જે અર્થ કરેલ છે તે હું તને કહું છું. જેમ કોઈ એક ઘણા પાણીવાળી તથા કીચડવાળી, યથાર્થ ગુણવાળી શ્વેત કમળોથી યુક્ત, નિર્મળ દર્શનીય અને

મનોહર એવી 'પુષ્કરણીય' નામે એક વાવ છે. આ પુષ્કરણીય વાવના દરેક ભાગમાં ઉત્તમ-વર્ણવાળા સુશોભિત, સુગંધી, કોમળ સ્પર્શવાળા ચિત્તને પ્રસન્ન કરવાવાળા ઘણાં પદ્મકમળો પાણી ઉપર પથરાયલાં છે. વળી એ પુષ્કરણીયનાં મધ્યભાગમાં એક સર્વેક મોટું પુંડરીક કમળ આવી રહેલુ છે. આ સૌથી મોટું કમળ મનોહર ચિત્તને ગમે તેવું, ઉત્તમ વર્ણ, ગધ અને સ્પર્શયુકત છે તે સર્વ કમળોમાં સર્વોત્તમ છે વળી સૌથી મોટું છે. તેની રચના ઘણી જ સુંદર અને સુશોભિત છે આ પુષ્કરિણીમાં ચારે દિશાઓમાં અને વિદિશાઓમાં ઉપર્યુકત ગુણોથી યુકત કમળો ઉગેલા છે. તે સર્વની મધ્યમાં એક ઉત્તમ મોટું શ્વેત કમળ શોભી રહેલ છે, જે સુંદર રચનાથી યુકત છે પૂર્વ વર્ણિત ગુણોથી સુશોભિત અને મનોહર છે

मूलम्- अह पुरिसे पुरित्थिमाओ दिसाओ आगम्म तं पुक्खरिणी तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवर पोंडरीयं अणुपुव्वुट्ठियं ऊसियं जाव पडिरूवं । तए णं से पुरिसे एवं वयासी–अहमंसि पुरिसे खेयन्ने कुसले पंडिते वियत्ते मेहावी अबाले मग्गत्थे मग्गविऊ मग्गस गति परक्कमण्णू । अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि त्ति कट्टु इति बुया से पुरिसे अभिक्कमेति तं पुक्खरिरिंणि, जावं जावं च णं अभिक्कमेइ तावं तावं च णं महंते उदए, महंते सेए, पहीणे तीरं अपत्ते पउमवर पोंडरीयं णो हव्वाए णो पाराए, अंतरा पोक्खरिणीए सेयंसि निसण्णे पढमे पुरिसजाए ॥२॥

પુષ્કરિણીમાંથી ઉત્તમ કમળને બહાર લાવવા ઇચ્છનાર ચાર પુરુષો :–

અર્થ : તે પુષ્કરણી વાવ પાસે પૂર્વ દિશામાંથી એક પુરુષ આવીને પુષ્કરણીને કાંઠે ઊભો રહી ઉપરોકત ગુણથી જેનુ વર્ણન થઇ રહ્યુ છે એવુ શ્વેત પુંડરીક કમળને જોઇ વિચાર કરે છે, કે હુ અવસરને જાણવાવાળો છુ. હિતાહિતનો વિચાર કરવાવાળો છુ, અભિષ્ઠ સિદ્ધિનો જાણકાર છુ. કમળ આગળ કેવી રીતે જાઉ તે માર્ગનો હુ જાણવાવાળો છું. વળી તે માર્ગની ગતિને ઝડપથી પકડવાવાળો છુ હું જ્ઞાની છુ તેથી વાવડીનાં મધ્યભાગમાં આવેલું શ્રેષ્ઠ અને ગુણવિશિષ્ઠ એવા ઉત્તમ કમળને હુ જરૂર વાવડીમાથી બહાર કાઢીશ એમ વિચારી વાવડીમાં પ્રવેશ કરે છે જેમ જેમ વાવડીમાં આગળ વધે છે તેમ તેમ પાણી અને કિચડની ઊંડાઇ વધતી જાય છે તેથી તે માણસ વાવડીનાં ભાગમાં કાદવમાં ફસાઇ જાય છે વાવડીનાં કાંઠેથી પણ દૂર નીકળી ગયો હોઇ કાંઠે પણ પાછો વળી શકતો નથી વાવડીમાં ફસાઇ જવાથી તે પુરુષ મહાન કષ્ટને પામે છે અને દુ.ખી દુઃખી થઇ જાય છે. આ પ્રથમ પુરુષની વાત થઇ–

मूलम्- अहावरे दोच्चे पुरिसजाए, अह पुरिसे दक्खिणाओ दिसाओ आगम्म तं पुक्खरिणी, तीसे पुक्खरिणीए तीरे ट्ठिच्चा पासति तं महं एगं पउमवरपोंडरीयं अणुपुव्वुट्ठियं पासादीयं जाव पडिरूवं । तं च एत्थ एगं पुरिसजातं पासति पहीणतीरं अपत्त पउमवरपोंडरीयं णो हव्वाए णो पाराए अंतरा पोक्खरिणीए सेयंसि निसन्ने, तए णं से पुरिसे तं

पुरिसं एवं वयासी–अहो णं इमे पुरिसे अखेयन्ने, अकुसले, अपंडिए, अवियत्ते, अमेहावी बाले, णो मग्गत्थे, णो मग्गविऊ, णो मग्गस्स गतिपरक्कमण्णू जन्नं एस पुरिसे, अहं खेयन्ने कुसले जाव पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि । णो य खलु एयं पउमवरपोंडरीयं एवं उन्निक्खेयव्वं जहा णं एस पुरिसे मन्ने । अहमंसि पुरिसे खेयन्ने कुसले पंडिए वियत्ते मेहावी अबाले मग्गत्थे मग्गविऊ मग्गस्स गतिपरक्कमण्णू अहमेयं पउमवरपोडरीयं उन्निक्खस्सामि त्तिकट्टु इति वच्चा से पुरिसे अभिक्कमेइ तं पुक्खिरिणीं, जावं जाव च णं अभिक्कमेइ तावं तावं च णं महंते उदए, महंते सेए, पहीणे तीरं, अपत्ते पउमवर पोंडरीयं, णो हव्वाए, पो पाराए अंतरा पोक्खिरिणीए सेयंसि णिसन्ने दोच्चे पुरिसजाते ।।३।।

અર્થ : હવે તેવા પ્રકારે બીજો પુરુષ દક્ષિણ દિશામાંથી આવે છે તે ઉપર વર્ણવેલ પુષ્કરણી વાવને કાંઠે આવી ઊભો રહે છે. તે કાંઠે ઊભો રહીને વાવડીનાં મધ્યભાગમાં જે સર્વોત્તમ અને સર્વથી ઊંચુ રહેલું એવું 'પુંડરીક' કમળ જુએ છે વળી તે કમળને ગ્રહણ કરવા માટે જે પહેલો પુરુષ નિકળ્યો હતો તેને પણ વાવનાં કિચડમાં ફસાયેલો જોઈ રહ્યો છે તે પુરુષને દેખીને આ પુરુષ વિચારે છે કે કમળ લેવા નિકળેલો પેલો પુરુષ કમળ નજીક આવ્યો નથી વળી કાદવમાં ફસાઈ ગયેલ છે. એમ જાણી તે પુરુષને સંબોધીને કહે છે કે, હે માનવ! તું અજ્ઞાન છે, અકુશળ છે, મૂર્ખ અને અવિવેકી છે વળી માર્ગનો અજાણ છે માર્ગને કેમ કાપવો તે તું જાણતો નથી. તારી માન્યતા પ્રમાણે આ શ્વેત કમળને ગ્રહણ કરી શકાય નહિ, પણ હું માર્ગનો જાણનાર છું. હિતાહિતનો વિચારક છું. વિવેકી અને બુદ્ધિશાળી છું વળી માર્ગનો જાણકાર હોવાથી હું વિશિષ્ઠ ગુણવાળા આ સર્વોત્તમ કમળને લઈ બહાર નીકળીશ. એમ બોલી વાવડીમાં ઝંપલાવે છે. જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ પાણી અને કિચડ અધિકને અધિક આવતાં તે કમળ પાસે પહોંચતા પહેલાં જ વાવડીનાં મધ્યભાગમાં ખૂંચી જાય છે આ પુરૂષ નથી પહોચતો કમળ આગળ કે નથી પાછો પહોંચનો કાંઠે! તે કીચડમાં પહોંચીને મહાદુઃખને અનુભવી રહ્યો છે

मूलम्- अहावरे तच्चे पुरिसजाते, अह पुरिसे पच्चत्थिमाओ दिसाओ आगम्म तं पुक्खरिणीं, तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं एगं महं पउमवरपोंडरीयं अणुपुव्वठ्ठीयं जाव पडिरूवं । ते तत्थ दोन्नि पुरिसजाते पासति पहिणे तीरं, अपत्ते पउमवर पोडरीयं, णो हव्वाए, णो पाराए जाव सेयंसि णिसन्ने । तए णं से पुरिसे एवंवयासी-अहो णं इमे पुरिसा अखेयन्ना, अकुसला, अपंडिया, अवियत्ता, अमेहावी बाला णो मग्गत्था, णो मग्गविऊ, णो मग्गस्स गति परक्कमण्णू, जं णं एते पुरिसा एव मन्ने । अम्हं एत्तं पउमवर पोडरीयं अन्निक्खिस्सामो, नो खलु एयं पउमवरपोंडरीयं एवं उन्निक्खेयव्वं-जहा णं एए पुरिसा मन्ने । अहमंसि पुरिसे खेयन्ने, कुसले, पंडिए, वियत्ते, मेहावी,

अबाले मग्गत्थे, मग्गविऊ, मग्गस्स गतिपरक्कमण्णू, अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि त्तिकट्टु इति वुच्चा से पुरिसे अभिक्कमे तं पुक्खरिणीं, जावं जावं च णं अभिक्कमेइ तावं तावं च णं महंते उदए, महंते सेए, जाव अंतरा पोक्खरिणीए सेयंसि णिसन्ने, तच्चे पुरिसजाए ॥४॥

અર્થ : હવે આવી રીતે પશ્ચિમ દિશામાંથી ત્રીજો પુરૂષ આવીને પુષ્કરણી વાવડીનાં કાંઠે આવીને ઉભો રહે છે આ માણસ ઉત્તમ પુંડરીક કમળને જૂએ છે. વળી આ ત્રીજો પુરૂષ તે વાવડીનાં મધ્ય ભાગમાં આવેલા કિચડ અને કાદવમાં ફસાયેલા બે પુરૂષોને જૂએ છે કે જેઓ કિનારાથી બહુ દૂર નીકળી ગયા છે અને પુંડરીક કમળ સુધી પણ પહોંચી શકયા નથી તેઓ નથી અહિયાના રહ્યા કે નથી ત્યાંનાં રહ્યા ! આ બન્ને પુરૂષોને જોઇ ત્રીજો પુરૂષ વિચારે છે કે આ બન્ને માનવો અકુશળ અને સમજણ વિનાનાં છે. બાળકનાં જેવી જ તેમની બુદ્ધિ છે તેથી તેઓ તે માર્ગને ગ્રહણ કરી શકયા નથી. હુ આ કમળને ઉખેડવાનો કિમિયો જાણું છુ. વળી આ માર્ગનો માહિતગાર છું એમ વિચારી તે ત્રીજો પુરૂષ વાવડીમાં ઝપલાવે છે. વાવડીમાં કાદવનુ અધિકપણું હોવાથી તથા તરવાનું જ્ઞાન ન હોવાથી તે પુરૂષ પણ અગાઉનાં પુરૂષોની માફક ખૂચી ગયો, અને શોકસાગરમાં ડૂબી ગયો.

मूलम्- अहावरे चउत्थे पुरिसजाए, अह पुरिसे उत्तराओ दिसाओ आगम्म तं पुक्खरिणीं, तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासति तं महं एगं पउमवर पोंडरीयं अणुपुव्वुट्ठियं जाव पडिरूव । ते तत्थ तिन्नि पुरिसजाते पासति–पहिणे वीरं अपत्ते जाव सेयंसि णिसन्ने । तए णं से पुरिसे एवं वयासी-अहो-णं इमे पुरिसा अखेयन्ना जाव णो मग्गस्स गतिपरक्कमण्णू जण्णं एते पुरिसा एवं मन्ने–अम्हे एतं पउमवरपोडरीयं उनिकिखस्सामो, णो य खलु एवं पउमवरपोडरीयं एवं अन्निक्खेयव्वं जहा णं एते पुरिसा मन्ने। अहमंसि पुरिसे खेयन्ने जाव मग्गस्स गतिपरक्कमण्णू, अहमेयं पउमवरपोडरीय उन्निक्खिस्सामि त्तिकट्टु, इति वुच्चा से पुरिसे तं पुक्खरिणी जावं जावं च णं अभिक्कमेइ तावं तावं च णं महंते उदए महंते सेए जाव णिसन्ने । चउत्थे पुरिसजाए ॥५॥

અર્થ : હવે ચોથા પુરૂષની અહિ વાત કહેવામા આવે છે આ ચોથો પુરૂષ ઉત્તર દિશામાંથી આવી વાવડી નજીક ઉભો રહ્યો. કાંઠે ઉભો રહીને આ ઉત્તમ અને વિલક્ષણ પ્રકારની રચનાથી યુકત એવા દર્શનીય અને મનોહર પુંડરીક કમળને વાવની વચ્ચે આવેલું જૂએ છે વળી તે કમળને ગ્રહણ કરવા નિકળેલા ત્રણ પુરૂષને પણ જૂએ છે આ ત્રણ માનવીઓ માર્ગનાં અજાણ હોવાથી પોતાની ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરી શકયા નથી. હુ આ માર્ગનો તેમ જ ગ્રહણ કરવાની વિધીનો પારગત હોઇ તે પુંડરીક કમળને મૂળમાથી ઉખેડી જરૂર લાવીશ આ પુરૂષ વાવમાં ઝપલાવતાં જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેને કાદવ કીચડનો સામનો કરવો પડે છે. તેથી તે પણ અસમર્થ નિવડવાથી કાદવમાં ખૂંચી જઇ મહાન દુઃખ અનુભવે છે.

मूलम्- अह भिक्खू लूहे तीरट्ठी खेयन्ने जाव गतिपरक्कमण्णू अन्नतराओ दिसाओ वा अणुदिसाओ वा आगम्म तं पुक्खरिणी, तीसे पुक्खरिणीए तीरे ठिच्चा पासत्ति तं महं एगं पउमवरपोंडरीयं जाव पडिरूवं । ते तत्थ चत्तारि पुरिसजाए पासति पहीणे तीरं अपत्ते जाव पउमवरपोंडरीयं, णो हव्वाए, णो पाराए, अंतरा पुक्खरिणीए सेयंसि णिसन्ने । तए णं से भिक्खू एवं वयासी-अहो णं इमे पुरिसा अखेयन्ना जाव णो मग्गस्सगति परक्कमण्णू, जं एते पुरिसा एवं मन्ने अम्हे एयं पउमवरपोंडरीयं एवं उन्निक्खेयव्वं जहा णं एते पुरिसा मन्ने ।अहमंसि भिक्खू लूहे तीरट्ठी खेयन्ने जाव मग्गस्स गति परक्कमण्णू, अहमेयं पउमवरपोंडरीयं उन्निक्खिस्सामि त्तिकट्टु, इति वुच्चा से भिक्खू णो अभिक्कम्मे तं पुक्खरिणी, तीसे पुक्खरिणीए तीरे ठिच्चा सद्दं कुज्झा-उप्पयाहि खलु भो पउमवरपोंडरीआ उप्पयाहि । अह से उप्पतिते पउमवरपोंडरीए ॥६॥

અર્થ : હવે પાંચમો પુરૂષ કોઈપણ દિશામાંથી આ સુંદર, શ્વેત મનહર કમળને લેવા માટે વાવડીનાં કિનારે આવી પહોંચે છે આ આવનાર પુરૂષ રાગ-દ્વેષ રહિત છે. સંસાર સાગરને કેમ તરવો તેનો જાણકાર છે. છ-કાયનાં જીવો કેવું દુઃખ ભોગવી રહ્યા છે, તેનાં ખેદને જાણવાવાળો છે. વળી આ પુરૂષ પાપથી ડરવાવાળો, સત્-અસત્ના વિવેકથી યુક્ત, યથાર્થ માર્ગનો જ્ઞાતા, એવો નિર્વઘ, ભિક્ષાર્થી નિર્લેપપણે જીવનવ્યવહાર ચલાવવાવાળો હોવાથી તે કાંઠે ઉભો રહીને જૂએ છે કે આ વાવમાં એક સર્વાંગી સુંદર કમળ છે વળી આવા મનોહર કમળને લેવા માટે આ ચાર પુરૂષો નીકળ્યા છે પણ તે માર્ગને નહિ જાણનાર હોવાથી કાદવ કિચડમાં ફસાયેલાં છે. આ જોઈ આ ભિક્ષુકે વિચાર કર્યો કે હું સત્પુરૂષો દ્વારા આચરેલ માર્ગને જાણું છું. તેથી આ ઉત્તમ કમળને લઈ તીરે પાછો આવીશ. એમ કહી વાવડીનાં કાંઠે ઉભો રહ્યો કમળને સંબોધી કહે છે કે "હે ઉત્તમ કમળ! તમે બહાર આવો, બહાર આવો! આ શબ્દ સાંભળીને નિર્લેપ અને નિષ્કામી ભિક્ષુકનાં ચરણકમળમાં આ કમળ સ્વતઃ આવીને ઉભું રહ્યું આ દૃષ્ટાંતનો સાર નીચે પ્રમાણે છે.

मूलम्- किट्ठिए नाए समणाउसो ? अट्ठे पुण से जाणितव्वे भवति, भंतेत्ति समणं भगवं महावीरं बहवे निग्गंथा य निग्गंथीओ य वंदंति नमंसंति वंदिता नमंसित्ता एवं वयासी किट्ठिए नाए समणाउसो ? अट्ठं पुण से ण जाणामो 'समणाउसो'त्ति, समणे भगवं महावीरे ते य बहवे निग्गंथे य निग्गंथीओ य आमंतेत्ता एवं वयासी-हंत समणाउसो ? आइक्खामि, विभावेमि, किट्टेमि पवेदेमि सअट्ठं सहेउं सनिमित्तं भुज्जो भुज्जो उवदंसेमि से बेमि ॥७॥

અર્થ : ભગવાન્ મહાવીર ઉપરોકત દૃષ્ટાંતનો અભિષ્ટ અર્થ સાધુ-સાધ્વીને કહે છે કે- હે શ્રમણો! તમે આ દૃષ્ટાંતનાં અર્થને સાંભળો હું તમોને એક દૃષ્ટાંતમાં શું શું ન્યાયો રહેલાં છે તેનું વિવેચન કરી આ દૃષ્ટાંતનો હેતુ શું છે? પ્રયોજન કયા અર્થે છે? આ દૃષ્ટાંત

કહેવાનું શુ કારણ છે? અને આ દૃષ્ટાંતથી કયા કાર્યની સિદ્ધિ થઇ શકે છે, તે હું તમને બતાવું છુ

मूलम्- लोयं च खलु मए अप्पाहट्टु समणाउसो । पुक्खरिणी बुइया, कम्मं च खलु मए अप्पाहट्टु समणाउसो । से उदए बुइए, कामभोगे य खलु मए अप्पाहट्टु समणाउसो । जे सेए बुइए, जण जाणवयं च खलु मए अप्पाहट्टु समणाउसो । ते वहवे पउमवरपोउरीए बुइए, रायाणं च खलु मए अप्पाहट्टु समणाउसो । से एगे महं पउमवरपोडरीए बुइए, अन्न उत्थियया य खलु मए अप्पाहट्टु समणाउसो । ते चतारि पुरिसजाया बुइया, धम्मं च खलु मए अप्पाहट्टु समणाउसो । से भिक्खू बुइए, धम्मतित्थं च खलु मए अप्पाहट्टु समणाउसो । से तीरे बुइए धम्मकहं च खलु मए अप्पाहट्टु समणाउसो । से सद्दे बुइए, निव्वाणं च खलु मए अप्पाहट्टु समणाउसो । से उप्पाए बुइए । एवमेयं च खलु मए अप्पाहट्टु समणाउसो से एवमेथं बुइयं ।।८।।

અર્થ : ભગવાન મહાવીર સ્વામી પુષ્કરણી વાવનાં દૃષ્ટાંતનો સાર ભાગ સાધુ-સાધ્વીઓ પ્રત્યે નીચે પ્રમાણે કહે છે :– હે શ્રમણ! શ્રમણીઓ! આ ચૌદ રાજલોક પ્રમાણે રહેલા લોકને હુ એક પુષ્કરણી વાવ તરીકે ઓળખું છું જેમ આ વાવમાં અનેક કમળો ઉત્પન્ન થઇ રહેલાં છે, તેમ આ લોકમાં અનેક પ્રકારના જીવો પોતાનાં પુણ્ય અને પાપકર્મ પ્રમાણે ઉત્પન્ન થાય છે અને મરે છે. વળી અનેક પ્રકારનાં દુઃખોનો અનુભવ કરતાં અનેક આત્માઓને તરફડતા જોઉં છું હવે પુષ્કરણીમા પાણીનાં કારણે કમળોની ઉત્પત્તિ રહે છે, તેમ આઠ પ્રકારનાં કર્મોના કારણે જ મનુષ્યોનાં દુઃખની ઉત્પત્તિ અને નાશ થયા કરે છે. જેમ વાવમાં ફસાયેલ પુરૂષ બહાર નીકળી શકતાં નથી તેમ વિષય કષાયમાં ભોગોમાં આસકત થયેલાં મનુષ્યો સંસારરૂપી પુષ્કરણીમાંથી બહાર નિકળી શકતા નથી. જેમ વાવમા શ્રેષ્ઠ કમળ છે તેમ આ મનુષ્ય લોકમાં રાજારૂપી મહાન શ્વેત કમળ છે આ 'શ્વેત' કમળને હુ નિર્વાણ કહું છુ આવા નિર્વાણરૂપી શ્વેત-કમળને આત્મપુરૂષાર્થથી જ માનવ પ્રાપ્ત કરી શકે છે જેમ માર્ગનો અજાણ પુરૂષ પુષ્કરણીમાં કમળને લેવા જતાં ફસાઇ ગયા, તેની માફક મનુષ્યો આ માનવભવને પામીને 'નિર્વાણ' લેવાને બદલે વિષયભોગોમાં આસકત થઈ જવાથી તેઓ શ્વેત કમળને જેમ ચારે પુરૂષો ઉખેડી શકયા નહિ તેમ આવા આસકત પુરૂપો નિર્વાણને પામી શકયા નહિ જેમ પાંચમો પુરૂષ કાંઠે ઉભો રહીને કેવળ શબ્દ દ્વારા જ શ્વેત કમળને બહાર કાઢી શકયો, તેમ રાગ-દ્વેષ રહિત પુરૂષ વિષય ભોગોનો ત્યાગ કરીને આત્મપ્રાપ્તિનો જાણકાર થઇ શ્વેત કમળરૂપી નિર્વાણને કોઇપણ જાતનાં દુઃખ ભોગવ્યા સિવાય પ્રાપ્ત કરી શકે છે. કામભોગથી વિરકત પુરૂષો જ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે અને એ જ મનુષ્યભવનું કર્તવ્ય છે.

मूलम्- इह खलु पाईणं वा, पडीणं वा, उदीणं वा, दाहीणं वा, संतेगइया मणुस्सा भवंति अणुपुव्वेणं वेगे लोगं उववन्ना; तंजहा आरिया वेगे; अणारिया वेगे; उच्चागोता वेगे, णियागोया वेगे कायमंता वेगे रहस्समंता वेगे; सुवन्ना वेगे; दुवन्ना वेगे; सुरूवा वेगे; दुरूवा वेगे ! तेंसि च णं मणुयाणं एगे राया भवइ महया हिमवंत मलयमंदर–महिंदसारे, अच्चंत–विसुद्ध–राय कुल–वंसप्पसूते, निरंतर–रायलक्खण विराइयंगमंगे, बहुजण बहुमाण, पुइए, सव्वगुण–समिद्धे, खत्तिए मुदिए मुद्धाभिसित्ते; माउ–पिउ–सुजाए; दयप्पिए; सीमंकरे सीमंधरे खेमंकरे खेमंधरे, मणुस्सिदे जणवयपिया, जणवयपुरोहिए, सेउकरे, केउकरे, नरपवरे, पुरिसपवरे, पुरीससीहे; पुरिस आसीविसे; पुरीसवरपोडरीए, पुरिसवर–गंध हत्थी अड्ढे, दित्ते, वित्ते, विच्छिन्न–विउल–भवण–सयणासण जाणवाहणा इण्णे, वहुधण वहु–जातरूव–रतए आओगपओग संपउत्ते, विच्छड्डिय–पउरभत्तपाणे, वहु दासी–दासगो महिस–गवेलग-प्पभूते-पडिपुण्ण-कोस-कोट्ठागारा-उहागारे, बलवं-दुबल्ल– पच्चा-मित्ते ओहकंटयं, निहय कंटयं, मलियकंटयं, उद्धियकंटयं, ओहयसत्तू, निहयसत्तू, मलिय-सत्तू, उद्धियसत्तू, निज्जियसत्तू, पराइयसत्तू, ववगयदुभिक्ख मारि भय विप्पमुक्के, रायवन्नओ जहा उववाइए जाव पसंतडिंबडमरं रज्जं पसाहेमाणे विहरति। तस्स णं रन्नो परिसा भवइ उग्गा, उग्गपुत्ता, भोगा, भोगपुत्ता, इक्खागाइ, इक्खागाइपुत्ता, नाया, नाय-पुत्ता, कोरव्वा, कोरव्वपुत्ता, भट्टा, भट्टपुत्ता, माहणा, माहणपुत्ता, लेच्छई, लेच्छइपुत्ता, पसत्थारो, पसत्थारपुत्ता सेणावई, सेणावइपुत्ता। तेसिच णं एगतीए सड्ढी भवइ कामं तं समणा वा माहणा वा संपहारिसु गमणाए, तत्थ अन्नतरेणं धम्मेणं पन्नतारो वयं इमेणं धम्मेणं पन्नवइस्सामो से एव मायाणह, भयंतारो। जहा मए एस धम्मे सुवक्खाए सुपन्नत्ते भवइ, तंजहा–उड्ढं पादतला, अहे केसग्गमत्थया तिरीयं तयपरियंते जीवे एस आया-पज्जवे, कसिणे एस जीवे जीवति एस मए णो जीवइ, सरीरे धरमाणे धरइ, विणट्ठंमि यं नो धरइ, एयंतं जीवियं भवति, आदहणाए परेंहि निज्जइ, अगणि झामिए सरीरे कवोतवन्नाणि अट्ठीणि भवंति। आसंदी पंचमा पुरिसा गामं पच्चागच्छंति, एवं असंते असंविज्जमाणे जेंसि तं असंते असंविज्जमाणे, तेंसि तं सुयक्खायं भवति अन्नो भवति जीवो अन्नं सरीरं। तम्हा ते एवं नो विपडिवेदेंति ।।९।।

અર્થ : ભગવાન મહાવીર કહે છે કે આ મનુષ્યલોકમાં ચારેય દિશાઓમા મનુષ્યો નિવાસ કરતા હોય છે. તેમાં કોઈ આર્યકુળમાં છે કોઈ અનાર્યકુળમાં ઉત્પન્ન થાય છે કોઇ નીચ કે કોઇ ઊંચ ગોત્ર પ્રાપ્ત કરે છે, કોઈ મોટું શરીર કે કોઇ નાનું શરીર ધારણ કરે છે. કોઇ સુંદર રૂપવાળા તેમજ કોઇ કદરૂપા પણ હોય છે. આ મનુષ્ય લોકમાં કોઇ રાજા હોય છે તે રાજા રાજ્યલક્ષણયુક્ત તેમ સર્વ અંગે સુંદર પણ હોય છે તે લોકોને પૂજ્ય પણ હોય છે. વળી તે પ્રજાનું રક્ષણ પણ કરનાર હોય છે. તે માતા-પિતાનો સુપુત્ર, દયાવાન તેમજ

રાજ્યમાં સુવ્યવસ્થા રાખવા માટે રાજનીતિમાં નિપૂણ પણ હોય છે. દેશમાં શાંતિ ઉત્પન્ન કરનારો હોય છે તે પ્રજાના પિતા તેમ જ જનપદમાં પુરોહિત તરીકે કામ કરે છે. એ ગંધહસ્તી સમાન અને શ્વેતકમળ સમાન હોય છે. તેને ત્યાં ધનસંપત્તિ આદિ પુષ્કળ પ્રમાણમાં હોય છે તે પુરુષોમાં સિંહ સમાન ગણાય છે તે નરોમાં સિંહ સમાન શ્રેષ્ઠ છે. તે અનેક ભંડારો, કોઠારો અને આયુધશાળા સહિતનાં સાધનોવાળો હોય છે. તે શત્રુઓનો નાશ કરી પ્રજાને સુરક્ષિત રાખવાવાળો હોય છે. આવો રાજા સ્વચક્ર અને પરચક્રનાં ભયરહિત રાજ્યનુ સર્વશ્રેષ્ઠ રીતે પાલન કરતો થકો વિચરે છે. અહિં રાજાનું વર્ણન જેમ ઔપપાતિક સૂત્રમાં કોણિક રાજાનુ વર્ણન કરવામાં આવ્યું છે. તેવી જ રીતે સમજવુ આ રાજાની રાજસભામાં ચૌદ (૧૪) પ્રકારનાં પુરુષો હોય છે. (૧) ઉગ્રવંશવાળા (૨) સુભટ વંશવાળા (૩) ભોગવંશવાલા (૪) ઈક્ષ્વાકુવંશવાળા (૫) સાંતવંશવાળા (૬) કૌરેવવંશવાળા (૭) ભટ્ટવંશવાળા (૮) બ્રાહ્મણવંશવાળા (૯) બ્રહ્મજ્ઞાતિવાળા (૧૦) લિચ્છવી કુળનાં મનુષ્યો (૧૧) પ્રશસ્ત મંત્રીઓ (૧૨) નિષ્ણાત પુરૂષોનાં વંશવાળા (૧૩) પ્રખર સેનાપતિઓ (૧૪) જુદા જુદા ધર્મના વિચારકો. આવા ચૌદ પ્રકારનાં નિષ્ણાત પુરુષોવાળી રાજાની રાજસભા હોય છે. મનુષ્યલોકમાં કોઇ શ્રમણ, બ્રાહ્મણ આદિ વિચાર કરે કે હુ આ રાજા ધર્મશ્રદ્ધા રાખે છે તો તેની પાસે જઇ ધર્મનો ઉપદેશ આપું અને કહુ કે હે રાજન્ ! અમે જે ધર્મની પ્રરૂપણા કરીએ તે ધર્મશ્રેષ્ઠ છે તે ધર્મ અમે તમોને કહીએ છીએ. રાજાને ઉપદેશ આપતાં આ રાગદ્વેષવાળો શ્રમણ કહે છે કે– 'હે રાજન્ ! જીવ શરીરપ્રમાણે પોતાનાં શરીરનો સંકોચવિસ્તાર કરી શકે છે વળી પગનાં તળિયાથી તે ઉપર મસ્તક સુધી રહેલો છે. તે માન્યતા તદ્દન ખોટી છે શરીરથી જીવ જુદો નથી. જ્યાં સુધી શરીર હોય ત્યાં સુધી જીવ હોઇ શકે છે શરીરનો નાશ થતાં જીવનો પણ નાશ થાય છે શરીરથી જીવ ભિન્ન નહિ હોવાથી શરીર નાશ પામતાં જીવ જેવો કોઇ પદાર્થ દેખાતો નથી તો જીવ અને શરીર એક જ છે. એમ સમજો. આ દૃષ્ટાંત જેમ પુષ્કરણી વાવમાં જેમ પડેલાં ચાર પુરૂષો માંહેલા એક પુરૂષને લાગુ પડે છે, તેમ આવી માન્યતાવાળા આ સંસારમાં જીવો રહેલાં છે એમ સમજવુ.

मूलम्- अयमाउसो ? आया दीहेत्ति वा, हस्सेत्ति वा, परिमंडलेत्ति वा, वट्टेत्ति वा, तंसेत्ति वा, चउरंसेत्ति वा, आयतेत्ति वा, छलंसिएत्ति वा, अट्ठंसेत्ति वा, किएहेत्ति वा, णिलेत्ति वा, लोहिय हालिहे सुक्किलेत्ति वा, सुब्भिगंधेत्ति वा, दुब्भीगंधेत्ति वा, तित्तेत्ति वा, कडुएत्ति वा, कसाएत्ति वा, अंविलेत्ति वा- महुरेत्ति वा कक्खडेत्ति वा, मउएत्ति वा, गुरुएत्ति वा, लहुएत्ति वा, सिएत्ति वा, उसिएत्ति वा, निद्धेत्ति वा, लुक्खेति वा, एवं असंते असंविज्जमाणे जेंसि तं सुयक्खायं भवति अन्नो जीवो अन्नं शरीरं, तम्हा ते णो एवं उवलब्भंति ।।१०।।

અર્થ · વળી અન્યતીર્થિકોનો પણ આવો મત છે અને હવે પછીનું મતવ્ય પણ ઉપર જણાવેલાં મતમાં વધારો કરે છે કે જીવ શરીરથી ભિન્ન હોવાનુ કોઇ પ્રમાણુ છે ? જીવ લાંબો છે કે નાનો છે; ગોળાકાર છે કે દડા જેવો છે ? ત્રિકોણ, ચતુષ્કોણ, ષટ્કોણ કે અષ્ટકોણવાળો છે

એવું કોઈ પ્રમાણ નથી. જીવ તીખો, કડવો કસાયેલો, ખાટો કે મીઠો છે? કર્કશ છે કે સુંવાળો છે? ભારે છે કે હળવો છે? ઠંડો છે કે ગરમ છે? સ્નિગ્ધ છે કે રૂક્ષ? શરીર સિવાય આત્માનું ઉપરોક્ત પ્રમાણોનું સંવેદન થતુ. તેથી આત્મા અવિદ્યમાન અને શરીરથી અભિન્ન કહેનારો પક્ષ બરાબર છે કારણ કે જીવ ભિન્ન હોવાનું કોઈ રીતે સિદ્ધ થઇ શકતું નથી. આ પ્રમાણે પુષ્કરણી વાવમાં ખૂંચેલા તીર્થિક અન્ય તીર્થિકરૂપ પ્રથમ પુરૂષનો મત છે.

मूलम्- से जहा नामए केइ पुरिसे कोसिओ असिं अभिनिव्वट्टित्ताणं उवदंसेज्जा अयमायसो! असी अयं कोसी एवमेव नत्थि केई पुरिसे अभिनिव्वट्टित्ता णं उवदंसेत्तारो अयमायसो! आया इयं सरीरं ॥११॥

અર્થ : આ પ્રમાણે વળી જીવ એ જ શરીર છે એવા શરીરવાદી ઉપદેશકો કહે છે કે શરીરથી આત્મા ભિન્ન છે એમ જીવો માને છે તેઓ નાસ્તિક છે. કારણ કે જો શરીરથી આત્મા ભિન્ન હોય તો જેમ મ્યાનથી ખડ્ગ જૂદું કાઢી બતાવી શકાય છે કે આ ખડ્ગ અને આ મ્યાન તેમ કોઈ પુરૂષ શરીરથી જીવને જૂદો કરી બતાવી શકાશે? અર્થાત્ નહિ. તેથી અમારો મત શરીર આત્મા અભિન્ન છે. તે બરાબર છે તેમ પહેલાં ખૂંચેલા પુરૂષનું આ પ્રમાણે કહેવાનું છે

मूलम्- से जहा नामए केइ पुरिसे मुंजाओ इसियं अभिनिव्वट्टित्ता णं उवदंसेज्जा अयमाउसो? मुंजे इयं इसियं एवमेव नत्थि केइ पुरिसे उवदंसेत्तारो अयमाउसो? आया इमं सरीरं। से जहा नामए केइ पुरिसे मंसाओ अट्ठिं अभिनिव्वट्टिता णं उवदंसेज्जा – अयमाउसो। मंसे, अयं अट्ठी। एवमेव नत्थि केइ पुरिसे उवदंसेत्तारो अयमाउसो? आया इयं शरीर। से जहा नामए केइ पुरिसे करयलाओ आमलकं अभिनिव्वट्टिता णं उवदंसेज्जा अयमाउसो? करतले अयं आमलए एवमेव नत्थि केइ पुरिसे उवदंसेत्तारो अयमाउसो? आया इमं सरीरं। से जहा नामए केइ पुरिसे दहिओ नवनीयं अभिनिव्वट्टिता णं उवदंसेज्जा अयमाउसो? नवनीयं अयं तु दही एवमेव णत्थि केइ पुरिसे जाव सरीरं। से जहा नामए केइ पुरिसे तिलेहिंतो तिल्लं अभिनिव्वट्टित्ता णं उवदंसेज्जा अयमाउसो? तेल्लं अय पिन्नाए, एवमेव जाव सरीरं ॥१२॥

અર્થ : વળી ઉપરોક્ત અભિપ્રાયવાળા પોતાના મતનું વધારે સમર્થન કરવા વિશેષમાં રાજાને ઉપદેશે છે, કે જેમ દહીંમાંથી માખણ, તલમાંથી તેલ, માંસથી હાડકાને જુદા કરી દેખાડે છે, મુંજ અને તણખલાની સલીને જુદા કરીને બતાવી શકે છે, જેમ કોઈ પુરૂષ હથેળીથી આમળુ જુદુ બતાવે છે, શેરડીમાંથી રસ અને અરણીના લાકડામાંથી અગ્નિને જુદો કરી બતાવી શકે છે, તેમ કોઇ પુરૂષ એવો નથી કે જે આત્માને શરીરથી જુદો કરીને બતાવે કે આ આત્મા છે અને આ શરીર છે, તેથી આત્મા શરીરથી જુદો નથી તેજ યુક્તિ યુક્ત છે. જીવ અને શરીરને જુદા જુદા બતાવનારા મિથ્યાવાદી છે

मूलम्- से जहा नामे केइ पुरिसे इक्खूतो खोतरसं अभिनिव्वट्टिता णं उवदंसेज्जा णयमाउसो ? खोतरसे अयं छोए, एवमेव जाव सरीरं। से जहा नामए केइ पुरिसे अरणीतो अग्गिं अभिनिव्वट्टिता णं उवदंसेज्जा अयमाउसो ? अरणी अयं अग्गी, एवमेव जाव सरीरं। एवं असंते असंविज्जमाणे जेसि तं सुयक्खायं भवांत तं अन्नो जीवो अन्नं शरीरं। तम्हा ते मिच्छा ।।१३।।

से हंता तं हणह खणह छणहडहह, पयह आलुंपह पिलुंपह सहसाडकारेइ विपरामुसह, एंतावता जीवे नत्थि परलोए ते णो एवं विप्पडिवेदेंति तं. किरियाइ वा, अकिरियाइ वा सुक्कडेइ वा दुक्कडेइ वा कल्लाणे इ वा, पावए इ वा साहु इ वा, असाहु इ वा, सिद्धी इ वा, असिद्धी इ वा, निरए इ वा, अनिरए इ वा, एवं ते विरूवरूवेहि कम्मसमारंभेहि विरूवरूवाइं कामभोगाइं समारंभति भोयणाए ।।१३।।

અર્થ : આ પ્રમાણે શરીરથી જુદો આત્મા નહી માનનારા લોકાયતિક આદિ સ્વય જીવોનું હનન કરે છે. તથા બીજાને પણ એવો ઉપદેશ આપે કે મારો, છેદો, બાળો, પકાવો, લૂટો, બળાત્કાર કરો, ગમે તેમ કરો કારણ કે શરીર જ જીવ છે તેથી ભિન્ન કોઇ પરલોક નથી તે તજજીવ તચ્છરીરવાદી માનતા નથી કે આ કરવુ જોઇએ, આ ન કરવું જોઇએ, આ સુકૃત છે અને આ દુષ્કૃત છે આ કલ્યાણ છે ને આ પાપ છે, આ સારું છે અને આ ખરાબ છે. તેઓ સિદ્ધિ કે અસિદ્ધિ નારક કે ભિન્ન-દેવાદિને માનતા નથી. આ પ્રમાણે ભ્રાંતિવશ સમારભો વડે. વિવિધ કામભોગ ભોગવવા માટે આરંભ કરે છે.

मूलम्- एवं एगे पागब्भिया णिक्खम्म मामगं धम्मं पन्नवेंति, तं सदहमाणा, तं पत्तियमाणां, तं रोएमाणा, साहु सुयक्खाए समणे ति वा माहणे ति वा कामं खलु आउसो ? तुम पूययामि, तं जहा—असणेण वा, पाणेण वा, खाइमेण वा, साइमेण वा, वत्थेण वा, पडिग्गहेण वा, कंवलेण वा, पायपुंछणेण वा, तत्थेगे पूयणाए समाउट्टिसु, तत्थेगे पूयणाए निकाइंसु ।।१४।।

અર્થ : ઉપરની માન્યતાવાળા કોઇ કોઇ નાસ્તિકો પોતાનાં દાર્શનિક વિચારો અનુસાર પ્રવજ્યા ધારણ કરે છે અને અમારો ધર્મ જ સત્ય છે તેવી પ્રરૂપણા કરે છે. અને કહે છે કે શરીર એ જ આત્મા છે. આવા ઉપદેશને કેટલાંક મદબુદ્ધિવાળા મનુષ્યો માની તેની શ્રદ્ધા કરે છે વળી કોઇ રાજા આદિ શ્રીમંતો તે ઉપદેશને ધર્મ તરીકે વધાવી લે છે અને આવા મિથ્યાત્વ શ્રમણની પૂજા કરી અન્ન, પાણી, ખાદ્ય, સ્વાદ્ય, વસ્ત્ર-પાત્ર-કંબલ-પાદ પુછન અનેક પ્રકારની વસ્તુઓ તેમને આપી 'તેમનું સન્માન કરે છે. ( આવું મતવ્ય ) ચાર્વાક મતનું છે.)

मूलम्- पुव्वामेव तेसि णायं भवति–समणा भविस्सामो अणगारा अकिंचणा अपूत्ता अपसू परदत्तभोइणो भिक्खूणो, पावं कम्म णो करिस्सामो। समुट्ठाए ते अप्पणा अप्पडिविरिया भवंति, सयमाइयंति अन्नेवि आदियावेति अन्नंपि आयतंतं समणुजाणंति एवमेव ते इत्थिकामभोगेहि मुच्छिया गिद्धा गढिया अज्जोववन्ना लुद्धा रागदोस वसट्टा, ते णो अप्पाणं समुच्छेदंति ते णो परं समुच्छेदंति ते णो अण्णाइं पाणाइं भूताइं जीवाइं सत्ताइं समुच्छेदेति, पहीणा पुव्वसंजोगं आयरियं मग्गं असंपत्ता इति ते णो हव्वाए णो पाराए अंतरा कामभोगेसु विसन्ना इति पढमे पुरिसजाए तज्जीवतच्छरीरएत्ति आहिए ॥१५॥

અર્થ : આ મતને અપનાવવાવાળા પહેલાં એવી પ્રતિજ્ઞા કરે છે કે અમે આ મતમાં શ્રમણ બનશુ. સાધુ થઇશું. પુત્ર - પરિવારનો ત્યાગ કરશું સ્વયં ભોજન નહિ બનાવતાં બીજાઓએ આપેલ ભોજન કરશું અને પાપકર્મનો ત્યાગ કરશુ. એમ પ્રતિજ્ઞા કરીને પોતાનાં દર્શન અનુસાર દિક્ષા લઇ સાધુ બને છે. દિક્ષા લેવાથી તેઓ હવે સંસારની ટિકાઓમાંથી સ્વતંત્ર થયા. પણ સાધુપણાનાં લેબાસમાં રહી કામભોગમાં આસકત બની પાપકારી અનુષ્ઠાનો કરે છે અનેક પ્રકારનાં પરિગ્રહ ભેગા કરે છે. અન્ય પાસે પાપકારી કાર્યો કરાવે છે કામભોગમાં આસકત બનીને ગૃહસ્થની માફક આચરણ કરે છે તેથી તેઓ આર્યધર્મને પણ પ્રાપ્ત કરી શકતાં નથી તો સંસાર સમુદ્રથી આત્માને કેવી રીતે મુકત કરી શકે? પોતે સ્વયં ડૂબે છે. તો અન્યને કેવી રીતે તારી શકે? આવા શરીરવાદી મતવાળા શ્રમણો સસાર પાસમાં ફસાઇ જન્મ મરણનાં ચક્રમાં ફર્યા કરે છે (આ પ્રકારનુ મંતવ્ય વાવડીમાં ખૂંચેલા પ્રથમ પુરૂષનાં મંતવ્ય અનુસાર જાણવું)

मूलम्- अहावरे दोच्चे पुरिसजाए पंचमहब्भूतिए त्ति आहिज्जइ, इह खलु पाइणं वा जाव संतेगतिया मणुस्सा भवंति, अणुपुव्वेणं लोयं उववन्ना तं जहा–आरिया वेगे, अणारिया वेगे एवं जाव दुरूवा वेगे, तेंसि च ण महं एगे राया भवइ महया० एवं चेव निरवसेसं जाव सेणावइपुत्ता। तेंसि च णं एगतिए सड्ढी भवति, कामं तं समणा य माहणा य पहारिंसु गमणाए, तत्थ अन्नयरेणं धम्मेणं पन्नत्तारो वयं इमेणं धम्मेणं पन्नवइस्सामो से एवमायाणह भयं तारो ? जहा मए एस धम्मे सुयक्खाए सुपन्नत्ते भवति ॥ इह खलु पंचमहब्भूता जेहि नो विज्जइ किरयाति वा अकिरियाति वा, सुक्कडेति वा दुक्कडेति वा कल्लाणेति वा पावएति वा, साहुति वा असाहुति वा सिद्धिति वा असिद्धिति वा णिरएति वा अणिरएति वा, अवि अंतसो तणमायवि ॥ तं च पिहुद्देसेणं पुढो भूतसमवायं जाणेज्जा, तं जहा पुढवी एगे महब्भूते, आऊ दुच्चे महब्भूते, तेऊ तच्चे महब्भूते, वाऊ चउत्थे महब्भूते, आगासे पंचमे महब्भूते इच्चेतं पंचमहब्भूया अणिम्भिया अणिम्माविता अकडा णो कित्तिमा णो कडगा, अणाइया, अणिहणा, अवंझा, अपुरोहिता सतंता, सासत्ता। आयछट्ठा। पुण एगे एवमाहु सतो णत्थि विणासो, असतो णत्थि संभवो ॥ एतावताव

जीवकाए, एतावताव अत्थिकाए, एतावताव सव्वलोए एतं मुहं लोगस्स करणयाए अवियंतसो तणमायवि । से किणं किणावेमाणे, हणं घायमाणे पयं पयावेक्षाणे अवि अंतसो पुरिसमवि कीणिता घायइत्ता एत्थंपि जाणाहि णत्थित्थ दोसो, ते णो एवं विप्पडिवेदेति, तं जहा–किरियाइ वा जाव अणिरएइ वा, एवं ते विरूवरूवेंहि कम्मसमारंभेंहि विरूवरूवाइं कामभोगाइं समारभंति भोयणाए, एवमेव ते अणारिया विप्पडिवन्ना तं सद्दहमाणा, तं पत्तियमाणा, जाव इत्ति ते णो हव्वाए, णो पाराए। अंतरा कामभोगेसु, विसण्णा। दोच्चे पुरिसजाए पंचमहब्भूतिए त्ति आहिए ॥१६॥

અર્થ :- પૂર્વોકત પુષ્કરિણીના કીચડમાં ફસાએલા ચાર પુરુષોમાંથી બીજો પુરુષ પંચ મહાભૂતવાદી કહેવાય છે

આ લોકમાં પૂર્વ આદિ દિશાઓમાં મનુષ્યો નિવાસ કરે છે અને તે આર્ય, અનાર્ય, સુરૂપ–કુરૂપ આદિ અનેક પ્રકારના હોય છે. અને તેઓમાં કોઇ એક રાજા હોય છે. અને રાજાની પરિષદ પણ હોય છે રાજાની પરિષદનુ વર્ણન આગળના સૂત્ર પ્રમાણે જાણી લેવું. કોઇ શ્રદ્ધાળુ પણ હોય છે. તે શ્રદ્ધાળુની પાસે જવા માટે કોઈ શ્રમણ–બ્રાહ્મણ વિચાર કરે છે અને વિચાર કરીને તેની પાસે જાય છે. પોતાના ધર્મની શિક્ષા દેનારા તે શ્રમણ બ્રાહ્મણ તે શ્રદ્ધાળુને કહે છેઃ–

હે પ્રજાના ભયનુ નિવારણ કરનાર રાજન્! હુ તમોને મારા ધર્મનું સ્વરૂપ સમજાવીશ તમે તે ધર્મને સત્ય સમજો આ ધર્મ સુઆખ્યાત અને સુપ્તજ્ઞપ્ત સમજો તે ધર્મ આ પ્રમાણે છે

આ જગતમાં પાંચ મહાભૂત જ છે. અને આ પાંચ મહાભૂતોથી જ ક્રિયા–અક્રિયા સુકૃત–દુષ્કૃત, પુણ્ય–પાપ, શ્રેય–અશ્રેય, સિદ્ધિ–અસિદ્ધિ નરક અને નરકથી ભિન્ન ગતિ, વધારે શુ ? તૃણની નમ્રતા પણ તે પાંચ મહાભૂતોથી જ થાય છે. અન્યથી નહિ આત્મા કોઇ કાર્ય કરતો નથી. આ પાંચ મહાભૂતોનો સમુહ જ ભિન્ન ભિન્ન નામથી ઓળખાય છે જેમકે પ્રથમ મહાભૂત પૃથ્વી છે બીજો મહાભૂત જળ છે. ત્રીજો મહાભૂત તેજ છે. ચોથો મહાભૂત વાયુ છે. અને પાંચમો મહાભૂત આકાશ છે. આ પાંચ મહાભૂતો કાંઇ કર્તા દ્વારા બનાવેલ નથી તથા અન્ય દ્વારા નિર્માણ કરાવાયેલ નથી તે અકૃત છે અકૃત્રિમ છે અને અકૃતક જેનો કોઇ કર્તા કે નિયતા નથી એવા) છે. અનાદિ છે શાશ્વત છે. અને સમસ્ત કાર્યોના કરનાર છે તેમને કાર્ય કરવાની પ્રેરણા આપનાર કોઇ નથી તે સ્વતત્ર તથા અવિનાશી છે. કોઈ કોઇ (સાંખ્ય આદિ) પાંચ મહાભૂતો અને છઠ્ઠો આત્માનો સ્વીકાર કરે છે અને તેઓનું કથન છે કે સત્ પદાર્થ તો કોઇ સમયે નાશ થતો નથી. અને અસત્‌ની ઉત્પતિ થતી નથી અર્થાત કોઇપણ પદાર્થનો ઉત્પાદ નથી વિનાશ નથી માત્ર આવિર્ભાવ અને તિરોભાવ હોય છે. પાંચ મહાભૂતવાદીઓના મનમાં પાચ ભૂતરૂપ જ જીવ છે. તેજ અસ્તિકાય છે તેજ સંપૂર્ણ જગત છે તે પાંચ મહાભૂત જ લોકનું મુખ્ય કારણ છે. સામાન્ય તૃણનું કંપન પાંચ ભૂતોને કારણે જ થાય છે.

તેથી ભલે કોઇ સ્વયં ખરીદ કરે અથવા અન્ય પાસે કરાવે, સ્વયં પાકાદિ ક્રિયા કરે, અન્ય પાસે કરાવે, ઉપર્યુકત સર્વ ક્રિયાઓ કરવા કરાવવામાં પુરૂષ દોષનો ભાગી બનતો નથી જો કોઇ પુરૂષ ઉપર્યુકત ક્રિયાઓ કરે તેને દોષીત સમજો

આ પ્રમાણે સિદ્ધાંતને માનનારા પાંચ મહાભૂતવાદીઓ ક્રિયા, અક્રિયા, નરક સ્વર્ગ આદિ કંઇજ સ્વીકારતા નથી. તેના ફળસ્વરૂપે વિવિધ પ્રકારના સાવદ્ય અનુષ્ઠાનો દ્વારા વિષય-ભોગોની પ્રાપ્તિ માટે આરંભમાં પ્રવૃત્ત રહે છે. તેથી તે અનાર્ય તથા વિપરીત વિચારવાળા છે. તે પાંચ મહાભૂતવાદીઓના મતને માનવાવાળા રાજાદિ તેઓને ભોજન પાણી વસ્ત્ર-પાત્રાદિ પ્રદાન કરે છે અને કહે છે કે તેઓએ ઘણોજ ઉતમ ધર્મ અને ધર્મનું સ્વરૂપ સમજાવ્યુ છે. આવા ધર્મ પ્રરૂપક (અન્ય મતાવલંબીઓ) કામભોગ રૂપ કીચડમાં ફસાઇને નહી આ પાર કે નહી પેલે પાર તેવી દશાવાળા હોય છે

આ દક્ષિણ દિશામાંથી આવેલ બીજા પુરૂષનું રૂપક છે તે રાજાદિ રૂપ પદ્મવર કમળનો ઉદ્ધાર કરવા ધર્મ સ્વરૂપ સમજાવે છે. પરંતુ સ્વયં ભોગ રૂપી કીચડમાં ફસાય છે અને અન્યને ફસાવે છે

मूलम्- अहावरे तच्चे पुरिसजाए ईसरकारणिए इति आहिज्जइ, इह खलु पाइणं वा ६ सतेगतिया माणुस्सा भवंति अणुपुव्वेणं लोयं उववन्ना तं० आरिया वेगे, जाव तेसिं च णं महंते एगे राया भवइ जाव सेणावइपुत्ता तेसिं च णं एगतीए सड्ढी भवइ, कामं तं समणा च माहणा य पहारिंसु गमणाए जाव मए एस धम्मे सुयक्खाए सुपन्नते भवइ ।। इह खलु धम्मा पुरसादिया, पुरिसोत्तरिया, पुरीसप्पणीया, पुरिससंभूया, पुरिसपज्जोतिता, पुरिससभिसमण्णगया, पुरिसमेव अभिभूय चिट्ठंति। से जहाणामए गंडे सिया, सरीरेजाए, सरीरे संवुड्ढे, सरीरे अभिसमण्णागए, सरीरमेव अभिभूय चिट्ठंति। एवमेव धम्मा पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति। से जहा नामए अराई सिया, सरीरे जाया, सरीरे संवुड्ढा, सरीरे अभिसमण्णागया, सरीरमेव अभिभूय चिट्ठंति, एवमेव धम्मावि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति। से जहाणामए वम्मिए सिया, पुढविजाए, पुढवीसंवुड्ढे, पुढवीअभिसमण्णागए, पुढविमेव अभिभूय चिट्ठंति एवमेव धम्मावि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति। से जहाणामए रुक्खे सिया पुढविजाए, पुढविसंवुड्ढे, पुढवि अभिसमण्णागए, पुढवि मेव अभिभूय चिट्ठंति, एवमेव धम्मावि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति। से जहा नामए पुक्खरिणी सिया पुढविजाया जाव पुढविमेव अभिभूय चिट्ठंति एवमेव धम्मावि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति। से जहाणामए उदगपुक्खले सिया उदगजाए जाव उदगमेव अभिभूय चिट्ठंति एवमेव धम्मापि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय चिट्ठंति, एवमेव धम्मावि पुरिसादिया जाव पुरिसमेव अभिभूय

चिट्ठंति ।। जं पि यं इमं समणाणं णिगंत्थाणं उदिट्ठं पणीयं वियंजियं दुवालसंगं गणिपिडगं, तं जहा–आयासे, सूयगडो जाव दिट्ठिवाओ, सव्वमेयं मिच्छा, ण एयं तहियं, ण एयं आहातहियं, इमं सच्चं इमं तहियं इमं आहातहियं ते एवं सन्नं कुव्वंति, ते एवं सन्नं संट्ठवेंति, ते एवं सन्नं सोवट्ठवयंति, तमेवं ते तज्जाइयं दुक्खं णातिउट्टंति सउणी पंजरं जहा ।। ते णो एवं विप्पडिवेदेंति, तं जहा–किरियाइ वा जाव अणिरएइ वा, एवमेव ते विरूवरूवेहि कम्मसमारंभे हिं विरूवरूवाइं कामभोगाइं समारंभंति भोयणाए, एवामेव ते अणारिया विप्पडिवन्ना एवं सद्दहमाणा जाव इति ते णो हव्वाइ णो पाराए, अंतरा कामभोगेसु विसण्णेति तच्चे पुस्सिजाए इसरकारणिएत्ति आहिए ।।१७।।

અર્થ : હવે વાવડીમા ખૂચેલા ત્રીજા પુરુષનાં દૃષ્ટાંત વર્ણન કરતાં શ્રી ભગવાન કહે છે કે હે શ્રમણો ! ત્રીજા પુરુષનાં મત, દર્શન અને અભિપ્રાય પ્રમાણે આ જગતમા એવો એક ધર્મ મનાઇ રહ્યો છે કે સસારનાં સમસ્ત જીવ કે અજીવ પદાર્થોને ઈશ્વરે બનાવ્યા છે આ જગત કરતા 'ઈશ્વર' મહા બુદ્ધિમાન છે એમ ઈશ્વરવાદી વિચારકો કહે છે ચેતન, અચેનન વિગેરે પદાર્થોમાં જન્મ–મરણ, રોગ, શોક કે વર્ણ, ગંધ આદિ સર્વ સ્વભાવો ઈશ્વર પરિણિત છે ઈશ્વરમય જ આખુ જગત છે. ઈશ્વર જ જગતની ઉત્પત્તિ કરે છે. સહાર પણ કરે છે વળી આ તમામ પદાર્થો કોઇ કાળે ઈશ્વરલીન થઇ જાય છે આ કથનને સિદ્ધ કરવા માટે તેઓ દૃષ્ટાંત આપે છે. જેમ મનુષ્યનાં શરીરમાં ગુમડુ ઉત્પન્ન થાય છે તે ગુમડુ શરીરમાં વૃદ્ધિ પામે છે. લય પામે છે. અને શરીરમાં જ સ્થિત રહે છે. તે પ્રમાણે સર્વ પદાર્થો ઈશ્વરથી ઉત્પન્ન થાય છે. ઈશ્વરની વૃદ્ધિ પામે છે. ઈશ્વરના જ અનુગામી છે ઈશ્વરના આશ્રયમાં જ સ્થિત છે તેવી રીતે શરીરમાંથી શોક, દુઃખ ઉત્પન્ન થાય છે શરીરમાં વૃદ્ધિ પામે છે અને શરીરમાં જ વ્યાપી થઇ જાય છે જેમ રાફડો પૃથ્વીથી ઉત્પન્ન થઇ, વૃદ્ધિ પામી સ્થિત થાય છે. જેમ વૃક્ષ પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે. જેમ પુષ્કરણી પૃથ્વીથી ઉત્પન્ન થઇ, વૃદ્ધિ પામી સ્થિત થાય છે. જેવી રીતે જળની ઝરતી આવવાથી જળ ઉત્પન્ન થાય છે જળમાં વૃદ્ધિ થાય છે. અને જળમાં જ સ્થિત હોય છે. જેવી રીતે જળના પરપોટા જળમાં ઉત્પન્ન થાય છે યાવત્ જળમાં જ સ્થિત રહે છે. એમ સઘળાં ચરાચર પદાર્થો ઈશ્વરમાંથી જ ઉત્પન્ન થાય છે ઈશ્વરરૂપી પુરુષમાં જ લય પામે છે આખા જગતમાં 'ઈશ્વર' નામનો જ એક મહાન આત્મા વ્યાપી રહ્યો છે. ઈશ્વરથી ભિન્ન કોઇ પદાર્થ નથી આ ઉપરાંત ઈશ્વરવાદી કહે છે કે :– શ્રમણ નિર્ગ્રન્થોદ્વારા ઉપદિષ્ટ, પ્રણિત, પ્રકાશિત, આચારાંગ આદિથી દૃષ્ટિવાદ સુધીના બારઅગવાળુ ગણિપિટક મિથ્યા છે. તથ્ય રહિત છે તથા વસ્તુ સ્વરૂપના મર્મથી શૂન્ય છે. પરતુ અમારો મત સત્ય છે. તથ્ય છે અને યથાર્થ છે. આ પ્રમાણે ઇશ્વર કારણવાદી કલ્પના કરે છે અને શિક્ષા આપે છે અને મભા વિગેરેમા સ્થાપના કરે છે. જેમ પાજરામાં બંધાયેલું પક્ષી, પાંજરાને તોડીને મુકત થઇ શકતુ નથી, તે પ્રમાણે ઇશ્વર કારણવાદનો સ્વીકાર કરવાથી ઉત્પન્ન થતાં દુઃખોનો તેઓ નાશ કરી શકતા નથી.

છે. તેમ ઘણાં માને છે. એક પક્ષ ક્રિયાની સ્થાપના કરે છે બીજો પક્ષ કહે છે કે ક્રિયાથી સ્વર્ગ કે મોક્ષ મળતો નથી એટલે બીજો પુરૂષ અક્રિયાની સ્થાપના કરે છે. આ બન્ને 'ભવિતવ્યતા'ના સિધ્ધાંતને વરેલા છે. વળી તેઓ લોકોને ભરમાવે છે કે તમે જે દુઃખ શોક, આત્મનિષ્ઠા, શારીરિક બળનો નાશ, પીડા–પરિતાપ અનુભવો છો, તે તમારા પોતાના પૂર્વકૃત કર્મનાં ઉદય હોય છે આવી રીતે તે અજ્ઞાની પુરૂષ ઇશ્વર કર્મ, કાળ આદિને સુખદુઃખનુ કારણ સમજીને પોતાના તથા બીજાના સુખ દુઃખને પોતાના તથા અન્યના કરેલા કર્મનુ ફળ સમજે છે. આવી માન્યતાઓનો ધિક્કાર પ્રકટ કરી નિયતવાદીઓ પોતાની જાતનું મંડન કરવા કહે છે કે ઉપરનાં તમામ પક્ષો અજ્ઞાની છે દુઃખ, શોક, આત્મનિંદા, શારીરિક બળનો નાશ, પીડા પરિતાપ સઘળું બને છે નિયતવાદ તમારા કર્મનું ફળ નથી પણ સર્વપ્રભાવ નિયતિનો જ છે. એટલે ભવિષ્યમાં થવાનુ છે તે પ્રમાણે બને છે. એ પ્રમાણે માનવું તે 'નિયતવાદ' છે. તેથી નિયતિ એ જ સઘળાનું કારણ છે. એટલે ભાગ્ય આધિન છે. વળી કહે છે કે ચારેય દિશાઓમાં જે ત્રસ અને સ્થાવર પ્રાણીઓ આંતરિક આદિ શરીરને ધારણ કરી રહ્યા છે વળી શરીરની બાલ યુવાન, વૃધ્ધ અવસ્થાઓ બન્યા કરે છે, તેમજ નિયતિને વશીભૂત થઇને શરીરથી પૃથક્ થાય છે. તે નિયતિના પ્રભાવથીજ કાણા કુબડા રૂપ અવસ્થાને પ્રાપ્ત કરે છે સુખ–દુઃખ અનુભવે છે. તે બધા ભવિતવ્યતાથી જ અનુભવાય છે તેથી સુધર્મા સ્વામી જંબુસ્વામીને કહે છે કે નિયતવાદીઓ પરલોકનો ભય નહિ રાખતાં કામભોગમાં તીવ્ર આસક્તિપણું રાખી નિંદનીય અને સાવદ્ય અનુષ્ઠાનો કરે છે. ક્રિયા–અક્રિયા, સિદ્ધિ અસિદ્ધિને નહિ માનતા 'ભવિતવ્યા' પર આધાર રાખી ભોગઉપભોગમાં તીવ્ર આરંભ સમારંભ કરે છે આવા અનાર્ય પુરૂષો કુધર્મને સુધર્મ માનીને પુષ્કરણીમાં ખૂંચી ગયેલા પુરૂષોની માફક તેઓ કિનારે પહોચી શકતા નથી તેમ જ દુઃખનો પાર પામી શકતા નથી. આ ચોથા પુરૂષના દૃષ્ટાંતથી જગતમાં જે મિથ્યાવાદ 'નિયતિવાદ'ના નામે ભજવાઇ રહ્યો છે તે લોકોને મહાદુઃખી દુઃખી કરી સંસાર સાગરમાં રખડાવી રહ્યો છે આ સર્વ ચાર પુરૂષો ભિન્ન ભિન્ન અભિપ્રાયવાળા, ભિન્ન ભિન્ન દર્શનવાળા, ભિન્ન ભિન્ન રૂચિવાલા, ભિન્ન ભિન્ન આરંભવાલા, ભિન્ન ભિન્ન નિશ્ચયવાળા છે. તેઓએ પોતાના માતા–પિતા, સ્ત્રી–પુત્રાદિના સંબંધ છોડી દીધેલ છે, છતાં આર્ય માર્ગને તેઓ પ્રાપ્ત થયેલ નથી. તેથી તેઓ ન તો આ પાર કે ન તો પેલે પાર ગયા છે. મધ્યમાં જ ભોગોના કીચડમાં ફસાયેલા છે તેથી કષ્ટ–દુઃખનો અનુભવ કરે છે.

मूलम्- से वेमि पाइणं वा ६ जाव संतेगतिया मणुस्सा भवंति, तं जहा-आरियावेगे, अणारिया वेगे, उच्चागोया वेगे, णीयागोया वेगे, कायमंता वेगे, हस्समंत्ता वेगे, सुवन्ना वेगे, दुवन्ना वेगे, सुरूवा वेगे, दुरूवा वेगे, तेसिं च णं जणजाणवयाइं-परिग्गहियाइं भवंति, तं जहा-अप्पयरा वा भुज्जवरा वा। तहप्पगारेहिं कुलेहिं आगम्म अभिभूय एगे भिक्खायरियाए समुट्ठिता। सतो वावि एगे णायओ (अणायओ) य उवगरणं च विप्पजहाय भिक्खायरियाए समुट्ठिता। असतो वावि एगे णायओ (अणायओ) य

उवगरणं य विप्पजहाय भिक्खायरियाए समुट्ठिता, जे ते सतो वा असतो वा णायओ य अणायओ य उवगरणं च विप्पजहाय भिक्खायरियाए समुट्ठिता पुव्वमेव तेहिं णायं भवइ, तं जहा इह खलु पुरिसे अन्नमन्नं ममट्ठाए एवं विप्पडिवेदेति, तं जहा खेत्तं मे, वत्थू मे, हिरण्णं मे, सुवन्नं मे, धणं मे, धन्नं मे, कंस मे, दुसं मे; विपुल धणकण-गरयण मणि मोत्तियं संखसिलप्पवाल रत्त रयण संत सार सावतेयं मे, सद्दा मे, रूवा मे, गंधा मे, रसा मे, फासा मे, एते णो खलु मे कामभोगा अहमवि एतेसिं ।।१९।।

અર્થ : હવે પાંચમો પુરૂષ જે સ્વતિર્થીક છે તે કહે છે કે આ મનુષ્ય લોકમાં ચારેય દિશાઓમાં અનેક પ્રકારનાં મનુષ્યો વસે છે કોઇ આર્ય કોઇ અનાર્ય. કોઇ નીચ કોઇ ઉંચ, કોઇ લાંબા શરીરવાળા કોઇ ઠીંગણા સુંદર વર્ણવાળા કે ખરાબ વર્ણવાળા કોઇ મનોજ્ઞ રૂપવાળા, કોઈ અમનોજ્ઞ રૂપવાળા લોકો રહે છે આ લોકો પાસે કોઇને થોડો કે ઘણો પરિગ્રહ હોય છે. સ્વજન થોડાં કે ઘણાં હોય છે. કોઇ જનપદ પરિગ્રહવાળા, કોઇ અલ્પ કે ન્યૂનાધિક પરિગ્રહવાળા હોય છે તેમાંથી કોઇ પુરૂષો ઉપરોકત કુલોમાંથી કોઇ પણ કુલમાં જન્મ લઇને વિષયભોગો છોડીને ભિક્ષાવૃત્તિને–દીક્ષાને સ્વીકારવા ઉદ્યત થાય છે. કોઇ વિદ્યમાન પરિવાર, ધન–ધાન્ય–સર્વ ભોગ–ઉપભોગની સામગ્રીનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરે છે અને કોઇ અવિદ્યમાન પરિવાર–સંપત્તિનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરે છે. જે લોકો આવા વિદ્યમાન કે અવિદ્યમાન કુટુંબ પરિવાર–ધન ધાન્યનો ત્યાગ કરી ભિક્ષુ બને છે. તેને પ્રથમથી જ્ઞાન હોય છે કે સંસારમાં લોકો પોતાનાથી ભિન્ન પદાર્થોને ભ્રમના કારણે પોતાના સમજીને એમ માને છે અને અભિમાન કરે છે કે ખેતર મારૂં છે. ઘર મારૂ છે. ચાંદી મારી છે, સુવર્ણ મારૂં છે ધન ધાન્ય મારૂં છે, કાંસું મારૂ છે, લોખંડ મારૂં છે, વસ્ત્ર મારા છે વિપુલ ધન, સુવર્ણ, રત્ન, મણિ, મોતી, શંખશિલા, લાલ રત્ન, ઉત્તમ મણિ આદિ સંપત્તિ મારી છે મનોહર શબ્દ કરનાર વીણા–વેણુ મારા છે સુંદર રૂપવતી નારી મારી છે અત્તર તેલ, આદિ સુગંધી પદાર્થો મારા છે ઉત્તમાઉત્તમ રસ મારા છે, આ સર્વ પદાર્થોના સમૂહ મારા ભોગ અને ઉપભોગના સાધનો છે અને હું તેનો ઉપભોગ કરનાર છું.

मूलम्- से मेहावी पुव्वामेव अप्पणा एवं समभिजाणेज्जा, तं जहा इह खलु मम अन्नयरे दुक्खे रोगातंके समुप्पज्जेज्जा, अणिट्ठे अकंते अप्पिए असुभे अमणुन्ने अमणामे दुक्खे णो सुहे, से हंता भयंतारो कामभोगाइं । मम अन्नयरं दुक्खं रोगातंकं परियाइयह अणिट्ठं अकतं अप्पियं असुभं अमणुन्नं अमणामं दुक्खं णो सुहं, ताऽहं दुक्खामि वा सोयामि वा जूरामि वा तप्पामि वा पीडामि वा परितप्पामि वा इमाओ मे अण्णयराओ दुक्खाओ रोगातंकाओ पडिमोयह । अणिट्ठाओ अकंताओ अप्पियाओ असुभाओ अमणुन्नाओ अमणामाओ दुक्खाओ, णो सुहाओ, एवामेव णो लद्ध पुव्वं भवइ । इह खलु कामभोगा णो ताणाए वा, णो सरणाए वा, पुरिसे वा एगया पुव्विं कामभोगे विप्पजहति, कामभोगा वा एगया पुव्वि

पुरिसं विप्पजहंति, अन्ने खलु कामभोगा अन्नो अहमंसि । से किमंग पुण वयं अन्नमन्नेहिं कामभोगेहिं मुच्छामो । इति संखाए णं वयं च कामभोगेहिं विप्पजहिस्सामो । से मेहावि जाणेज्जा, बाहिरंगमेतं, इणमेव उवणीयतरागं तं जहा माया मे, पिया मे, भाया मे, भगिणी मे, भज्जा मे, पुत्ता मे, धूया मे, पेसा मे, नत्ता मे, सुण्हा मे, सुहामे, पिया मे, सहा मे सयणसंगंथ संथुवा मे । एते खलु मम नायओ, अहमवि एतेसिं ।।२०।।

અર્થ : બુદ્ધિમાન પુરૂષે પ્રથમથી વિચારી લેવુ જોઈએ કે જ્યારે મને દુઃખ કે રોગ ઉત્પન્ન થાય છે, જે ઇષ્ટ નથી. પ્રીતિકર નથી, કિન્તુ અપ્રિય છે. અશુભ છે, અમનોજ્ઞ છે. વિશેષ પીડા આપનાર છે. દુઃખરૂપ છે. પણ સુખરૂપ નથી, આવા સમયે જો કદાચ એમ કહું, કે હે ભયથી રક્ષા કરનાર મારા ધન ધાન્ય આદિ કામભોગો મારા આ અનિષ્ટ, અપ્રિય, અત્યંત દુઃખદ રોગને તમો વેંચી લો. ભાગ કરી લો. કારણ આ રોગોથી હું અતિ દુઃખી થાઉ છું. હું શોકમાં પડયો છુ, આત્મનિન્દા કરી રહ્યો છુ, હુ કષ્ટનો અનુભવ કરૂં છું. ભયંકર વેદના પામી રહ્યો છું તેથી તમો મને આ અપ્રિય, અનિષ્ટ, તથા દુઃખદ રોગથી અને વેદનાથી મુકત કરો. ત્યારે ધન ધાન્ય અને ક્ષેત્ર આદિ કામ ભોગના સાધન પદાર્થ ઉકત પ્રાર્થના સાંભળીને દુઃખથી મુકત કરી શકે તેમ કોઈ દિવસ બને નહિ વસ્તુતઃ ધન-ધાન્ય સમ્પત્તિ મનુષ્યની રક્ષા કરવામાં સમર્થ હોતા નથી. કોઇવાર તો મનુષ્ય ક્ષેત્રાદિ કામભોગો-સમ્પત્તિને અહીં મૂકીને ચાલ્યા જાય છે. અથવા કોઇ વાર કામભોગો તેને છોડી ચાલ્યા જાય છે. તેથી તે મારાથી ભિન્ન છે. હું તેનાથી ભિન્ન છું છતાં પણ હું શા માટે મારાથી ભિન્ન એવી સમ્પત્તિ અને કામભોગના સાધનોમાં આસકત બની રહેલ છું ? અરે, હવે આવા પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થયું તેથી અવશ્ય સંપત્તિનો ત્યાગ કરીશ ને ભિક્ષાવૃત્તિને ધારણ કરીશ. આ રીતે બુધ્ધિમાન પુરૂષ વિચાર કરતો આગળ વિચારે છે કે નિકટના સ્નેહી અને સ્વજનો પણ આત્માથી ભિન્ન છે. માતા-પિતા-ભાઈ-બેન-પત્ની, પુત્ર-પુત્રી, દાસ-દાસી, જ્ઞાતિજન, પુત્રવધુ-મિત્રવર્ગ, પરિચીત, સ્નેહીજન વિગેરેમાં મનુષ્ય તાદાત્મ્ય ભાવ સ્થાપિત કરીને માને છે કે આ બધા મારા છે અને હું તેમનો છું.

मूलम्- एवं से मेहावी पुव्वामेव अप्पणा एवं समभिजाणेज्जा, इह खलु मम अन्नयरे दुक्खे रोगातंके समुप्पज्जेज्जा अणिट्ठे जाव दुक्खे णो सुहे से हंता भयंतारो। णायओ इमं मम अन्नयरं दुक्खं रोगातंकं वा जाय परितप्पामि वा। इमाओ मे अन्नवराओ दुक्खातो रोयातंकातो परिमोएह, अणिट्ठाओ जाव णो सुहाओ। एवमेव णो लद्ध पुव्वं भवइ० तेसिं वावि भयंताराणं मम णाययाणं अन्नयरे दुक्खे रोयातंके समुपज्जेज्जा अणिट्ठं जाव णो सुहे, से हंता अहमेतेसि भयंताराणं णाययाणं इमं अन्नयरं दुक्खं रोयातंकं परियाइयामि अणिट्ठं जाव णो सुहे, मा मे

दुक्खंतु वा जाव मा मे परितप्पंतु वा इमाओ णं अण्णयराओ दुक्खाओ रोयातंकाओ परिमोएमि अणिट्ठाओ जाव णो सुहाओ । एवमेव नो लद्ध पुव्वं भवइ ! अन्नस्स दुक्खं अन्नो न परियाइयति, अन्नेण कडं अन्नो नो पडिसंवेदेति, पत्तेयं जायति पत्तेमं मरइ, पत्तेयं चयइ, पत्तेयं उववज्जइ पत्तेयं झंझा, पत्तेयं सन्ना, पत्तेयं मन्ना, एवं विन्नू वेदणा ! इति, खलु णातिसंजोगा णो ताणाए वा, सरणाए वा, पुरिसे वा, एगता पुव्विं नाति संजोए विप्पजहंति, णातिसंजोगा वा एगया पुव्विं पुरिसं विप्पजहंति, अन्ने खलु णातिसंजोगा, अन्नो अहंमसि, । से किमंगपुण वयं अन्नमन्नेहिं णाति संजोगेहिं मुच्छामो ? इति संखाए णं वयं णातिसंजोगं विप्पजहिस्सामो । से मेहावी जाणेज्जा बहिरंगमेयं इणमेव उवणियतरागं तं जहा हत्था मे, पाया मे, बाहा मे, ऊरु मे, उदरं मे, सीसं मे, सीलं मे, आऊ मे, वन्नं मे, वण्णो मे, तया मे, छाया मे, सोयं मे, चक्खु मे, धाणं मे, जिब्भा मे, फासा मे, ममाइज्जइ वयाउ पडिजूरइ, तं जहा, आउओ बलाओ, वण्णाओ, तयाओ, छायाओ, सोयाओ, जाव फासाओ, सुसंधितो, संधी विसंधी भवइ, बलियतरंगे गाए भवइ । किण्हाकेसा पलिया भवंति । तं जहा-जं पियं इमं सरीरगं उरालं, अहारोवइयं, एयं पि य अणुपुव्वेणं विप्पजहियव्वं भविस्सति । एवं संखाए से भिक्खू भिक्खायरियाए समुट्ठिए दुहओ लोगं जाणेज्जा; तं जहा जीवा चेव अजीवा चेव, तसा चेव थावरा चेव ॥२१॥

અર્થ : હવે અતિર્થીક એટલે રાગ દ્વેષ વિનાનો પુરૂષ નિર્દોષ એવા જિનેશ્વરનાં વચનોને ટાંકી સ્વજન સંબંધી વર્ણન કરે છે કે આ જીવ પ્રથમ અજ્ઞાન અવસ્થામાં માને છે કે માતા-પિતા, ભાઈ-બ્હેન, સ્ત્રી-પુત્ર, સ્વજન જ્ઞાતિ વિગેરે મારા છે અને હું એનો છું. વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત થતાં આવો જીવ વિચાર કરે છે કે શરીરમાં અનિષ્ઠકારી વ્યાધિ ઉત્પન્ન થાય વળી મૃત્યુને દેખી ભય પામવું ત્યારે આ મારા સ્નેહીઓ ઘણી વિનંતી કરવા છતાં મને દુઃખ કે મૃત્યુમાંથી બચાવી શકતાં નથી વળી તેઓ જ્યારે દુઃખી થાય ત્યારે હું પણ તેમને દુઃખમાં મુકત કરવા સમર્થ નથી. આ ઉપરથી એવો સિદ્ધાંત નકકી થાય છે કે જીવો જે જાતનું દુઃખ ઉત્પન્ન કરે તે જાતનું દુઃખ પોતે જ ભોગવે. સ્વજન આદિ માટે કરેલાં પાપોનું ફળ પણ પોતે જ ભોગવવાના હોય છે. જૈન સિદ્ધાંત પોકારી પોકારીને કહે છે કે જીવ એકલો જન્મે છે. એકલો જ મૃત્યુ પામે છે. સુખદુઃખનો ભોકતા પોતે એકલો જ છે દરેક જીવમાં સમયે સમયે ભિન્ન ભિન્ન અધ્યવસાયો ઉત્પન્ન થાય છે. તે અધ્યવસાયો અનુસાર જ કે મનનાં પરિણામ અનુસાર જ તે પાપ-પુણ્યનાં બંધ કરે છે. આ બંધનો ઉદય આવતાં તેનાં ફળ જીવે પોતે જ ભોગવવાનાં હોય છે. જેણે જેવા પરિણામ કર્યા હોય તેવી વેદનાનો અનુભવ પણ તેણે જ પોતે કરવો પડે છે. વળી જ્ઞાતિજનોમાં પણ મુર્છા નહિ રાખતાં તે મમત્વભાવ કે મુર્છાનો ત્યાગ કરવો. સૌથી આ જીવને આ જગતમાં પોતાનું શરીર વધારે નજીક હોવાથી તે તેને ઘણું પ્રિય લાગે છે.

જ્યારે યુવાવસ્થા હોય છે શરીર સુંદર હોય, આયુષ્ય મોટુ હોય, ચામડી કોમળ તેમજ સુશોભિત હોય વળી દરેક ઇન્દ્રિય પોત પોતાનાં વિષયને ઝડપથી ગ્રહણ કરતી હોય ત્યારે આ જીવ એમ માને છે મારા સમાન આ જગતમાં કોઈ નથી આ પ્રમાણે આ શરીર પર મમત્વપણું રાખે છે વય વધતાં વૃદ્ધાવસ્થા આવતાં બધા સુંદર અવયવો જીર્ણ થઈ જાય છે ઈન્દ્રિયોની શકિત પણ ખિન્ન થાય છે. શરીર બેડોળ બની જાય છે છેવટે આયુષ્યનો બધ પૂરો થતાં એ શરીરને પણ તજવું પડે છે. માટે પંડિત પુરૂષે દિક્ષાગ્રહણ કરી સંયમને અંગીકાર કરી જીવાજીવને યથાર્થ જાણી આત્મશ્રેયનો માર્ગ પકડવો

मूलम्- इह खलु गारत्था सारंभा सपरिग्गहा, संतेगतिया समणा माहणावि सारंभा सपरिग्गहा। जे इमे तसा थावरा पाणा ते सयं समारभंति अन्नेणवि समारंभावेति, अण्णपि समारंभंतं समणुजाणंति ।। इह खलु गारत्था सारंभा सपरिग्गहा, संतेगतिया समणा माहणावि सारंभा सपरिग्गहा। जे इमे कामभोगा सचित्ता वा अचित्ता वा ते सयं परिगिण्हंति अन्नेणवि परिगिण्हावेति अन्नंपि परिगिण्हंतं समणुजाणंति ।।

इह खलु गारत्था सारंभा सपरिग्गहा, संतेगतिया समणा माहणावि सारंभा सपरिग्गहा अहं खलु अणारंभे अपरिग्गहे। जे खलु गारत्था सारंभा सपरिग्गहा, संतेगतिया समणा माहणा वि सारंभा सपरिग्गहा एतेसिं चेव निस्साए वंभचेरवासं वसिस्साभो। कस्स णं तं हेउ ? जहा पुव्वं तहा अवरं, जहा अवरं तहा पुव्वं, अंजू एते अणुवरया अणुवट्ठिया पुणरवि तारिसगा चेव ।।

जे खलु गारत्था सारंभा सपरिग्गहा, संतेगतिया समणा माहणावि सारंभा सपरिग्गहा, दुहओ पावाइं कुव्वंति इति संखाए दोहि वि अंतेहिं अदिस्समाणो इति भिक्खू रीएज्जा ।।

से वेमि पाइणं वा ६ जाव एवं से परिण्णायकम्मे एवं से ववेयकम्मे, एवं से विअंतकारए भवती त्ति मक्खायं ।।२२।।

અર્થ :- આ સસારમાં જે કોઇ ગૃહસ્થ હોય છે તે આરભ અને પરિગ્રહ સહિત હોય છે. પરંતુ કોઇ કોઇ શ્રમણ, બ્રાહ્મણ પણ આરભી અને પરિગ્રહી હોય છે તે શ્રમણ-બ્રાહ્મણ પણ ગૃહસ્થની જેમ ત્રસ અને સ્થાવર પ્રાણીઓનો સ્વય આરંભ કરે છે. બીજા પાસે કરાવે છે અને કરનારને અનુમોદન કહે છે.

આ સંસારમાં ગૃહસ્થ તો આરંભ-પરિગ્રહથી યુકત હોય છેજ પરંતુ કોઇ કોઇ શ્રમણ બ્રાહ્મણ પણ સચિત અને અચિત બંને પ્રકારના કામભોગોને સ્વયં ગ્રહણ કરે છે. બીજાને ગ્રહણ કરાવે છે. અને ગ્રહણ કરનારને અનુમોદન પણ આપે છે

આ સંસારમાં ગૃહસ્થ તો આરંભ-પરિગ્રહી હોય છેજ પરંતુ કોઇ શ્રમણ બ્રાહ્મણ પણ આરંભ-પરિગ્રહથી યુક્ત હોય છે. પણ હું તો આરભ-પરિગ્રહી યુકત ગૃહસ્થગણ અને આરંભ-પરિગ્રહી શ્રમણ બ્રાહ્મણોની નિશ્રામાં રહી બ્રહ્મચર્યનું પાલન કરૂં તો આરંભ-પરિગ્રહથી મુકત થવાનુ શું પ્રયોજન? ગૃહસ્થો જેમ પ્રથમ આરંભ, પરિગ્રહથી યુકત હતા તેવા હવે પણ છે, તથા કોઇ કોઇ શ્રમણ-બ્રાહ્મણ પણ જે પ્રમાણે પ્રવજ્યા ધારણ

કર્યા પહેલા આરભ–પરિગ્રહવાળા હતા. તે પ્રમાણે પછી પણ હોય છે. એ પ્રત્યક્ષ જોઇ શકાય છે કે તે લોકો સાવદ્ય આરંભથી નિવૃત્ત થયેલા નથી. તથા શુધ્ધ સંયમને પાલન પણ કરતા નથી. તેથી તેઓ જેવા પ્રથમ હતા તેવા જ અત્યારે પણ છે આરંભ પરિગ્રહથી મુકત બનીને રહેનાર ગૃહસ્થ અને કોઇ કોઇ શ્રમણ બ્રાહ્મણ પાપ કર્મ કરે છે એવો વિવેકપૂર્ણ વિચાર કરીને સાધુ આરંભ અને પરિગ્રહથી મુકત થઇ સયમમાં પ્રવૃત્તિ કરે.

પૂર્વ આદિ દિશાઓમાંથી આવેલા મનુષ્યમાંથી આ ભિક્ષુ જ કર્મના રહસ્યને જાણે છે. તથા તેજ કર્મ બધનથી રહિત બને છે. અને તેજ સસારથી પાર પામે છે. એમ શ્રી તીર્થંકર ભગવાને ફરમાવ્યું છે.

मूलम्- तत्थ खलु भगवता छज्जीवनीकाय हेउ पन्नता, तं जहा पुढवीकाए जाव तसकाए । से जहा नामए मम असायं दंडेण वा, अट्ठीण वा, मुट्ठीण वा, लेलूण वा, कवालेण वा, आउट्टिज्ज माणस्स वा, हम्ममाणस्स वा, तज्जिज्जमाणस्स वा, ताडिज्जमाणस्स वा परियाविज्जमाणस्स वा, किलामिज्जमाणस्स वा, उद्दविज्जमाणस्स वा, जाव लोमुक्खण-णमायमवि हिसाकारगं दुक्खं भयं पडिसंवेदेमि ।, इच्चेवं जाण सव्वे जीवा, सव्वे भूता, सव्वे पाणा, सव्वे सत्ता, दंडेण वा जाव कवालेण वा, आउट्टिज्जमाणा वा, हम्ममाणा वा, तज्जिज्जमाणा वा, ताडिज्जमाणा वा, परियाविज्जमाणा वा किलामिज्जमाणा वा, उदविज्जमाणा वा जाव लोमुक्खणणमायमयि हिसाकारंग दुक्खं भयं पडिसंवेदेति एवं नच्चा सव्वे पाणा जाव सत्ता ण हंतव्वा ण अज्जावेयव्वा ण परिघेतव्वा ण परिता-वेयव्वा ण उदवेयव्वा ।।२३।।

અર્થ : શ્રી તીર્થંકર દેવોએ છ પ્રકારનાં જીવોને કર્મ બધનનાં કારણરૂપ કહ્યા છે આ છ કાયના જીવોને વધ કરવો, પરિતાપ આપવો તથા દુઃખ આપવાથી કર્મ બધ થાય છે. જેમ કોઇ પુરૂષ મને લાકડીના પ્રહારથી, હાડકાવડે, મુઠી વડે, ચાણુક વડે પથ્થર આદિથી મારે, તાડન તર્જન કરે, પીટે, સંતાપ આપે, મારૂ છેદનભેદન કરે. પરિતાપ કે કિલામના ઉપજાવે અથવા ઉદ્દવેગ આપે અથવા મારા શરીરનાં રૂંવાડાને ખેચે ત્યારે જે દુઃખ, ભય અને વેદના થાય છે તેવે પ્રકારે સર્વ જીવ, પ્રાણ, ભૂત અને સત્વ આદિ સર્વ જીવોને તેવા જ પ્રકારનુ દુઃખ, ભય અને વેદન થાય છે. તેથી તીર્થંકર ભગવાન કહે છે કે પ્રાણાતિપાત આદિ દુ.ખ એ આપણા આત્માને અહિત કરનાર છે એમ જાણી કોઇપણ પ્રાણી, ભૂત, જીવ સત્વને હણવા નહિ, તેમને તાડન તર્જન કરવું નહિ, તેમ જ કોઇ પ્રકારની કિલામના ઉપજાવવી નહિ આમ ન કરવુ તે જીવોને સુખનુ કારણ છે

मूलम्- से बेमि जे य अतीता जे य पडुपन्ना जे य आगमिस्सा अरिहंता भगवंता सव्वे ते एव माइक्खंति, एवं भासति, एव पण्णवेंति, एवं परूवेंति-सव्वे पाणा जाव सत्ता ण हंतव्वा

ण अज्जावेयव्वा ण परितावेयव्वा ण उदवेयव्वा एम धम्मे धुवे नितिए, सासए समिच्च-लोगं खेयन्नेहि पवेदिए ॥२४॥

અર્થ : શ્રી સુધર્માસ્વામી આ પાંચમાં પુરૂષ મારફત જગતને કહેવરાવે છે કે હે જીવો ! અતીત કાળમાં, વર્તમાન તથા ભાવિકાળમાં જે જે તીર્થંકરો થઇ ગયા થાય છે અને થશે તે સર્વનો એક જ પ્રકારનો ઉપદેશ છે કે કોઇ પણ પ્રાણી, ભૂત, જીવ, સત્વને કોઇપણ રીતે હણવા નહિ બળાત્કારે આજ્ઞાને આધિન કરવા નહિ. બળાત્કારે તેઓને કબ્જે કરી ગુલામ, દાસ-દાસી કે નોકર-નોકરાણી બનાવવા નહિ. તેમજ તેમને ઉદ્વેગ્ન કરવા નહિ. ભગવાને સંસારમાં રહેલ છકાય જીવોને દુઃખરૂપ સમુદ્રમાં ડૂબેલાં જાણી અને નિરંતર અત્યંત શોકાતૂર માની કોઇપણ જીવોની કોઇપણ રીતે વિરાધના નહિ કરવાનો સાત્વિક અને સત્ય ઉપદેશ આપેલ છે આ અહિંસામય ધર્મ ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે. સમસ્ત લોકના દુઃખને જાણીને ભગવાને આ ધર્મ કહેલ છે.

मूलम्- एवं से भिक्खू विरते पाणातिवायातो जाव विरते परिग्गहातो, णो दंत पक्खालणेणं दंते पक्खालेज्जा, णो अंजणं, णो वमनं, णो धूवणे णो तं परिआविएज्जा ॥२५॥

અર્થ : ઉપર પ્રમાણે ધર્મના સ્વરૂપને વાસ્તવિક જાણી જીવે પ્રાણુતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન તથા પરિગ્રહથી નિવૃત્ત થવું. વળી ભિક્ષુકોને આજ્ઞા કરી છે કે તેમણે દાતણ ન કરવું, અંજન ન આંજવું તેમ જ કોઇપણ શારીરિક આવશ્યકતા વિના રેચન કે વમન આદિની ક્રિયા ન કરવી. વળી વસ્ત્રાદિકને સુગંધમય ન બનાવવા તેમ જ રોગની શાંતિ માટે ધૂમ-ધૂમાડો કે ધૂમ્રપાન એવું કાંઇ ન કરવું.

मूलम्- से भिक्खू अकिरिए, अलूसए, अकोहे, अमाणे, अमाए, अलोहे, उवसंते, परिनिव्वुडे, णो आसंसं पुरतो करेज्जा । इमेण मे दिट्ठेण वा, सुएण वा, मएण वा, णाएण वा विन्नाएण वा इमेण वा सुचरीय तव नियम बंभचेरवासेण, इमेण वा जाया मायावुत्तिएणं धम्मेणं, इओ चूए पेच्चा देवे सिया कामभोगाण वसवत्ती; सिद्धे वा अदुक्खमलुभे एत्थ वि सिया एत्थवि णो सिया ॥२६॥

અર્થ : જૈન સાધુ કે ભિક્ષુક સર્વ પ્રકારની જીવહિંસાથી રહિત અહિંસક, ક્રોધ, માન, માયા લોભથી વિરકત હોય, ઉપશાંત અને સમાધિવન ભિક્ષુક જીવનમાં કોઇપણ સમયે આ લોકનાં કે પરલોકનાં કામભોગની ઇચ્છા કરે નહિ સિદ્ધાંતના પઠન-પાઠન તથા શ્રવણ મનનથી વળી તપ, નિયમ, બ્રહ્મચર્ય આદિના પાલનથી વળી નિર્દોષ આહાર લેવાથી હું મૃત્યુ બાદ પરભવમાં મહાન દેવ થાઉ એવી ઇચ્છા કરે નહિ. આગામી ભવમાં મને કામભોગ પ્રાપ્ત થાવ, અણિમા, મહિમા, ગરિમા આદિ આઠ પ્રકારની સિદ્ધિઓ મળે, અહી પણ મને દુઃખ ન થાઓ, અશુભ ન થાઓ, બીજે પણ દુઃખ ન થાય તેવી ઇચ્છા પણ કરે નહિ પરતુ સરળભાવે ઉપશાંત ભાવે રહી સંયમનું પાલન કરી અઢાર પ્રકારનાં પાપોથી વિરકત થઇ, સંયમ-યાત્રા નિભાવે એ જ સાધુનું કર્તવ્ય છે.

मूलम्- से भिक्खू सद्देहिं अमुच्छिए, रूवेहिं अमुच्छिए, गंधेहि अमुच्छिए, रसेहिं अमुच्छिए, फासेहिं अमुच्छिए, विरए कोहाओ, माणाओ, मायाओ- लोभाओ- पेज्जाओ- दोसाओ- कलहाओ- अब्भक्खाणाओ- पेसुन्नाओ- परपरिवायाओ, अरइरईओ, मायामोसाओ, मिच्छादंसण सल्लाओ, इति से महतो आदाणाओ उवसंते, उवट्ठिए, पडिविरते से भिक्खू ।।२७।।

અર્થ : સાધુ શબ્દ રૂપ, ગંધ–રસ–સ્પર્શ પાંચ ઇન્દ્રિયોનાં વિષયોમાં મૂર્છા વિનાનો બને, વળી કષાયનાં ચાર પ્રકારમાં વિરકત બને, રાગ - દ્વેષ કરવા, કલેશ, કોઇ પર આળ મૂકવું, ચાડી - ચૂગલી કરવી, પરનિંદા, સંયમમાં અપ્રીતિ, અસંયમમાં પ્રીતિ, કપટ, જૂઠ અને મિથ્યાદર્શન, શલ્ય. આ તમામ અઢાર પ્રકારનાં દોષોમાંથી સાધુએ નિવૃત્ત થવું અને જે ભિક્ષુક ઉપશાંત ભાવે રહી, સંયમમાં સ્થિર રહી આત્મ - ઉપયોગવાળો થાય તે જ વાસ્તવિક ભિક્ષુક છે.

मूलम्- जे इमे तस थावरा पाणा भवंति ते णो सयं समारंभंति, णो वा अन्नेहिं समारंभावेति, अन्ने समारंभतेवि न समणु जाणंति इति से महतो आयाणाओ उवसंते उवट्ठिए पडि-विरते से भिक्खू ।।२८।।

અર્થ : જે સાધુ ત્રસ અને સ્થાવર જીવોની સ્વય આરંભ કરતા નથી, અન્ય પાસે આરભ કરાવતા નથી, વળી તમામ પ્રકારનાં કર્મબંધ રૂપ આશ્રવોથી જે નિવૃત્ત થઇ ગએલ છે, શુદ્ધ સંયમમાં સ્થિત છે અને પાપથી નિવૃત્ત છે.

मूलम्- जे इमे कामभोगा सचित्ता वा अचित्ता वा ते णो सयं परिगिण्हंति णो अन्नेणं परि-गिण्हवेंति, अन्नं परिगिएहंतंपि न समणु जाणंति इति से महतो आयाणाओ उव संते उवट्ठिए पडिविरते से भिक्खू ।।२९।।

અર્થ : જે કોઇ ભિક્ષુક સચેત કે અચેત કામભોગોને ગ્રહણ કરતો નથી તેમજ ભોગવતો નથી બીજા પાસે કામભોગોને ગ્રહણ કરાવતો નથી વળી કામભોગો ગ્રહણ કરનારને તેમ જ ભોગવનારને જે ભલુ જાણતો નથી એવો ભિક્ષુક આવા પ્રકારનાં મહાન આશ્રવોના કારણોથી નિવૃત્ત થયેલ છે જે કોઇ સયમમાં ઉપયોગવત રહી, આત્મશુદ્ધિ માટેજ અને ચૈતન્યનો વિકાસ કરવા માટે જ પ્રવૃત હોય તે જ સાધુ કહેવાય છે.

मूलम्- जं पि यं इमं संपराइय कम्मं कज्जइ, णो तं सयं करेंति, णो अन्नेणं कारवेंति, अन्नंपि करंतं न समणुजाणइ इति से महतो आयाणाओ उवसंते उवट्ठिए पडिविरते से भिक्खु ।।३०।।

અર્થ : સાધુ જ્ઞાનાવરણીય આદિ આઠ પ્રકારનાં કર્મોને સસાર પરિભ્રમણનું કારણ જાણી કર્મનો બધ થાય તેવી રીતે કોઇ અધ્યવસાન રૂપ ક્રિયા કરે નહિ અન્ય પાસે કરાવે નહિ અને જે કોઇ આઠ કર્મનાં બધરૂપ ક્રિયા કરતો હોય તેની અનુમોદના પણ કરે નહિ આવા મહાન પાપરૂપ પરિણામોથી તથા પાંચ ઇન્દ્રિયોનાં કામભોગરૂપ આશ્રવોથી ભિક્ષુક સદાય વિવૃત રહી, સંયમમાં ઉપયોગવત બની નિરાવલબી અને નિરાશ્રવી બને છે તે જ સાધુ કહેવાય છે.

मूलम्- से भिक्खू जाणेजा असणं वा पाणं वा खाइमं वा साइमं वा अंस्सि पडियाए एगं साहिम्मिसं समुद्दिस्स पाणाइं भूयाइं जीवाइं सत्ताइं समारंभ समुद्दिस्स कीतं, पामिच्चं, अच्छिज्जं, अणिसट्ठं, अभिहडं, आहट्ठुदेसियं तं चेतियं सिया तं नो सयं भुंजई, णो अन्नेणं भुंजावेति, अन्नं पि भुंजंत न समणुजाणइ इति से महतो आयाणाओ उवसंते उवट्ठिए पडिविरते ।।३१।।

અર્થ : સાધુને ખ્યાલમાં આવે કે અમુક ગૃહસ્થને ત્યાં અન્નપાણી, મુખવાસ આદિ અમુક, સાધુને માટે પ્રાણ–ભૂત–જીવ–સત્વની હિંસા કરી બનાવેલ છે અથવા વેચાણ લીધેલ છે ઉધાર લાવેલ છે બળાત્કારે કોઇની પાસેથી છીનવી લાવેલ છે. માલિકે કે સાથીને પૂછયા વિના લીધેલ છે કે સામેથી લાવેલ છે આવા પ્રકારનો આહાર આધાકર્મી દોષોવાળો ગણાય એમ જાણી સાધુ તેને ગ્રહણ કરે નહિ કદાચિત આવો દોષિત આહાર અજાણપણે ગ્રહણ થઇ ગયો હોય તો તે આહારને સાધુ સ્વય વાપરે નહિ. તેમ જ અન્યની પાસે વપરાવવા દે નહિ તેમ જ આવો દોષિત આહાર કોઇ ભોગવે તો તેને અનુમોદના ન આપે આવા દોષિત આહારથી નિવૃત્ત થઈ જે સાધુ સદાય નિર્લોભી, નિર્લેપી અને નિષ્કામ રહી આત્મઉપયોગવત રહે તે વાસ્તવિક સાધુ કહેવાય.

मूलम्- से भिक्खू अह पुणेवं जाणेज्जा तं विज्जति तेंसि परक्कमे जस्सठ्ठा ते वेइयं सिया, तंजहा अप्पणो से पुत्ताणं. धूपाणं, सुण्हाणं, धातीणं णातीणं राईणं, दासाणं, दासीणं, कम्मकरणं, आदेसाणं ( पाठात्तरं आएसाए ) पुढोपहेणाए सामासाए, पायरासाए, संनिहि, संनिचओ, किज्जइ इह एतेंसि माणवाणं, भोयणाए तत्थ भिक्खू परकडं परणिट्ठितमुग्गमुप्पायणेसणा सुद्धं सत्थाइयं सत्थपरिणामीयं अविहिंसियं एसियं वेसियं सामुदाणिय पत्तमसणं कारणट्ठा पमाणजुतं अक्खोवंजण लेवण भूयं संजमजायामाया वत्तियं बिलमिव पन्नगभूतेणं अप्पाणेणं आहारं आहारेज्जा, अन्नं अन्नकाले, पाणं पाणकाले, वत्थं वत्थ काले, लेणं लेणकाले, सयणं सयणकाले ।।३२।।

અર્થ : પરંતુ સાધુને એવો ખ્યાલ આવી ગયો હોય કે ગૃહસ્થે સાધુ માટે નહીં પરંતુ બીજા માટે આહાર બનાવેલ છે, જેમ કે પોતાના માટે, પોતાના પુત્ર માટે, અતિથિ માટે, અન્યત્ર મોકલવા માટે, રાત્રે જમવા માટે, સવારે નાસ્તા માટે એક ગૃહસ્થે બીજા ગૃહસ્થને માટે, જ્ઞાતિ માટે, રાજા માટે, દાસ–દાસી માટે, કામ કરનારાઓ માટે બનાવેલ હોય તો સાધુ, બીજાએ બીજા માટે બનાવેલ હોય એવો આહાર ઉદ્દગમ, ઉત્પાદના અને એષણા સબંધી દોષોથી રહિત હોય એવો શુદ્ધ–અચિત, શસ્ત્ર પરિણત અને ભિક્ષાચર્યાથી પ્રાપ્ત થયેલ હોય અને સાધુ સમજીને ભિક્ષા આપી હોય તથા માધુકરી વૃત્તિથી પ્રાપ્ત કર્યો હોય તો એવો આહાર ગ્રાહ્ય છે–આવા આહારને સાધુ સયમ–નિર્વાહ માટે સેવા આદિ કારણો માટે અને પ્રમાણ યુકત સમજીને ગ્રહણ કરે. જેમ ગાડી ચલાવવા માટે ધુરીમાં તેલ લગાડવામાં આવે છે અને ઘા ઉપર લેપ લગાડવામાં આવે છે. તે પ્રમાણે માત્ર સંયમના નિર્વાહ માટે

જેમ સર્પ દરમાં સીધો પ્રવેશ કરે છે તે રીતે સ્વાદની લાલસા છોડીને ભોજન કરવુ જોઈએ. આ પ્રમાણે તે ભિક્ષુ આહારના સમયે અનાસક્ત ભાવે આહાર કરે, પાણીના સમયે પાણી અને વસ્ત્રોના સમયે વસ્ત્રોનો ઉપયોગ કરે. રોકાવાના સમયે રોકાય અને સૂવાના સમયે શય્યાનો ઉપયોગ કરે.

मूलम्- से भिक्खू मायन्ने अन्नयरं दिसं अणुदिसं वा पडिवन्ने धम्मं आइक्खे, विभए, किट्टे उवट्ठिएसु वा, अणुवट्ठिएसु वा, सुस्सूसमाणेसु पवेदिए। संतिविरतिं उवसमं निव्वाणं, सोयवियं, अज्जवियं मद्दवियं, लाघवियं, अणतिवातियं, सव्वेसिं पाणाणं सव्वेसिं भूयाणं जाव सत्ताणं अणुवीइ किट्टिए धम्मं ॥३३॥

અર્થ :- દિશા–વિદિશામાં વિચરનાર આહાર આદિનાં પ્રમાણ (માત્રા) ને જાણનાર સાધુ ઉદ્યમી તથા ધર્મ સાંભળવાની ઉત્કંઠાવાળા શ્રોતાઓને ધર્મનો ઉપદેશ આપે. ધર્મના રૂપને જુદી જુદી રીતે બતાવે ધર્મની કીર્તિને વધારે ધર્મ સાંભળવા ઉદ્યત થયેલા કે કુતૂહલવશ ઉપસ્થિત થયેલ મનુષ્યોને શૌચ, સરલતા, મૃદુતા, લઘુતા અને અહિંસા, શાંતિ, વિરતિ ઇન્દ્રિય દમન એમ સાધુ શ્રોતાઓને ઉપદેશ આપે સર્વ જીવનું કલ્યાણ કેમ થય? એવો વિચાર કરી કોઈપણ જીવની હિંસા ન થાય તેવો ધર્મોપદેશ ભિક્ષુક શ્રોતાજનને આપે.

मूलम्- से भिक्खू धम्मं किट्टमाणे णो अन्नस्स हेउं धम्ममाइक्खेज्जा, णो पाणस्स हेउं धम्म माइक्खेज्जा, नोवत्थस्स हेउं धम्ममाइक्खेज्जा, नो लेणस्स हेउं धम्ममाइक्खेज्जा णो सयणस्स हेउ धम्म माइक्खेज्जा, णो अन्नेसिं विरूवरूवाणं कामभोगाणं हेउं धम्म माइ-क्खेज्जा, अगिलाए धम्म माइक्खेज्जा, नन्नत्थ कम्मनिज्जरट्ठाए धम्म माइक्खेज्जा ॥३४॥

અર્થ :- વળી ભિક્ષુક ધર્મનો ઉપદેશ આપે ત્યારે તેનાં મનમાં શ્રોતાજનો પાસેથી અન્ન, પાણી, વસ્ત્ર, ઉપાશ્રય કે વિવિધ પ્રકારનાં કામભોગો પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે નહિ પરતુ પ્રસન્નચિત્તથી પોતાનો જ સ્વાધ્યાય કરવા માટે તેમ જ કર્મોની નિર્જરા કરવા માટે વળી શ્રોતાજનોનાં કષાયભાવો મંદ થાય એ સિવાય કોઈપણ ફળની પ્રાપ્તિ માટે સાધુ ધર્મકથા કરે નહિ

मूलम्- इह खलु तस्स भिक्खूस्स अंतिए धम्मं सोच्चा णिसम्म सम्मं उट्ठाणेणं उट्ठाय वीरा अस्सि धम्मं समुट्ठिया, जे तस्स भिक्खूस्स अंतिए धम्मं सोच्चा णिसम्मं सम्मं उट्ठाणेणं उट्ठाय वीरा अस्सि धम्मे समुट्ठिया, ते एवं सव्वोवगता ते एवं सव्वोवरता, ते एवं सव्वोवसंता ते एवं सव्वत्ताए, परिनिव्वुडे त्ति बेमि ॥३५॥

અર્થ : આ સસારમાં જો મનુષ્ય ઉપરોક્ત ગુણોથી યુક્ત હોય એવા સાધુ પાસેથી, વીતરાગ પરિણિત ધર્મને સાંભળી, સમ્યક્ પ્રકારે મનમાં ધારણ કરી, સયમમાર્ગમાં ઉપસ્થિત થઇ મહાવ્રતોનાં પાલનમાં તત્પર બને તો સર્વ પાપોથી નિવૃત થાય વળી સર્વથા કષાયોથી અને આરભથી ઉપશાંત બની સર્વકર્મોનો ક્ષય કરી પોતે શિતળી ભૂત થઇ મોક્ષને પ્રાપ્ત કરે છે

मूलम्- एवं से भिक्खू धम्मट्ठी, धम्मविऊ, णियागपडिण्णे से जहेयं वुइयं अदुवा अपत्ते पउमवर पोंडरीयं, अदुवा अपत्ते पउमवर पोंडरीयं, एवं से भिक्खू परिण्णाय कम्मे, परिण्णाय संगे, परिण्णाय गेहवासे, उवसंते समिए सहिए सया जए सेवं वयणिज्जे तं जहा-समणेति वा, माहणेति वा, खंतेति वा, दंतेति वा, गुत्तेति वा, मुत्तेति वा, इसीति वा, मुणीति वा, कतीति वा, विऊति वा, भिक्खूति वा, लूहेति वा, तिरट्ठीति वा, चरण-करण पारविउ त्तिबेमि ॥३६॥

અર્થ : ઉપરોક્ત ધર્મનું પ્રયોજન રાખવાવાળો ગુણ વિશિષ્ઠ સાધુને જે પૂર્વોક્ત પુરૂષોમાં પાંચમો પુરૂષ પુષ્કરણી વાવમાંથી શ્વેત કમળને કાઢવાવાળો છે. તેના જેવો જ શુધ્ધ સંયમવંત જાણવો આવો સાધુ બાહ્ય અને અભ્યંતર પરિગ્રહરહિત હોય છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય યુક્ત થઇ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિવાળો હોય છે. પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠા મનને વશ રાખનારો હોય છે આવો ભિક્ષુક શ્રમણ, બ્રાહ્મણ ક્ષમાવંત, ઇંદ્રિયોને દમન કરવાવાળો, ગુપ્ત, નિર્લોભી, ઋષિ, મુનિ, કૃતિ, વિદ્વાન ભિક્ષુ, રૂક્ષ, તિરાર્થી, તત્વનો જ્ઞાતા, મૂળ ગુણ ઉત્તરગુણનો પારગામી એવો સાધુ પુંડરીક કમળ સમાન નિર્વાણને પ્રાપ્ત કરી શકે છે. આવો ભિક્ષુક જ પુષ્કરણી સમાન સંસારસાગરનાં તીરને પામે છે. આ પ્રમાણે ભગવાન મહાવીરે જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે બીજા શ્રૂતસ્કંધનો સાર હે જંબુ! હું તને કહું છુ એમ સુધર્માસ્વામી પ્રરૂપે છે. માટે દરેક જીવે આરંભ પરિગ્રહનો ત્યાગ કરી વિષય-ભોગોમાં અનાસક્ત રહી સયમને યથાયોગ્ય આચરી જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, રૂપ, ધર્મનું આરાધન કરવુ એ જ આત્મકલ્યાણનો શ્રેષ્ઠ માર્ગ છે.



# ૨ જું અધ્યયન

**પૂર્વભૂમિકા :-** પ્રથમ અધ્યયનમાં પુષ્કરણી વાવ અને પુંડરીક કમળનાં દૃષ્ટાંત આપીને સમજાવવામાં આવેલ છે કે પરતિર્થીકો કર્મબંધનથી મુકત થઇ શકતા નથી કારણકે તેઓ મોક્ષપ્રાપ્તિનો ઉપાય જાણતા નથી પરંતુ સમ્યક શ્રદ્ધાવાળા, સરળ હૃદયવાળા, રાગદ્વેષ રહિત હોય તેવા, વિષયોથી દૂર રહેવાવાળા ભિક્ષુકો જ કર્મબંધનને તોડી મોક્ષપદને લાયક બની શકે છે. હવે અહિં એ પ્રશ્ન ઉઠે છે કે જીવ કયા કયા કારણુ વડે કર્મબંધન કરે છે? અને કયા કયા અનુષ્ઠાન વડે જીવ કર્મબંધનથી મુકત થઇ શકે છે? આ હકીકતનો ઉપાય આ બીજા અધ્યયનમાં બતાવવામાં આવ્યો છે. આ ઉપાય એવો છે કે બાર પ્રકારનાં ક્રિયાસ્થાનોથી કર્મબંધન થાય છે અને તેરમાં ક્રિયાસ્થાનથી જીવ કર્મથી મુકત થાય છે તેથી મુકિત ઇચ્છનારે બાર પ્રકારની ક્રિયાને જાણીને તેનો ત્યાગ કરવો.

मूलम्- सुयं मे आउसं तेणं भगवया एवमक्खायं इह खलु किरियाट्ठाणे णामज्झयणे पण्णते, तस्स णं अयमट्ठे । इह खलु संजूहेणं दुवे ठाणे एवमाहिज्जंति तंजहा-धम्मे चेव अधम्मे चेव, उवसंते चेव, अणुवसंते चेव ।।१।।

અર્થ : શ્રી સુધર્માસ્વામી શ્રી જંબુસ્વામીને કહે છે કે આ સસારમાં મુખ્ય બે સ્થાનક છે. ધર્મ અને અધર્મ. અથવા ઉપશાંત અને અનુપશાંત. કોઈ ધર્મ કરતાં હોય છે તો કોઇ અધર્મ કરતા હોય છે કોઇ પણ જીવ આ બે સ્થાનથી જુદો હોતો નથી. શુભ કર્મનાં ઉદયે કોઇ જીવ ઉપશાંતપણે વર્તે છે અને કોઇ જીવ અશુભકર્મનાં ઉદયે અનુપશાંતપણે વર્તે છે. એટલે કોઇ જીવ ધર્મના અનુષ્ઠાન પ્રમાણે ને કોઇ જીવ અધર્મ અનુષ્ઠાન પ્રમાણે કાર્ય કરતો રહે છે.

मूलम्- तत्थणं जे से पढमस्स ठाणस्स अहमपक्खस्स विभंगे तस्स णं अयमट्ठेपण्णत्ते ।–इह खलु पाईणं वा ६ संतेगतिया मणुस्सा भवंति, तंजहाआरियावेगे अणारिया वेगे, उच्चागोया वेगे, णियागोया वेगे, कायमंता वेगे, हस्समंता वेगे, सुवन्ना वेगे, दुवन्ना वेगे, सुरूवा वेगे, दुरूवा वेगे, तेंसि च णं इमं एतारूवं दंड समादाणं संपेहाए तंजहा-णेरइएसुवा, तिरिक्ख जोणिएसु वा, मणुस्सेसु वा, देवेसु वा, जेयावन्ने तहप्पगारा पाणा विन्नू वेयणं वेयंति, तेंसि पियणं इमाइं तेरस किरिया ठाणाइं भवंतीतिमक्खायं, तं जहा–१ अट्ठादंडे,२ अणट्ठादंडे,३ हिंसा दंडे,४ अकम्हादंडे,५ दिट्ठीविपरियासियादंडे,६ मोसावत्तिए, ७ अदिन्नादाणवत्तिए, ८ अज्झत्थवत्तिए, ९ माणवत्तिए, १० मित्तदोसवत्तिए, ११ मायावत्तिए, १२ लोभवत्तिए१३ इरियावहिए ।।१।।

અર્થ :- આ લોકમાં ચારેય દિશાઓમાં અનેક પ્રકારનાં મનુષ્યો રહે છે કોઇ આર્ય, અનાર્ય, ઉચ ગોત્રવાળા તેમ જ કોઇ નીચગોત્રવાળા હોય છે કોઇ જીવનુ શરીર મોટું તો કોઇકનું

શરીર વામન હોય છે. કોઇ સુંદર શરીરવાળા તો કોઇ કદરૂપા શરીરવાળા હોય છે કોઇ નરક, તિર્યંચ, મનુષ્ય તેમ જ દેવગતિમાં શાતા, અશાતા ભોગવતા માલુમ પડે છે. આ સુખદુઃખનાં કારણોમાં તેર પ્રકારની ક્રિયા રહેલી છે તેર પ્રકારની ક્રિયા નીચે જણાવેલા પ્રયોજન માટે જ કરે છે (૧) પ્રયોજન માટે જે પાપક્રિયા કરે છે તો અર્થ દંડ છે (૨) વિના પ્રયોજન પાપ કરે તે અનર્થ દંડ છે. (૩) પ્રાણીઓની ઘાત કરે તે હિંસા દંડ (૪) અકસ્માત દંડ ( કોઈનાં અપરાધનો બીજાને દંડ આપવો તે (૫) દૃષ્ટિવિપરીયાસ દંડ (દૃષ્ટિનાં દોષથી દંડ દેવો દૂર પત્થરનો ટૂકડો પડયો હોય પણ તેને પક્ષી સમજી બાણુ વિગેરેથી મારવું તે) (૬) મૃષાપ્રત્યયિક દંડ (અસત્ય બોલીને પાપ કરવું તે) (૭) અદત્તાદાન દંડ (ચોરી કરીને પારકી ચીજ લેવી.) (૮) આધ્યાત્મિક દંડ (મનમાં ખોટું ચિંતવન કરવુ તે) (૯) માન પ્રત્યયિક દંડ (જાતિ વિગેરેનો વિચાર(ગર્વ) કરીને બીજાઓનું અપમાન કરવુ તે) (૧૦) મિત્રદ્વેષપ્રત્યયિક મિત્રો સાથે રાગદ્વેષ રાખવો તે) (૧૧) માયા પ્રત્યયિક દંડ (છળકપટ કરીને પાપ કરવુ તે) (૧૨) લોહ પ્રત્યયિક (લોભ કરવો) (૧૩) ઇરિયાપથી (ઉપયોગપૂર્વક ગમન કરવા છતાં સામાન્યપણાથી કર્મબંધન થાય તે આ તેર પ્રકારથી આત્મા દંડાય છે અને કર્મબંધન કરે છે.

मूलम्- पढमे दंडसमादाणे अट्ठादंडवत्तिए त्ति आहिज्जइ से जहाणामइ केइ पुरिसे आयहेउं वा णाइहेउ वा आगारहेउं वा परिवारहेउं वा मितहेउं वा णागहेउं वा भूतहेडं वा जक्खहेउं वा तं दंडं तसथावरेहि पाणेहिं सयमेव णिसिरिति अण्णेणवि णिसिरावेति अण्णंपि णिसिरंतं समणुजाणइ ! एवं खलु तस्स तप्पत्तियं सावज्जं ति आहिज्जइ, पढमे दंड समादाणे अट्ठादंडवत्तिएत्ति आहिए ॥२॥

અર્થ : તેર પ્રકારનાં ઉપર જણાવેલા હિંસા આદિ દંડમાં પ્રથમ 'અર્થદંડ ક્રિયા' સ્થાનનું વર્ણન કરે છે જે કોઇ પુરૂષ પોતા માટે, જ્ઞાતિ માટે, ઘર માટે, પરિવાર માટે, મિત્ર માટે, નાગ, ભૂત, યક્ષ આદિ માટે જે કોઈ ત્રસ અને સ્થાવર પ્રાણીઓની સ્વયં ઘાત કરે છે, અન્ય પાસે કરાવે છે તેમ જ અન્ય ઘાત કરતાં હોય તેને ભલું જાણે એ કરણુ કરાવણુ અને અનુમોદનથી સાવદ્ય (પાપકર્મ) કર્મ બંધાય છે. આ કર્મબંધને અર્થદંડ કહે છે આ પહેલાં પ્રકારની ક્રિયાનુ સ્થાન છે.

मूलम्- अहावरे दोच्चे दंड समादाणे अणठादंडवत्तिएत्ति आहिज्जइ, से जहानामए केइ पुरिसे जे इमे तसा पाणा भवंति, ते नो अच्चाए, नो अजिणाए, नो मंसाए नो सोणियाए-एवं हिययाए - पित्ताए - वसाए - पिच्छाए- पुच्छाए-बालाए - सिंगाए-विसाणाए- दंताए-दाढाए- नहाए - न्हारूणिए-अट्ठीए-अट्ठीमिंजाए णो हिंसिसु मेत्ति, णो हिंसंति मेत्ति, णो हिंसि-स्संति भेत्ति, णो पुत्तपोसणाए, णो पसुपोषणाए, णो अगारपरिवूहणताए णो समण माहण वत्तणाहेडं, णो तस्स सरीरगस्स किंचि विप्परियादित्ता भवंति, से हंता, छेत्ता, भेत्ता, लुंपइता, विलुंपइंता, उदवइत्ता, उज्झिउं वाले वेरस्स आभागी भवति अणट्ठादंडे ॥

से जहा णामए केइ पुरिसे जे इमे थावरा पाणा भवंति तंजहा-इक्कडा इ वा कडिणा इ वा, जंतुगा इ वा, परगा इ वा, मोक्खा इ वा, तणा इ वा, कुसा इ वा, कुच्छगा इ वा, पव्वगा इ वा, पलाला इ वा, ते णो पुत्तपोसणाए, णो पसुपोसणाए णो अगार पडिवुहणयाए, णो समण माहण पोसणयाए णो तस्स सरीरगस्स किंचि विपरियाइत्ता भवंति, से हंत्ता छेत्ता भेत्ता लुंपइत्ता विलुंपइत्ता उदवइत्ता उज्झिउं बाले वेरस्स आभागी भवंति, अणट्ठादंडे ।। से जहा नामए केइ पुरिसे कच्छंसि वा, दहंसि वा, उदगंसि वा, दवियंसि वा, वलयंसि वा, णूमंसि वा, गहणंसि वा, गहणविदुग्गंसि वा, वणंसि वा, वणविदुग्गंसि वा, पव्वयंसि वा, पव्वयविदुग्गंसि वा, तणाइं ऊसविय ऊसविय सयमेव अगणिकायं णिसिरति अण्णेण वि अगणिकायं णिसिरावेति अणणं पि अगणिकायं निसिरतं समणुजाणइ अणट्ठादंडे, एवं खलु तस्स तप्पत्तियं सावज्जं ति आहिज्जइ, दोच्चे दंडसमादाणे अणट्ठादंडवत्तिएत्ति आहए ।।३।।

અર્થ : કોઇ પુરૂષો એવા હોય છે કે–પોતાના શરીરની રક્ષા માટે, માંસ માટે રૂધિર માટે મારતો નથી. તેમજ હૃદય, પિત્ત, ચરબી, પાંખ, પૂછડી, વાળ, શિંગડા દાંત, દાઢ નખ, સ્નાયુ, હાડકા કે હાડકાની મજ્જાને માટે ત્રસજીવોની હિંસા કરતો નથી તથા તેણે મારા કોઇ સંબંધીને પહેલા માર્યો હતો, મારે છે, મારશે એવું માનીને કે પુત્રપોષણ, પશુપાલન કે ઘરની રક્ષા માટે તેમજ શ્રમણ અને માહણ આજીવિકા માટે કે પોતાના પ્રાણોની રક્ષા માટે ત્રસ જીવોની હિંસા કરતો નથી. પરંતુ નિષ્પ્રયોજન નિરર્થક તે મૂર્ખ મનુષ્ય ત્રસ–જીવોને મારે છે તેનું છેદન ભેદન કરે છે તેના અંગો કાપે છે, તેમની ચામડી ઉતારી નાખે છે અને આંખો કાઢે છે તથા તેમને ઉદ્વેગ પહોંચાડે છે. તે અજ્ઞાની પુરૂષે વિવેકનો ત્યાગ કર્યો છે તે પ્રાણીઓના વેરનો પાત્ર બને છે આ અનર્થદંડ ક્રિયા છે.

કોઇ પુરૂષ સ્થાવર પ્રાણીઓ જેવા કે ઇક્કડ (એક જાતનું ઘાસ) કઠિન (કડબ) જંતુક, પરગ, મુસ્ત, તૃણ, ડાભ, કુંચ્છગ, પર્વક, પલાલ વિગેરે જાતની વનસ્પતિઓની નિષ્પ્રયોજન જ હિંસા કરે છે, તે પુત્ર પોષણ માટે, પશુપાલન માટે, ઘરની રક્ષા માટે, શ્રમણ બ્રાહ્મણની આજીવિકા માટે હિંસા કરતો નથી. છતાં પણ સ્થાવરોનું છેદન–ભેદન કરે છે અને મર્દન કરે છે તે વિવેકહીન અજ્ઞાની વ્યર્થ પ્રાણીઓની હિંસા કરી વૈરવૃદ્ધિ કરે છે.

જેવી રીતે કોઇ પુરૂષ નદીના તટ ઉપર, તળાવ ઉપર, કોઈ પણ જલાશય ઉપર, તૃણરાશિ ઉપર, જલ શયની આજુબાજુના સ્થાન ઉપર વૃક્ષ વિગેરેથી ઢકાયેલ અંધારાવાળા સ્થાન ઉપર, ગહન ભૂમિ ઉપર વનમાં ઘોર અટવીમાં, પર્વત પર, પર્વતની ગુફામાં કે દુર્ગમ સ્થળો પણ તૃણનો ઢગલો કરીને નિષ્પ્રયોજન તે સ્થળોમાં સ્વય અગ્નિ પ્રગટાવે, અન્યની પાસે પ્રગટાવડાવે અને અગ્નિ જલાવનારને અનુમોદન આપે છે. એવા પુરૂષને નિષ્પ્રયોજન પ્રાણીઓની ઘાતનું કર્મ બંધાય છે, આ બીજું અનર્થદંડ પ્રત્યયિક ક્રિયા સ્થાન કહેવાયું

मूलम्- अहावरे तच्चे दंडसमादाणे हिंसा दंडवत्तिएत्ति आहिज्जइ से जहा नामए के पुरिसे ममं वा, ममिं वा, अन्नं वा, अन्निं वा, हिंसिसु वा, हिंसति वा, हिंसिस्सइ वा, तं दंड तस थावरेहिं पाणेहिं सयमेव णिसिरति, अण्णेणवि णिसिरावेति, अन्नंपि णिसिरंतं समणु-जाणइ हिंसादंडे एवं खलु तस्स तप्पतियं सावज्जंति, आहिज्जइ, तच्चे दंडसमादाणे हिंसादंडवत्तिएत्ति आहिए ॥४॥

અર્થ : હવે ત્રીજું 'હિંસાદંડ' નામની ક્રિયાનુ વર્ણન કરવામાં આવે છે કોઇ પુરૂષ એવો મનમાં વિચાર કરે કે અમુક જીવોએ મને તથા મારા સ્વજન આદિ માંહેલા કોઇને પૂર્વે માર્યા હતા, વળી હમણાં પણ અવારનવાર મારે છે, કદાચ ભવિષ્યમાં પણ અમને મારશે એમ માની તે અવિવેકી પુરૂષ તે જીવોની ઘાત કરે અગર બીજાની પાસે તેમની ઘાત કરાવે. તેમ જ અન્ય કોઇ ઘાત કરતાં હોય તેને ભલું જાણે તો તે આવો અવિવેકી, અજ્ઞાની મનુષ્ય હિંસાદંડની ત્રીજા પ્રકારની ક્રિયા કરી રહ્યો છે તેમ માનવુ આવી હિંસા કરવાથી પાપકર્મનો બંધ પડે છે

मूलम्- अहावरे चउत्थे दंडसमादाणे अकम्हा दंडवत्तिएत्ति आहिज्जइ, से जहा णामए केइ पुरिसे-कच्छंसि वा, जाव वण विदुग्गंसि वा, मियवत्तिए, मियसंकप्पे, मियपणिहाणे, मियवहाए गंता एए मियत्ति काउं, अन्नयरस्स मियस्स वहाए उसुं आयामेत्ता णं णिसि-रेज्झा 'स मियं वहिस्सामि' त्ति कट्टु त्तित्तिरं वा, वट्टगं वा, चडगं वा, लावगं वा, कवोयग वा, कविं वा, कविजलं वा, विंधित्ता भवइ, इह खलु से अन्नस्स अट्ठाए अण्णं फुसति अकम्हादंडे ॥ से जहा णामए केइ पुरिसे सालीणि वा वीहीणि वा, कोदवाणि वा, कंगूणि वा, परगाणि वा, रालाणि वा, णिलिज्झमाणे अन्नयरस तणस्स वहाए सत्थं णिसिरेज्जा, से सामगं, तणगं, कुमुदुगं, वीही ऊसियं, कलेसुयं तणं छिदिस्सामि त्ति कट्टु सालिं वा, वीहिं वा, कोदवं वा, कंगुं वा, परगं वा, रालयं वा, छिंदिता भवइ, इति खलु से अन्नस्स अट्ठाए अन्नं फुसंति अकम्हादंडे एवं खलु तस्स तप्पतियं सावज्जं आहिज्जइ, चउत्थे दंडसमादाणे अकम्हादंडवत्तिए आहिए ॥५॥

અર્થ : હવે ચોથો 'અકસ્માત દંડ' આ ક્રિયાસ્થાનનું વર્ણન નીચે મુજબ છે કોઇ શિકારી પોતાનું જીવન નિર્વાહ કરવા માટે અગર શોખને ખાતર મૃગયા આદિ રમવા માટે જંગલમાં જાય છે. ત્યા કોઇ નજીકમાં જણાતા મૃગને મારવાનો સંકલ્પ કરીને પોતાનું તીરકામઠુ આદિનો ઉપયોગ કરે છે તે તીર મૃગને નહિ વાગતાં વચમાં અચાનક રીતે તેતર આદિ અન્ય જીવોને વાગે છે ને તે લાગવાથી તેતરાદિ વચમાં મરી જાય તો તે મરનાર પક્ષીઓને મારવાની આ શિકારીને ભાવના ન હતી પરંતુ અકસ્માત રીને વચમાં આવી જવાથી મૃગને બદલે અન્ય જીવોની ઘાત થઇ તેથી તેને અકસ્માત દંડની ક્રિયા લાગી તેમ જ્ઞાનીઓ કહે છે કારણ કે તેણે પ્રાણીની હિંસા તો કરી જ છે. તેથી તેને પાપક્રિયા જરૂર લાગે છે કેઇ ખેડૂત ચોવીસ પ્રકારનાં ધાન્ય માંહેલા કોઈ પણ ધાન્યને કાપવા માટે જાય અને પોતાને ધાન્ય જ કાપવું છે એવો સંકલ્પ કરીને દાતરડા આદિનો ઉપયોગ કરે છે પણ વચમાં ધાન્યને બદલે બીજા ઉગેલાં છોડવાને પણ અકસ્માતથી કાપી નાંખે છે તેથી તેને અકસ્માત દંડની ક્રિયા લાગે છે અને આથી કર્મબંધ થાય છે.

मूलम्- अहावरे पंचमे दंडसमादाणे दिट्ठि विपरियासिया दंडवत्तिएत्ति आहिज्जइ, से, जहा णामए केइ पुरिसे माईहिं वा, पिईहिं वा, भाईहिं वा, भगिणीहिं वा, भज्जाहिं वा, पुत्तेहिं वा, धूताहिं वा, सुण्हाहिं वा, सद्धि संवसमाणे मित्तं अमित्तमेव मन्नमाणे मित्ते-हयपुव्वे भवइ, दिट्ठीविपरियासिया दंडे ।। से जहा णामए केइ पुरिसे गामघायंसि वा, णगर घायंसि वा, खेडधायंसि, वा कव्वड घायंसिवा मंडवघायंसि वा, दोणमुहघायंसि वा, पट्टणघायंसि वा, आसम घायंसि वा, संन्निवेसघायंसि वा, निगम्म घायंसि वा, रायहाणिघायंसि वा, अतेणं तेण मित्ति मन्नमाणे अत्तेणे हयपुव्वे भवइ, दिट्ठिविपरि-यासिया दंडे, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, पंचमे दंडसमादाणे दिट्ठिविपरियासिया दंडवत्तिए त्ति आहिए ।।६।।

અર્થ : હવે પાંચમી ક્રિયા "દૃષ્ટિ વિપર્યાસ" નામની છે. દૃષ્ટિ વિપર્યાસ એટલે એક વસ્તુને અન્યપણે સમજીલે તેને દૃષ્ટિનું વિપર્યાસપણું કહે છે. એટલે એકને બદલે બીજી તેને જણાય છે. દા. ત. છીપને બદલે નેત્રનાં દોષથી તેને ચાંદી માની ઉપાડે તો તે દૃષ્ટિનું વિપરિયાસપણું છે. જેમ કોઇ પુરૂષ માતા-પિતા, ભાઈ-બહેન, પત્ની, પુત્ર, પુત્રી સાથે તથા મિત્રવર્ગ સાથે રહે છે, પણ ગેરસમજણથી પોતાના હિતેચ્છુ મિત્રને શત્રુ માની લઇને તેને ઘાત કરે અથવા ગામ, નગર, ખેડ, કવડ, મડંબ, દ્રોણમુખ, પટ્ટણ, આશ્રમ, સંનિવેશ, નિગમ, રાજધાનીમાં મારફાડના સમયે જે ચોર નથી અને ચોરના ભ્રમથી તેને મારે છે તો તેને દૃષ્ટિવિપરિયાસપણાનો કર્મ બંધાય છે કેમકે જે તેનો પરમમિત્ર હતો તેને દૃષ્ટિનાં દોષથી તેમ જ પોતાની સમજણ શકિતનાં અભાવે તેને શત્રુ માની લીધો. આ તેનું દૃષ્ટિવિપરિયાસપણું છે. અહિં તેને દૃષ્ટિવિપરિયાસપણાની ક્રિયા લાગે છે અને તે કર્મબંધન બાંધે છે. વળી રસ્તે જતાં એકને બદલે બીજાને તે પુરૂષ માની તેનો વધ કરે તો તે પણ દૃષ્ટિવિપરિયાસનો દંડ છે.

मूलम्- अहावरे छट्ठे किरियाट्ठाणे मोसावत्तिए त्ति आहिज्जइ, से जहा णामए केइ पुरिसे आयहेउं वा, णाइहेउं वा, अगारेहउं वा, परिवारहेउं वा, सयमेव मुसं वयंति अण्णेण वि मुसंवयावेति, मुंसवयंतं पि अण्णं समणुजाणइ, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ । छट्ठे किरियाट्ठाणे मोसवत्तिएत्ति आहिए ।।७।।

અર્થ : કોઇ પુરૂષ પોતાને માટે, જ્ઞાતિ માટે કે સ્વજન કે પરિવાર આદિ માટે સ્વયં જુઠું બોલે, અન્ય પાસે બોલાવે વળી જુઠું બોલનારને અનુમોદના આપે તો તે મૃષા પ્રત્યયિક નામની છઠ્ઠી ક્રિયા સ્થાનકનું પાપ બાંધે છે. ઉપલી પાંચ ક્રિયાઓમાં વધતી ઓછી હિંસા હોય છે. તેથી તેને 'દંડ સમાદાન' નામની સંજ્ઞા આપવામાં આવે છે. છઠ્ઠી ક્રિયાથી તેરમી ક્રિયા સુધી જે સ્થાનો કહેવામાં આવનાર છે તેમાં પ્રાય: પ્રાણ-વધ હોતો નથી તેથી તેને "દંડ સમાદાન" નામ નહિ આપતા 'ક્રિયાસ્થાન' શબ્દથી સંબોધવામાં આવે છે.

मूलम्- अहावरे सत्तमे किरियाट्ठाणे आदिन्नादाणवत्तिएत्ति आहिज्जइ, से जहा णामए केइ पुरिसे आयहेउं वा, जाव परिवारहेउं वा, सयमेव अदिन्नं आदियइ, अन्नेणवि अदिन्नं आदियावेइ, अदिन्नं आदियं तं अन्नं समणुजाणइ, एवं खलु तस्स तप्पतियं सावज्ज ति आहिज्जइ, सत्तमे किरियाट्ठाणे अदिन्नादाणवत्तिएत्ति आहिए ।।८।।

અર્થ : હવે સાતમુ ક્રિયાસ્થાનક 'અદત્તાદાન' નામનું છે. આ ક્રિયા સ્થાનકમાં કોઇ પુરૂષ પોતાના નિમિત્તે તેમ જ પરિવાર, સ્વજન અગર જ્ઞાતિ કે મિત્રવર્ગ નિમિત્તે પોતે સ્વયં ચોરી કરીને અગર માલિકને પૂછયા વિના કોઇ ચીજ આદિ ગ્રહણ કરે અગર અન્ય પાસે લેવરાવે અથવા અન્ય આવી ચોરેલી વસ્તુ ગ્રહણ કરતો હોય તો તેને ભલું માને, આ ક્રિયાને અદત્તા દાનની ક્રિયા કહે છે. આ નિમિત્તે પાપકર્મનો બંધ થાય છે.

मूलम्- अहावरे अट्ठमे किरियाट्ठाणे अज्झत्थवत्तिए त्ति आहिज्जइ, से जहा णामए केइ पुरिसे णत्थि णं केइ किंचिविसंवायेति, सयमेव होणे, दीणे, दुट्ठे दुम्मणे, ओहयमणसंकप्पे चिंतासोगसागर संपविट्ठे, करतलपल्हत्थमुहे, अट्टज्झाणोकाए, भूमिमयदिट्ठिए झियाइं । तस्सणं अज्झत्थया आसंसइया, चत्तारी ठाणा एवमाहिज्जइ, तंजहा कोहे माणे, माया लोहे । अजज्झत्थमेव कोहमाणमाया लोहे एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, अट्ठमे किरियाट्ठाणे अज्झत्थवतिए त्ति आहिए ।।९।।

અર્થ : આઠમું ક્રિયાસ્થાનક 'આધ્યાત્મિક' નામનુ છે. મનના જે ભાવો કે વિચારો ઉત્પન્ન થાય તે ભાવોને આધ્યાત્મિક ક્રિયા કહે છે. જેમ કોઇ પુરૂષ કોઈપણ જાતનાં કારણ વિના ચિંતા કર્યા કરે છે તેમ જ આર્તધ્યાન અને રૌદ્ર–ધ્યાનનાં વિચારો સેવે છે તેને આધ્યાત્મિક ક્રિયાનું પાપ લાગે છે. કારણ આ આધ્યાત્મિક ક્રિયા થતી વખતે તેનાં મનમાં થોડે કે ઘણે અંશે ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર કષાયોની ઉત્પત્તિ હોય જ છે. આ ચાર કષાયની ઉત્પત્તિથી જીવોને કર્મબંધન થાય છે. તેને આધ્યાત્મિક ક્રિયા કહેવાય છે. આ ક્રિયાને 'ક્રોધ પ્રત્યયિક' ક્રિયા પણ કહે છે.

मूलम्- अहावरे णवमे किरियाट्ठाणे माणवत्तिएत्ति आहिज्जइ, से जहा णामए केइ पुरिसे जातिमएण वा, कुलमएण वा, बलमएण वा, रुवमएण वा, तवमएण वा, सुयमएण वा, लाभमएण वा, इस्सरियमएण वा, पन्नामएण वा, अन्नतरेण वा, मयट्ठाणेण वा, मत्तेसमाणे परं हिलेति, निदेति, खिसंति, गरहति, परिभवइ, अवमण्णेति. इत्तरिए अयं, अहंमसि पुणविसिट्ठे, जाइकुल, बलाइगुणोववेए, एवं अप्पाणं समुक्कसे देह च्चुए कम्मबित्तिए अवसे पयाइं तं जहा गब्भाओ गब्भं (४) जम्माओ जम्मं, माराओ मारं, णरगाओ नरगं, चंडे, थद्धे, चवले, माणियावि भवइ, एवं खलु तस्स, तप्पत्तियं सावज्जंति आहिज्जइ नवमे किरियाट्ठाणे माणवत्तिएत्ति आहिए ।।१०।।

અર્થ : નવમુ ક્રિયાસ્થાનક વર્ણવામાં આવે છે કે કોઇ પુરૂષ જાતિ, કુળ, બળ, રૂપ, તપ, શ્રુત, લાભ, ઐશ્વર્ય તથા અન્ય કોઇ પ્રકારનાં અભિમાનથી મદોન્મત થઇને બીજા જીવોની નિંદા

કરે, તેમનો તિરસ્કાર કરે, વળી પોતે મનમાં ધન-જાતિ આદિનો મદ કરીને બીજાની હીલના, નિંદા, ઘૃણા, ભર્ત્સના અને તિરસ્કાર કરીને ફુલાય કે હું જગતમાં કે સમાજમાં શ્રેષ્ઠ છું, આવો પુરૂષ નિંદા નામનાં સ્થાનકને જગતમાં પ્રાપ્ત થાય છે અને મદને લીધે મહાકર્મ બંધ થવાથી આયુષ્ય પૂર્ણ થતાં એક ગર્ભમાંથી બીજા ગર્ભમાં એક જન્મથી બીજા જન્મમાં, મૃત્યુથી મૃત્યુ અને નર્ક ઉપર નર્ક એમ ઝપાટાબંધ દુઃખો ભોગવતો ગતિભ્રમણ કરે છે આવા રૌદ્ર, અહંકારી અને માનનીય પુરૂષો નિશ્ચયથી મહાન કર્મનું બંધન કરે છે. આ ક્રિયાસ્થાનકને માન પ્રત્યયિક ક્રિયા કહે છે.

मूलम्- अहावरे दसमे किरियाट्ठाणे मित्तदोसवत्तिएत्ति आहिज्जइ, से जहा णामए केइ पुरिसे माईहिं वा, पियहि वा, भाईहिं वा, भइणी हिं वा, भज्जाहि वा, धूयाहिं वा, पुत्तेहिं वा, सुएहाहि वा, सद्धि संवसमाणे तेसि अन्नयरंसि, अहालहुगंसि, अवराहंसी, सयमेव गरुयं दंडं निवत्तेत्ति तं जहा सीओदगवियडंसि वा कायं अच्छोलित्ता भवत्ति, उसिणोदग वियडेण वा, कायं ओसिचित्ता भवति, अगणिकाएणं कायं उवडहित्ता - भवति, जोत्तेण वा, वेत्तेण वा, णेत्तेण वा, तयाइ वा, कण्णेण वा, छियाए वा, लयाए वा, (अन्नयरेण-वा, व दवरएण वा,) पासाइं उद्दालित्ता भवति ! दंडेण वा, अट्ठीण वा, मुट्ठीण वा, लेलूण वा, कवालेण वा, कायं आउट्टता, भवति तहप्पगारे पुरिसजाए, संवसमाणे, दुम्मणा भवति, पवसमाणे सुमणा भवति। तहप्पगारे पुरिसजाए, दंडपासी, दंडगुरुए, दंडपुरक्कडे, अहिए इमंसि, लोगंसि अहिए परंसि लोगंसि संजलणे कोहणे पिट्ठिमंसि यावि भवति एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ दसमे किरियाट्ठाणे मित्तदोसवत्तिएत्ति आहिए ॥११॥

અર્થ : દશમાં ક્રિયાસ્થાનકને 'મિત્રદોષ' ક્રિયાસ્થાનક કહે છે. કોઇ પુરૂષ પોતાનાં કુટુંબની સાથે રહેતાં કોઈ વ્યકિતનો થોડો પણ અપરાધ થતો જાણી ક્રોધિત થઇ ઘણો દંડ આપે તેને મિત્રદોષ પ્રત્યયિક ક્રિયાનું પાપ લાગે છે. કોઇ જીવ થોડા અપરાધવાળાને ઠંડા પાણીમાં ઝબોળે છે, અગર ગરમ કરેલ પાણી અગર તેલથી તેનાં શરીરને નુકસાન પહોંચાડે છે, કોઇ જીવ અપરાધીને સળગાવી મૂકે છે, વળી કોઇ જીવ જોતરાથી, નેતરથી, ચાબૂકથી નાડાથી અગર રસ્સીથી માર મારે છે વળી તેની ચામડી પણ ઉતારી નાખે છે તેમજ લાકડી આદિનાં પ્રહારથી તેનાં શરીરનાં અવયવોને ભાંગી નાખે છે આથી આવા ક્રૂર અને ઘાતકી મનુષ્યની સાથે રહેનાર તેનાં કુટુંબીજનો દુઃખી દુઃખી થાય છે. આવી વ્યકિત જો પરદેશ જાય તો તેનાં સ્વજનો ઘણાં સુખી થાય છે આવા અલ્પ અપરાધીને ભારે દંડ દેવાવાળા ક્રોધી મનુષ્યો આ લોક અને પરલોકમાં નિંદાને પાત્ર બને છે આવા પુરૂષોને ઘણી પાપકારી ક્રિયા લાગે છે.

मूलम्- अहावरे एक्कारसमे किरियाट्ठाणे मायावत्तिएत्ति आहिज्जइ, जे इमे भवंति गूढायारा तमोकसिया, उलुगपत्तलहुया, पव्वय गुरुया, ते आयरिया वि संता अणारियाओ भासाओवि पउज्जंति अन्नहा संतं अप्पाणं अन्नहा मन्नंति, अन्नं पुट्ठा अन्नं वागरंति, अन्नं आइक्खिव्यवं अन्नं आइक्खंति ।। से जहा णामए केइ पुरिसे अंतोसल्ले तं सल्लं णो सयं णिहरति णो अन्नेणं णिहरावेति, णो पडिविद्धंसेइ, एवमेव निण्हवेइ, अविउट्ट माणे अंतो अंतो रियइ एवमेव माई मायं कट्टु, णो आलोएइ, णो पडिक्कमेइ, णो निंदइ, णो गरहइ, णो विउट्टइ, णो विसोहेइ णो अकरणाए अब्भूट्ठइ, णो अहारिहं तवोकम्मं पायच्छित्तं पडिवज्जइ, माई अस्सिं लोए पच्चायाइ, माई परंसि लोए (पुणोपुणो) पच्चायाइ, निंदइ, गरहइ, पसंसइ, निच्चरइ, ण नियट्टइ निसिरियं दंडं छाएति, माई असमाहड सुहलेस्से यावि भवइ एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, । एकारसमे किरियाट्ठाणे मायावत्तिएत्ति आहिए ।।१२।।

અર્થ : આ જગતમાં કેટલાક માયા—કપટી પુરૂષો લોકોને વિશ્વાસમાં લઈને તેઓને ઠગે છે. પોતે ઘુવડની પાંખની માફક અત્યંત હલકા (નીચ) હોવા છતાં પોતાને પર્વતની જેમ મહાન માને છે. તેઓ આર્ય હોવા છતાં પોતાના સ્વાર્થ સાધવા માટે અનાર્ય ભાષાઓનો ઉપયોગ કરી સામા માણુસ પર પોતાની પ્રતિભા પાડે છે. પોતાનો દુષ્ટ સ્વભાવ હોવાથી પોતાને સુસ્વભાવી માને છે આવા કપટી પુરૂષો પોતાના અશુભ કાર્યોને છુપાવી જાતે જ દુઃખનુ વેદન કરે છે. છતાં માયા કપટ રૂપ શલ્યને દૂર કરતાં નથી. આવા માયાવી પુરૂષો પોતાનાં પાપની આલોચના પણુ કરતા નથી. નિંદા કરતા નથી. ગર્હા કરતા નથી. વળી વિશુદ્ધ થતા નથી. તેમજ પોતાનાં અશુભ વિચારનો નાશ કરવા ઉદ્યમવંત પણુ બનતા નથી. તેથી. આવા માયા—કપટવાળા પુરૂષનો કોઈપણુ વિશ્વાસ કરતો નથી. જ્ઞાની પુરૂષો કહે છે કે માયા કપટવાળા જીવો આગામી ભવમાં પોતાના કપટભાવને લીધે આડા શરીર ધારણુ કરે છે. એટલે પશુનાં અવતાર તેને મળે છે માયા—કપટનાં સતત પરિણામને લીધે આવા જીવો સ્ત્રીલિંગને પણુ પ્રાપ્ત થાય છે. આથી તેઓ મહાકર્મનાં બંધન કરે છે.

मूलम्- अहावरे बारसमे किरियाट्ठाणे लोभवत्तिए त्ति आहिज्जइ, जे इमे भवंति तंजहा-आरण्णिया, आवसहिया, गामंतिया, कण्हुई रहस्सिया णो बहुसंजया, णो वहुपडिविरिया सव्वपाणभूत जीवसत्तेंहि ते अप्पणो सच्चामोसाइं एवं विउंजंति, अहं ण हंतव्वो, अन्ने हन्तव्वा अहं ण अज्जावेयव्वो अन्ने अज्जावेयव्वा अहं ण परिघेतव्वो अन्ने परिघेतव्वा, अहं ण परितावेयव्वो अन्ने परितावेयव्वा, अहं ण उद्दवेयव्वो अन्ने उद्दवेयव्वा, एवमेव ते इत्थिकामेहिं मुच्छिया, गिद्धा, गढिया, गरहिया, अज्झोववन्ना जाव वासाइं चउपंचमाइं छदसमाइं अप्पयरो वा भुज्जयरो वा भुंजितुं भोगभोगाइं कालमासे कालं किच्चा अन्नयरेसु आसुरिएसु किव्विसिएसु ट्ठाणेसु उववत्तारो भवंति, ततो विप्पमुच्चमाणे

भुज्जो भुज्जो एलमूयत्ताए तमूयत्ताए जाइमूयत्ताए पच्चायंति । एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, दुवालसमे किरियाट्ठाणे लोभवत्तिएत्ति आहिए ।।

અર્થ : માયા પ્રત્યયિક ક્રિયા સ્થાનકનું નિરૂપણ કર્યા પછી હવે બારમા 'લોભ પ્રત્યયિક' નામનાં ક્રિયા સ્થાનનું વર્ણન કરવામાં આવે છે. ઘણાં અન્ય દર્શનીયો શ્રમણ ધર્મને નામે જંગલમાં નિવાસ કરી કંદમૂળ ફળ આદિ ખાઇ પોતાનો નિર્વાહ કરે છે. કોઇ કોઇ જંગલમાં ઝૂંપડીઓ બાંધે છે આમાં કેટલાંય ગુપ્તકાર્ય કરનાર સાધુઓ જો કે ત્રસજીવોની વિરાધના કરતા નથી, પરંતુ એકેન્દ્રિયાદિક જીવોની વિરાધના કરીને પોતાનો નિર્વાહ કરે છે. તેથી આવા શ્રમણો સાચાં સંયતિ નથી. વળી તેઓ સર્વ પ્રાણી, ભૂત , જીવ અને સત્વની હિંસાથી પણ નિવૃત થયા નથી. આવા લોકો એમ કહે છે કે બીજા મારવા યોગ્ય, આજ્ઞા કરવા યોગ્ય, ગુન્હા કરવા પર પકડવા યોગ્ય, સજા કરવા યોગ્ય, ઉદ્વેગ પહોંચાડવા યોગ્ય છે. એમ નહી. આવા પાખંડી શ્રમણો સ્ત્રી આદિનાં કામભોગમાં આસકત થઇ વિષયોમાં ગુંથાયેલાં રહે છે વળી હરહંમેશાં કામભોગની ચિંતામાં ડૂબી રહે છે. આવા શ્રમણો આયુષ્યનો થોડો ભાગ ચાર-પાંચ-છ-દસ વરસ આવી રીતે પસાર કરી આયુષ્ય પુરું થતા અસૂર નિકાયમાં કિલ્વિષી દેવ તરીકે ઉત્પન્ન થાય છે ત્યાં શરીરથી ભોગ ભોગવીને દેવલોકનું આયુષ્ય પુરું કરીને નીચલી ગતિમાં ગુંગા, બહેરા, તોતડા, જન્માંધ તરીકે જન્મીને-મરીને અનંત સંસારમાં પરિભ્રમણ કરતાં થકા મહાન દુઃખને પામે છે.

मूलम्- इच्चेयाइ दुवालस किरियाट्ठाणाइं दविएणं समणेण वा माहणेण वा सम्मं सुपरिजाणियव्वाइं भवंति ।।१३।।

અર્થ : મુકિત ગમન યોગ્ય સાધુ ઉપરોકત બાર પ્રકારનાં ક્રિયાસ્થાનકોનો ત્યાગ કરી સંયમમાં ઉપયોગવંત રહી વિચરે એમ શ્રી તીર્થંકર દેવ કહે છે

मूलम्- अहावरे तेरसमे किरियाट्ठाणे इरियावहिए त्ति आहिज्जइ इह खलु अत्तत्ताए संवुडस्स अणगारस्स ईरिया समियस्स, भासासमियस्स, एसणासमियस्स, आयाण भंडमत्तणिक्खेवणा समियस्स, उच्चारपासवणखेल सिधाणजल्ल परिट्ठावणिया समियस्स, मणसमियस्स, वयसमियस्स, कायसमियस्स, मणगुत्तस्स, वयगुत्तस्स, कायगुत्तस्स, गुत्तिंदियस्स, गुत्तबंभयारिस्स, आउत्तं गच्छमाणस्स, आउत्तं चिट्ठमाणस्स, आउत्तं णिसियमाणस्स, आउत्तं तुयट्ठमाणस्स, आउत्तं भुंज्जमाणस्स, आउत्तं भासमाणस्स, आउत्तं वत्थं, पडिग्गहं, कंबलं, पायपुछणं, गिण्हमाणस्स वा, णिक्खिवमाणस्स वा, जाव चक्खुपम्हणिवायमवि अत्थि विमाया सुहुमा किरिया ईरियावहिया नाम कज्जई, सा पढम समए बद्धा, पुट्ठा, वितीय समए वेइया तइयसमए णिज्जिजण्णा सा बद्धा, पुट्ठा उदीरिया, वेइया णिज्जिजण्णा सेयंकाले अकम्मे चावि भवंति, एवं खलु तस्स तप्पत्तियं सावज्जंति आहिज्जइ, तेरसमे किरियाट्ठाणे ईरियावहिए त्ति आहिज्जइ ।।१४।।

અર્થ : આત્મા પોતાનાં નિજ સ્વરૂપમાં સદાયસ્થિત રહે તેને મુકિત અથવા નિર્વાણ કહે છે. જીવ અનાદિકાળથી અન્ય સ્વરૂપમાં સ્થિત રહેલ હોઇ આત્માભિમુખ થયો નથી તેથી તેને

પૂર્ણાનંદ અને પૂર્ણ સુખ ભરેલ આત્મસુખની પ્રાપ્તિ થઇ નથી કોઇ ભવ્ય જીવ વૈરાગ્ય લાવી દિક્ષા ધારણ કરી શુદ્ધ સયમ પાળી સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચરિત્ર્યરૂપ આત્મધર્મને પ્રકટ કરી પૂર્ણ રીતે આત્માનુભવ કરી સ્વરૂપમાં રમણ કરે ત્યારે તે દ્રવ્યકર્મ ને ભાવકર્મનો સર્વથા નાશ કરે છે. અને તેથી તે આત્મભાવને સંપૂર્ણ પણે પ્રાપ્ત થયેલો કહેવાય છે આવો ભવ્ય આત્મા ગૃહસ્થાવાસમાં પણ ગૃહવાસને બધન ગણતો હોય છે તે જીવન મરણમા નિસ્પૃહ રહીને ઇંદ્રિયોનાં વિષયથી નિવૃત થાય છે. અને ચાલતાં બેસતાં બોલતાં વિગેરેમાં સદા ઉપયોગવંત રહે છે મન, વચન અને કાયાના યોગને વશ રાખી, નવગુપ્તિ સહિત બ્રહ્મચર્યનુ પાલન કરે છે આવા સર્વ પાપક્રિયાથી દૂર રહેનાર આત્માને પણ ઇરિયા-પથિક નામે ક્રિયા લાગે છે એટલે સૂક્ષ્મ કર્મબધન થાય છે. આ ક્રિયા કષાય નહિ હોવાનાં કારણે બધરૂપ નથી પણ કહેલ બધ થાય છે. કારણકે મન, વચન, કાયાના યોગ વિદ્યમાન હોય ત્યાં સુધી તે જીવ સદા કપિત રહે છે. આ કપિતપણાને લીધે સુક્ષ્મ પુદ્ગલ–પરમાણુ-ઓનો બધ થાય છે. પણ તે ઘણો જ અલ્પકાળનો હોય છે. પ્રથમ સમયે બધાય છે બીજા સમયે સુક્ષ્મ રીતે અનુભવાય છે ત્રીજા સમયે તે બધ નિર્જરી જાય છે. આ ક્રિયા કષાયરહિત જીવોને જ હોય છે. જ્યાં સુધી આવા વિતરાગી પુરૂષોને અઘાતી કર્મનો ઉદય વર્તે છે ત્યાં સુધી પરમાણુ પુદ્ગલોનુ સૂક્ષ્મ પરિણમન તેનાં આત્મપ્રદેશો સાથે થઇ રહ્યુ છે. એમ કેટલાંક મંતવ્યો છે. દિગબર મત આ જાતનુ મતવ્ય ધરાવતો નથી. વીતરાગ સિવાય બાકીનાં સર્વજીવોને સાંપરાયિક (બધરૂપ) ક્રિયા હોય છે

मूलम्- से बेमि जेय अतीता जेय पडुन्ना जेय आगमिस्सा अरिहंता भगवंता सव्वे ते एयाइं चेव तेरसकिरिया ट्ठाणाइं भासिसु वा, भासेंति वा, भासिस्संति वा, पन्नविसु वा, पन्नवेंति वा, पण्णविस्संति वा, एवं चेव तेरसमं किरियाट्ठाणं सेविसु वा, सेवंति वा सेविस्संति वा ॥१५॥

અર્થ : ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનાં તીર્થકરોએ આ તેર ક્રિયાના સ્થાનકો કહ્યા છે, કહે છે અને કહેશે. તેરમી ક્રિયાનુ સેવન અપ્રમાદિ જીવોને હોય છે. ત્રણેય કાળમાં તીર્થકરો આ પ્રકારે કહી ગયા છે. એમ શ્રી સુધર્મા સ્વામી જબુસ્વામીને કહે છે.

मूलम्- अदुत्तरं च णं पुरिसविजयं विभंगमाइक्खिस्सामि, इह खलु णाणा पण्णाण, णाणा-छंदाणं, णाणासिलाणं, णाणादिट्ठीणं, णाणारूईणं, णाणारंभाणं, णाणाज्झवसाणसजुत्ताण, णाणाविहपावसुयज्झयणं एवं भवइ, तंजहा-भोमं, उप्पायं, सुविणं, अंतलिक्खं, अंगं सर लक्खणं, वंजणं, इत्थिलक्खण, पुरिसलक्खणं, हयलक्खणं, गयलक्खणं, गोण-लक्खणं, मिढलक्खण्णं, कुक्कडलक्खणं, तित्तिरलक्खणं, वट्टगलक्खणं, लावयलक्खणं चक्कलक्खणं, छत्तलक्खणं, चम्मलक्खणं, दंडलक्खणं, असिलक्खण, मणिलक्खण, कागिणिलक्खणं, सुभगाकरं, दुब्भगाकरं, गब्भाकरं, मोहणकरं, आहव्वणि, पागसासणि, दव्वहोमं खत्तियविज्जं, चंदचरिय, सूरचरियं, सुक्कचरियं, वहस्सइ चरियं, उक्कापायं,

ઉદરમાં રહેલું બાળક માતાનાં ઉદરમાં રહેલા આહારનો ઉપભોગ કરે છે છતાં માતાને પીડા થતી નથી. તેમ જીવો જે કાયામાં ઉત્પન્ન થાય છે, તે કાયાનો આહાર કરવા છતાં તે પદાર્થોને પીડા થતી નથી. વળી જીવો નજીકમાં રહેલાં અનેક પ્રકારનાં અન્ય ત્રસ અને સ્થાવર પ્રાણીઓને પોતાનાં શરીરથી દબાવે છે ઘણી વખત તેને મૃત્યુને શરણ પણ કરે છે. વનસ્પતિકાય આદિ જે જીવો રહેલાં છે. તેની સત્તા વૃક્ષોમાં અનુભવાય છે. વનસ્પતિ કાયનાં જીવો પહેલાં પૃથ્વીનો આહાર કરે છે—ઘણી વખત વનસ્પતિ સુકાય છે. તે બતાવે છે કે વનસ્પતિ પણ જીવરૂપ છે. એમ જાણી તેની દયા પાળવી તે કલ્યાણના હેતુરૂપ છે

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता रुक्खजोणिया रुक्खसंभवा रुक्खवुकम्मा तज्जोणिया तस्संभवा तदुवक्कमा कम्मोवगा कम्मनियाणेणं तत्थवुक्कमा पुढवीजोणिएहिं रुक्खेहि रुक्खत्ताए विउट्टंति। ते जीवा तेसिं पुढवीजोणियाणं रुक्खाणं सिणेमाहारेति, ते जीवा आहारेति, ते जीवा आहारेन्ति पुढवीसरीरं आउतेउ वाउ वणस्सइसरीरं नाणाविहाणं तसथावराणं पाणाणं सरीरं अचित कुव्वंति। परिविद्धत्थं तं सरीरं पुव्वाहारियं तया-हारियं विप्परिणामियं सारूवियकडं संतं अवरे वि य णं तेसिं रुक्खजोणियाणं रुक्खाणं सरीरा नाणावण्णा नाणागंधा नाणारसा नाणाफासा नाणासंठाण संठिया नाणाविह सरीर पुग्गल विउव्विया ते जीवा कम्मोववन्नगा भवंति त्ति मक्खायं ॥२॥

અર્થ : હવે વનસ્પતિ કાયનો બીજો ભેદ કહે છે. પૃથ્વી ઉપર જે વૃક્ષ ઉત્પન્ન થાય છે. ત્યાં બીજા જીવો પોતાના કર્મવશ પણ ઉત્પન્ન થાય છે. આ જીવો વૃક્ષરૂપ બની જાય છે તેથી તેને વૃક્ષ યોનિવાળા કહે છે. આ જીવો તે વૃક્ષમાંથી પૃથ્વીકાય આદિનો આહાર પણ પોતાના હિસ્સા પ્રમાણે પોતે સ્વયં ખેંચી તે આહારને પોતાનાં શરીરમાં પરિણમાવીને પોતે વૃદ્ધિ પામે છે આ જીવો જે વૃક્ષમાંથી આહાર લે તે વૃક્ષને પીડા આપતાં નથી પણ આજુબાજુથી પ્રાપ્ત થતાં એકેન્દ્રિય આદિ તથા ત્રસ આદિ પ્રાણીઓનાં શરીરનો આહાર કરી તેમને અચેતન બનાવી દે છે. આ આહાર વૃક્ષની ત્વચા વડે શરીરમાં પરિણમે છે અને તેનાં શરીર અનેક વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શમય બની અનેક પ્રકારના સસ્થાન-વાળા બની જાય છે. આ બધું કર્મોના કારણથી જીવની વિચિત્રતા હોય છે. પૃથ્વીમાંથી ઉગેલ વૃક્ષમાંથી જે બીજું વૃક્ષ ઉત્પન્ન થાય તેને 'વૃક્ષયોનિ' કહે છે

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता रुक्खजोणिया रुक्खसंभवा रुक्खवुक्कमा तज्जोणिया तस्संभवा तदुवक्कमा कम्मोवगा कम्मनियाणेणं तत्थवुक्कमा रुक्जोणिएसु रुक्खत्ताए विउट्टंति। ते जीवा तेसि रुक्खजोणियाणं रुक्खाण सिणेहमाहारेति ते जीवा आहा-रेंति पुढवी सरीरं आउ तेउ वाउ वणस्सइ, शरीरं तस थावराणं पाणाणं शरीरं अचित्तं कुव्वंति। परिविद्धत्थं तं सरीरं मे जाव सारुवियकडं संतं, अवरेडवि य णं तेसि रुक्ख-

जोणियाणं मूलाणं कंदाणं खंधाणं तयाणं सालाणं पवालाणं जाव बीयाणं सरीर नाणावण्णा नाणागंधा नाणारसा जाव नाणाविह सरीर पुग्गलविउव्विया ते जीवा कम्मोविवन्नगा भवंति त्ति मक्खायं ॥३॥

અર્થ : કોઇ જીવો વૃક્ષમાં ઉત્પન્ન થાય છે. વૃક્ષ પર રહે છે અને વૃક્ષ પરજ વધે છે. આ 'વૃક્ષ-યોનિક-વૃક્ષ'નો અધિકાર છે. પૃથ્વી ઉપર જે વૃક્ષ ઉત્પન્ન થાય છે તેને 'પૃથ્વી યોનિક વૃક્ષ' કહે છે આ પૃથ્વી યોનિક વૃક્ષમાં બીજા વૃક્ષ ઉત્પન્ન થાય તેને 'વૃક્ષ યોનિક' વૃક્ષ કહે છે. આ વૃક્ષમાં જ ઉત્પન્ન થયેલુ બીજુ વૃક્ષ પોતાનો આહાર પૃથ્વી યોનિક વૃક્ષમાંથી પણ પ્રાપ્ત કરી પોતાનુ શરીર બાંધે છે અને ક્રમે ક્રમે વૃદ્ધિને પામે છે. બાકીની સવ હકીકત પૃથ્વી યોનિક વૃક્ષ માફક જાણવી

આ વનસ્પતિકાય જીવનો ત્રીજો ભેદ છે. આવા બીજા ભેદો અને પ્રભેદો શ્રી કેવળજ્ઞાનીએ કહ્યા છે.

मूलम्- अहावर पुरक्खायं इहेगतिया सत्ता रुक्खजोणिया रुक्खसंभवा रुक्खवुक्कमा तज्जोणिया तस्सभंवा तदुवकम्मा कम्मोवगा। कम्मनियाणेणं तत्थवुक्कमा रुक्खजोणिएसु रुक्खेसु मूलत्ताए कंदत्ताए खंधत्ताए तयत्ताए सालत्ताए पवालत्ताए पत्तताए पुप्पताए फलत्ताए बीयत्ताए विउट्टंति, ते जीवा तेसिं रुक्खजोणियाणं रुक्खाणंसिहेणमाहरेंति, ते जीवा आहारेंति पुढवी सरीरं आउ वाउ तेउ वणस्सइ नाणाविहाणं तस थावराणं पाणाणं सरीरं अचित्तं कुव्वंति परिविद्धत्थं तं सरीरगं जाव सारूवियकडं संतं। अवरडेवि च णं तेसिं रुक्खजोणियाणं मूलाणं कंदाणं खंधाण तयाणं सालाणं पवालाणं जाव बीयाणं सरीरा नाणावण्णा नाणागंधा नाणारसा जाव नाणाविह सरीर पुग्गलविउव्विया ते जीवा कमोववन्नया भवंति त्ति मक्खायं ॥४॥

અર્થ : વૃક્ષયોનિવાળા જીવો વૃક્ષોમાં મૂળરૂપે, કદરૂપે, સ્કંધરૂપે, ડાળરૂપે, કુપળરૂપે, પત્ર રૂપે, ફળ રૂપે, પુષ્પ રૂપે અને બીજ રૂપે પણ ઉત્પન્ન થાય છે. આ બધો વનસ્પતિનાં અવયવોનો અધિકાર છે. આ જીવો તે વૃક્ષયોનિવાળાં વૃક્ષોનાં સ્નેહનો આહાર કરે છે. મૂળથી શરૂ કરી બીજ સુધી જે જીવો હોય છે તે પ્રત્યેક જીવો જુદા જુદા હોવા છતાં એ જ રૂપે ત્યાં ઉત્પન્ન થાય છે આ જીવો તે વૃક્ષ દ્વારા ગ્રહણ કરવામાં આવેલ આહારથી પોષણ મેળવે છે. તેમ જ આજુબાજુ રહેલાં પૃથ્વી, અપ, તેજ, વાયુ અને વનસ્પતિના શરીરનો પણ આહાર કરે છે આ જીવો આજુબાજુ રહેલાં ત્રસ અને સ્થાવર જીવોનાં શરીરને પણ નિષ્પ્રાણ બનાવી દે છે આ નિષ્પ્રાણ શરીરનો આહાર કરીને પોતાનુ શરીર પરિણામાવે છે. આવા સ્કંધ, છાલ, પાંદડાં વિગેરે રૂપ જીવોનાં શરીર અનેક પ્રકારના ગંધથી યુક્ત હોય છે. આ દશેય પ્રકારનાં જીવો ભિન્ન ભિન્ન હોય છે. આખા વૃક્ષમાં સર્વાંગે રહેલાં જીવો છે તે આ દશે પ્રકારનાં ભિન્ન ભિન્ન જીવોથી ભિન્ન છે. આ જીવો પોતાનાં

શુભાશુભ કર્મોનાં પ્રભાવથી આવા પ્રકારની ભિન્ન ભિન્ન યોનિમાં ઉત્પન્ન થાય છે. એક વૃક્ષ પર આશરે સંખ્યાતા અસંખ્યાત અને અનંત જીવો પણ હોય છે. આ કોઈ ઇશ્વરકૃત નથી.

मूलम्- अहावरं पुरक्खायं इहे गतिया सत्ता रुक्खजोणिया रुक्खसंभवा रुक्खवुक्कमा तज्जोणिया तस्संभवा तदुवक्कम्मा, कम्मोववन्नगा, कम्मनियाणेणं तत्थवुक्कमा रुक्खजोणिएहिं रुक्खेहिं अज्झारोहत्ताए विउट्टंति, ते जीवा तेसि रुक्खजोवियाणं रुक्खाणं सीणेहमाहारेति, ते जीवा आहारेति पुढवीसरीरं जाव सारूवियकडं संतं, अवरं वि य णं तेसिं रुक्खजोणियाण अज्झारुहाणं सरीरा नाणावण्णा जाव मक्खायं ।।५।।

અર્થ : વૃક્ષયોનિક વૃક્ષ એટલે જે વૃક્ષ પૃથ્વીમાં ઉત્પન્ન થયેલું હોય, જેનાં મૂળ પૃથ્વીમાં હોય તે પૃથ્વીયોનિક વૃક્ષ કહેવાય, અને તે પૃથ્વીયોનિક વૃક્ષમાંથી જે વૃક્ષ ઉત્પન્ન થાય તેને વૃક્ષયોનિક વૃક્ષ કહેવાય. તે વૃક્ષયોનિક વૃક્ષમાંથી જે ઉત્પન્ન થાય તેને 'અધ્યારીહ' કહેવાય (અર્ધમાગધી ભાષામાં) એ અધ્યારોહ વનસ્પતિને 'લતા વેલ' પણ કહે છે. અને આ 'અધ્યારોહ' વનસ્પતિ જે વૃક્ષમાં ઉત્પન્ન થયેલાં હોય તે વૃક્ષમાંથી તેનાં શરીર માટે આહાર કરે છે. તથા એકેન્દ્રિય આદિ અને ત્રસ જીવોનાં અચેતન શરીરનો પણ આહાર કરે છે તે વેલ અનેક પ્રકારનાં વર્ણ આદિથી યુક્ત હોય છે, બાકી પૂર્વવત

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता अज्झारोहजोणिया अज्झारोहसंभवा जाव कम्मनियाणेणं तत्थवुक्कमा रुक्खजोणिस्सु अज्झारोहेसु अज्झारोहत्ताए विउट्टंत्ति, ते जीवा तेसिं रुक्खजोणियाणं अज्झारोहणं सिणेमाहारेंति । ते जीवा पुढवीसरीरं जाव सारूविकडं संतं । अवेरडवि य णं तेसि अज्झारोह जोणियाणं अज्झारोहाणं सरीरा नाणावण्णाज ावमक्खायं ।।६।।

અર્થ : વૃક્ષમાં ઉત્પન્ન થયેલ વૃક્ષમાં અધ્યારોહ (વેલ) થાય છે. તે અધ્યારોહ–યોનિક, અધ્યારોહ વૃક્ષ કહેવાય છે આ અધ્યારોહ વૃક્ષ, અધ્યારોહ યોનિનાં સ્નેહનો આહાર કરે છે આ અધ્યારોહ એકેન્દ્રિય આદિ શરીરનો પણ આહાર કરે છે આ અધ્યારોહ વૃક્ષ ઘણાં પ્રકારનાં વર્ણ, ગંધ, સ્પર્શ તથા સસ્થાનવાળા હોય છે અને અનેકવિધ શરીરરૂપે બને છે બાકી અગાઉ પ્રમાણે જે જીવો અધ્યારોહ વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે અને અધ્યારોહ વનસ્પતિ વધવાથી વધે છે, તેઓ કર્મનાં નિમિત્તે અધ્યારોહપણાથી જ વધે છે.

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता अज्झारोह जोणिया अज्झारोहसंभवा जाव कम्मनियाणेणं तत्थवुक्कमा अज्झारोह जोणिएसु अज्झारोहत्ताए विउट्टंति, ते जीवा तेसिं अज्झारोहजोणियाणं अज्झारोहाणं सिणेहमाहारेति, ते जीवा आहारेति पुढवीसरीरं

जावसारूविकडं संत, अवरेडवि य णं तेसिं अज्झारोह जोणियाणं अज्झारोहाणं सरीरा नाणावण्णा जाव मक्खायं ।।७।।

अर्थ :- આ અધિકાર પણ અધ્યારોહ - યોનિક અધ્યારોહથી ઉત્પન્ન થતાં વૃક્ષનો છે. તે અધ્યારોહ-યોનિક (લતા) અધ્યારોહનાં શરીરથી આહાર કરે છે. વળી પૃથ્વી આદિ એકેન્દ્રિય શરીરને પણ આહાર કરે છે તેમ જ ત્રસ સ્થાવરનાં અચેતન શરીરનો પણ આહાર કરે છે. આ જીવોનું ઉત્પન્ન થવુ પોતપોતાનાં કર્મવશાત્ છે

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता अज्झारोहजोणिया अज्झारोहसंभवा जावकम्मनि-याणेणं तत्थवुक्कमा अज्झरोहजोणिएसु अज्झारोहेसु मूलत्ताए जाव बीयत्ताए विउट्टंति । ते जीवा तेंसि अज्झारोह जोणियाणं अज्झा रोहाणं सिणेहमाहारेति जाव अवरेडवि य णं तेंसिं अज्झारोहजोणियाणं मूलाणं जाव बीयाणं सरीरा नाणावन्ना जाव मक्खाय ।।८।।

अर्थ :- તીર્થંકર ભગવાનોએ અધ્યારોહ વૃક્ષોનો બીજો પણ પ્રકાર કહ્યો છે કે કોઇ કોઇ જીવો અધ્યારોહ યોનિવાળા હોય છે આવા જીવો અધ્યારોહ વૃક્ષમાં જ સ્થિત થાય છે. તેમાં જ તેઓ વૃદ્ધિને પામે છે અધ્યારોહ યોનિક જીવો અધ્યારોહ વૃક્ષોનાં મૂળ, કંદ, સ્કધ, શાખા, કુંપળ, પાન, પુષ્પ, ફળ વિગેરે રૂપ કરીને પણ ઉત્પન્ન થાય છે. તેઓ અધ્યારોહ વનસ્પતિ જીવોનો આહાર કરે છે તેઓના વર્ણ આદિ રૂપ અનેક પ્રકારનાં શરીર હોય છે.

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता पुढवीजोणिया पुढवीसंभवा जाव नाणाविहजोणियासु पुढवीसु तणत्ताए विउट्टंति, ते जीवा तेंसिं नाणाविह जोणियाणं पुढवीणं सीणेहमाहारेति जाव ते जीवा कम्मोववन्नगा भवंति ति मक्खायं ।।९।।

अर्थ : તીર્થંકર ભગવાને વનસ્પતિ કાયનાં ઉપરોક્ત પ્રકારો સિવાય અન્ય પ્રકારો પણ કહ્યા છે. કોઇ કોઈ જીવો પૃથ્વીકાયથી ઉત્પન્ન થાય, તેની ઉપર સ્થિત રહે, વધે પણ પૃથ્વી ઉપર જ. તેઓ તૃણ રૂપે અનેક પ્રકારનાં થઇ પૃથ્વી ઉપર રહે છે. આ તૃણો પૃથ્વીનાં સ્નેહનો આહાર કરે છે

मूलम्- एवं पुढवीजोणिएसु तणेसु तणत्ताए विउट्टंति जाव मक्खायं ।।१०।।

अर्थ · પૃથ્વી કાયમાં જન્મવાળા તૃણ – ઘાસનાં જીવો ઉપર બતાવ્યા તે પ્રમાણે છે. આ તૃણોમાં પણ બીજા જીવો તૃણરૂપે પણ ઉત્પન્ન થાય છે તે તૃણમાં કે ઘાસમાં ઉત્પન્ન થઇ ત્યાં વધે છે બાકી બધું પૂર્વવત.

मूलम्- एवं तणजोणिएसु तणेसु तणत्ताए विउट्टंति, तणजोणियं तणसरीरं च आहारेति जाव मक्खाय ।। एवं तणजोणिएसु तणेसु मुलत्ताए जाव बीयत्ताए विउट्टंति ते जीवा जाव एव मक्खायं ।। एवं ओसहीण वि चत्तारी आलावगा ।। एवं हरियाण वि चत्तारि आलावगा ।।११।।

अर्थ : કોઇ કોઇ જીવ પૃથ્વી - યોનિક તૃણોમા એટલે ઘાસમાં તૃણપણાએ ઉત્પન્ન થાય છે. આ

તૃણયોનિમાં જન્મેલા જીવો તૃણ શરીરનો આહાર વિગેરે પૂર્વ પ્રમાણે કરે છે. એ જ પ્રમાણે તૃણ યોનિઓમાં એટલે તૃણ યોનિક તૃણોમાં કેટલાંક જીવો મૂળ કંદ, તથા બીજ રૂપે પણ ઉત્પન્ન થાય છે તેવી રીતે ઔષધિ અનાજ–જુવાર, બાજરો, ઘઉં,–આદિપણે પણ જીવ ઉત્પન્ન થાય છે. તેમ જ હરિતકાયપણે પણ ઉત્પન્ન થાય છે. બાકીનું લખાણ એટલે આહાર, વૃદ્ધિ આદિ પૂર્વ પ્રમાણે જાણવું. આ પ્રમાણે દરેકમાં ચાર આલાપકો (વર્ગો) જાણવા.

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता पुढवीजोणिया पुढवीसंभवा जाव कम्मनियाणेणं तत्थवुक्कमा नाणाविहजोणियासु पुढवीसु आयत्ताए वायत्ताए कायत्ताए कुहणत्ताए कंदुकत्ताए उव्वेहणियत्ताए निव्वेहणियत्ताए सढत्ताए छत्तगत्ताए वासाणियत्ताए कूरत्ताए विउट्टंति। तेऽवि जीवा तेंसि नाणाविह जोणियाणं पुढवीणं सीणेहमाहारेति। तेऽवि जीवा आहारेति पुढवीसरीरं जाव संतं। अवरेऽवि य णं तेंसि पुढवीजोणियाणं आयत्ताणं जाव कूराणं सरीरा नाणावन्ना जाव मक्खायं एगो चेव आलावगो सेसा तिण्णि णत्थि ॥१२॥

અર્થ : શ્રી તીર્થંકર દેવોએ ઉપરોક્ત પ્રકારો સિવાય વનસ્પતિ આશ્રયે બીજા પ્રકારો પણ કહ્યા છે. આ જગતમાં પ્રાણીઓ પોતાનાં કર્મોથી ખેંચાઇને પૃથ્વી–યોનિક (પૃથ્વીમાં જન્મ લે તે) વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે. જેનાં નામ વાય, કાય, કૂહાણ, કંદૂક, ઉવણીહીક, નિપહનીત, સછત્ર, છત્રગ, વાસાણિકાર, કૂરનામા ઇત્યાદિ અનેક પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન થઇ પૃથ્વીકાયનો આહાર કરી પોતાની કાયા જેવું જ રૂપ બનાવે છે આ એક જ પ્રકાર જાણવો. આ વનસ્પતિ અન્ય વનસ્પતિમાં ઉત્પન્ન થતી નથી આ ઉપર જણાવેલી વનસ્પતિઓ પૃથ્વી–યોનિક જ છે. તેની ઉપર બીજા કોઇ પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન થતી નથી

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता उदगजोणिया उदगसंभवा जाव कम्म नियाणेणं तत्थवुक्कमा नाणाविह जोणिएसु, उदएसु रुक्खत्ताए विउट्टंति ते जीवा तेंसि नाणाविह जोणियाणं उदगाणं सिणेहमाहारेति। ते जीवा आहारेति, पुढवीसरीरं जाव संतं। अवरेऽवि य णं तेंसि उदगजोणियाणं रुक्खाणं सरीरा नाणावन्ना जाव मक्खायं। जहा पुढवीजोणियाणं रुक्खाणं चत्तारि गमा अज्झारुहाण वि तहेव। तणाणं ओसहीणं हरियाणं चत्तारि आलावगा भाणियव्वा एक्केक्के ॥१३॥

અર્થ : હવે અપકાય યોનિ એટલે જેનું જન્મ સ્થાન પાણી જ છે તેવી અપકાય યોનિમાં વનસ્પતિનાં પ્રકારો પણ ઉત્પન્ન થાય છે. આવા જીવો પોતાનાં કર્મોને લીધે પાણીનાં સ્થાનમાં વનસ્પતિપણે ઉત્પન્ન થાય છે. આ ઉત્પન્ન થતાં જીવો પાણીનો આહાર કરે છે. ત્યાં સ્થિર રહે છે અને વૃદ્ધિ પામે છે. અનેક પ્રકારની જાતિવાળા પાણીમાં જીવો ઉત્પન્ન થઇને વૃક્ષરૂપે ઉત્પન્ન થાય છે આ જીવો પાણીમાં રહેલાં સ્નિગધ આહારને ગ્રહણ કરી– વિવિધ પ્રકારનાં વર્ણ આદિથી યુકત થઇને શરીરરૂપે બને છે. જેમ

પૃથ્વી યોનિક વૃક્ષનાં ચાર ભેદ કહ્યા તેમ–જળ યોનિક વૃક્ષમાં ચાર ભેદ નહી પણ એક જ ભેદ જાણવો. પૃથ્વી યોનિક વૃક્ષનાં ચાર ભેદ, તેને આશ્રયે ઉત્પન્ન થયેલાં અધ્યારોહ વૃક્ષમાં ચાર ભેદ, અધ્યારોહ વૃક્ષને આશ્રયે તૃણ યોનિક વૃક્ષનાં પણ ચાર ભેદ, તૃણ યોનિકનાં આશ્રયે ફળાદિ ધાન્યનાં ચાર ભેદ, હરિત કાય વનસ્પતિનાં ચાર ભેદ. વળી બારમી ગાથામાં જણાવેલી વનસ્પતિનો એક જ ભેદ છે, એમ એકવીસ ભેદ પૃથ્વી યોનિક વનસ્પતિનાં છે. વીસ (૨૦) ભેદ પાણી-યોનિક વનસ્પતિનાં છે આમ મળી વનસ્પતિનાં કુલ્લ ૪૧ (એકતાલીસ) ભેદ જાણવા

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता उदगजोणिया उदगसंभवा जावकम्म नियाणेणं तत्थवुक्कमा नाणाविहजोणिएसु उदएसु उदगत्ताए अवगत्ताए पणगत्ताए सेवालत्ताए कलंबुगत्ताए हडत्ताए कसेरुगत्ताए कच्छभाणियत्ताए उप्पलत्ताए पउमत्ताए कुमुयत्ताए नलिणत्ताए सुभगत्ताए सोगंधियत्ताए पोंडरियमहापोंडरियत्ताए सय पत्तताए सहस्सपत्तताए एवं कल्हार कोकणयत्ताए अरविंदत्ताए तामरसत्ताए मिसमिस मुणालपुक्खलत्ताए पुक्खलच्छि भगत्ताए विउट्टंति । ते जीवा तेसिं नाणाविहजोणियाणं उदगाणं सिणेहमाहारेंति । ते जीवा आहारेति पुढवीसरीरं जाव संतं । अवरेऽवि य णं तेसि उदगजोणियाणं उदगाणं जावपुक्खलच्छिभगाणं सरीरा नाणावन्ना जाव मक्खायं, एगो चेव आलावगो ।।१३।।

અર્થ : શ્રી તીર્થંકર દેવે પાણીમાં ઉત્પન્ન થતી વનસ્પતિનાં ઘણા ભેદો બતાવ્યા છે કેટલાક જીવો કર્મ અનુસાર વિવિધ પ્રકારની યોનિવાળા પાણીમાં ઉત્પન્ન થાય છે. કેટલાંક ઉદક, અવક, પનક સેવાળપણે, કલંબુક, હડ, કસેરૂક, કચ્છ ભાણિતક, ઉત્પલ, પદ્મ, કુમુદ લીલપુગ પણે પુષ્કરાક્ષી અને નલિન, ભગ, સુભગ, સૌગંધિક, પુંડરીક, મહાપુંડરીક, શતપત્ર, સહસ્રપત્ર, કાકતદ, અરવિંદ, તામરસ, વિસ, મૃણાલ, પુષ્કર, તેમજ વિવિધ પ્રકારનાં કમળ આદિ પણે ઉત્પન્ન થાય છે આ જીવો ઘણા પ્રકારની યોનિવાળા પાણીનો આહાર કરે છે આ વનસ્પતિઓ ઉદ્દક યોનિક કહેવાય છે. બાકીની હકીકત અગાઉ પ્રમાણે સમજવી.

मूलम्- अहावरं पुरक्खायं इहेगत्तिया सत्ता तेसि चेव पुढवीजोणिएंहि रुक्खेहि रुक्खजोणिएंहि रुक्खेंहि, रुक्खजोणिएंहि मूलेंहि जाव बीएंहि रुक्खजोणिएंहि अज्झारोहेंहि, अज्झारोह जोणिएंहि अज्झारुहेंहि, अज्झारोहजोणिएहि मूलेंहि जाव बीएंहि, पुढवीजोणिएंहि तणेंहिं, तणजोणिएंहि तणेंहि, तणजोणिएंहि मूलेंहि जाव बीएंहि, एवं ओसहीहि वि तिन्नि आलावगा, एवं हरिएहि वि तिन्नि आलावगा, पुढवीजोणिएंहिवि आएंहि काएंहि जाव कूरेंहि उदगजोणिएंहि रुक्खेंहि, रुक्खजोणिएंहि रुक्खेंहि, रुक्खजोणिएंहि मूलेंहि जाव बीएंहि, एव अज्झारुहेंहिवी तिन्नि, तणेंहिपि तिन्नि आलावगा । ओसहींहि पि तिन्नी । हरिएंहि पि तिन्नि । उदगजोणिएहि उदएंहि अवएंहि जाय पुक्खलच्छिभएंहि तस

पाणत्ताए विउट्टंति । ते जीवा तेसिं पुढवीजोणियाणं उदगजोणियाणं रुक्खजोणियाणं अज्झारोहजोणियाणं तणजोणियाणं ओसहीजोणियाणं हरियजोणियाणं रुक्खाणं अज्झारूहाणं अज्झारूहाणं तणाणं, ओसहीणं हरियाणं मूलाणं जाव बीयाणं आयाणं कायाणं जाव कूराणं उदगाणं अवगाणं जाव पुक्खलच्छिभगाणं सिणेहमाहारेंति । ते जीवा आहारेंति पुढवीसरीरं जावसंतं । अवरेऽवि य णं तेसिं रुक्खजोणियाणं अज्झारोह जोणियाणं तण जोणियाणं ओसहीजोणियाणं हरियजोणियाणं मूलजोणियाणं कंदजोणियाणं जावबीयजोणियाणं आयजोणियाणं कायजोणियाणं जाव कूरजोणियाणं उदगजोणियाणं अवगजोणियाणं जाव पुक्खलच्छि, भगजोणियाणं तस पाणाणं सरीरा नाणावन्ना जाव मक्खायं ॥१४॥

અર્થ : આ જગતમાં કેટલાંક જીવો પૃથ્વી યોનિક વૃક્ષથી, વૃક્ષયોનિક–વૃક્ષથી વૃક્ષયોનિક મૂળથી લઇ બીજ પર્યન્ત અવયવોમાં તથા વૃક્ષનાં અધ્યારોહથી તથા અધ્યારોહ યોનિકથી અધ્યરૂહમાં તેમ જ અધ્યારૂહયોનિકે મૂળથી લઇ બીજ સુધી અવયવોમાં, પૃથ્વીયોનિક તૃણોમાં, તૃણયોનિક તૃણોમાં, તૃણયોનિક મૂલથી લઇ બીજ પર્યન્ત અવયવોમાં આ જ પ્રમાણે ઔષધિ તથા લીલોતરીના વિષયમાં પણ ત્રણ બીલ કહેવા જોઇએ આવા જીવો જે યોનિમાં જન્મ લે છે તે જ યોનિનાં ચિકાશનો આહાર કરે છે. આહાર કરીને પોતાના શરીરરૂપે તે આહારને પરિણમાવે છે વળી એ વૃક્ષ આદિ યોનિક. તે વૃક્ષોથી ઉત્પન્ન, અધ્યરૂહથી ઉત્પન્ન, તૃષ્ણાથી ઉત્પન્ન, ઔષધિઓથી ઉત્પન્ન, હરિતોથી ઉત્પન્ન, મૂળથી ઉત્પન્ન, કન્દોથી ઉત્પન્ન, બીજોથી ઉત્પન્ન, આર્યવૃક્ષોથી ઉત્પન્ન, કાયવૃક્ષોથી ઉત્પન્ન યાવત્ કૂર વૃક્ષોથી ઉત્પન્ન, ઉદકથી ઉત્પન્ન, અવકથી ઉત્પન્ન, તથા ભગ નામક વનસ્પતિથી ઉત્પન્ન. ત્રસ પ્રાણીપણે પણ ઉત્પન્ન થાય છે. ત્રસ પ્રાણીઓનાં શરીર વિવિધ પ્રકારનાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તથા સંસ્થાનવાળા બને છે આ બધુ પોતાનાં પૂર્વકૃત કર્મે કરીને ઉત્પન્ન થાય છે આ પ્રકારે તીર્થંકર દેવોએ ઉદકયોનિકમાં બત્રીસ ભેદ કહ્યા અને અગાઉનાં બેતાલીસ (૪૨) ભેદ મળી ચૂમોતેર ભેદ થયા આ જીવો વનસ્પતિમાં ઉત્પન્ન થયા થકા પૃથ્વીયોનિક, ઉદકયોનિક, વૃક્ષયોનિક, અધ્યારોહયોનિક, તૃણયોનિક, ધાન્યયોનિક, તથા હરિતકાયયોનિક વૃક્ષો વિગેરેનાં ચિકાશનો આહાર કરે છે.

मूलम्- अहावरं पुरक्खायं नाणाविहाणं मणुस्साणं तंजहा-कम्मभूमगाणं अकम्मभूमगाणं अंतरदीवगाणं आरियाणं मिलक्खुयाणं तेसिं य णं अहाबीएणं अहावगासेणं इत्थीए पुरिसस्स य कम्मकडाए जोणिए एत्थ णं मेहुणवत्तियाए नामं संजोगे समुप्पज्जइ । ते दुहओविसिणेहं संचिणंति । तत्थणं जीवा इत्थित्ताए पुरिसत्ताए नपुंसगत्ताए, विउट्टंति, ते जीवा माओउयं, पिउसुक्कं तं तदुभयं संसट्ठं कलुसं किव्विसं तं पढमत्ताए आहारमाहारेंति । ततो पच्छा जं से माया नाणाविहाओ रसविहीओ, आहारमाहारेंति, ततो एगदसेणं ओयमाहारेंति, आणुपुव्वेणं वुड्ढा पलियागमणुप्पवन्ना ततो कायातेतो अभिनिवट्टमाणा

इत्थिं वेगया जणयंति, पुरिसंवेगया जणयंति, नपुंसगवेगया जणयंति। ते जीवा डहरा समाणा माउक्खीरं सप्पिं आहारेंति। आणुपुव्वेणं वुड्ढा ओयणं कुम्मासं तसथावरे य पाणे, ते जीवा आहारेंति, पुढवी सरीरं जाव सारूविकडं संतं अवरेऽवि य णं तेसिं नाणा विहाण मणुस्सगाणं, कम्म भूमगाणं, अकम्मभूमगाणं, अंतर दीवगाणं, आरिया णं मिलक्खूणं सरीरा नाणावन्ना भवंतीति मक्खायं ॥१५॥

અર્થ :- હવે ત્રસકાય જીવોનો અધિકાર કહેવામા આવે છે. ત્રસકાયનાં ચાર ભેદ હોય છે. નારકી, દેવ, મનુષ્ય અને તિર્યંચ. અહીં મનુષ્યનો અધિકાર કહેવામાં આવે છે. કોઇ મનુષ્ય કર્મભૂમિ અકર્મભૂમિ તથા અંતરદ્વીપમાં નિવાસ કરે છે. કોઇ આર્ય તથા કોઇ અનાર્ય હોય છે. આ જીવોની ઉત્પત્તિ પોતપોતાનાં બીજ અને અવકાશ પ્રમાણે થાય છે માતા - પિતાનાં સંયોગ પછી ઉત્પન્ન થયેલો જીવ બન્નેનાં સ્નેહ (ચિકાશ) નો આહાર કરે છે. કોઇ કોઇ જીવની ઉત્પતિ સ્ત્રી, પુરૂષ કે નપુંસક તરીકે થાય છે. માતાનાં ગર્ભમાં આવતો જીવ પિતાનાં શુક્ર અને માતાના આર્તવ નામનાં પદાર્થોની (મિશ્ર થતાં એ મલિન અને અપવિત્ર બને છે) આહાર કરે છે ત્યાર બાદ માતાનાં આહાર પ્રમાણે આ જીવ પોતાનું શરીર ક્રમે ક્રમે બાંધે છે. જે માતા–પિતાનાં મિશ્ર ભાગમાં પિતાના વીર્યનો વિશેષ ભાગ હોય તો તે જીવ પુરૂષ રૂપે ઉત્પન્ન થાય છે. કદાચ માતાનું આર્તવ (લોહી) વિશેષ પ્રમાણમાં હોય તો જીવ સ્ત્રીરૂપે ઉત્પન્ન થાય છે. કદાચ લોહી અને વીર્ય સરખા પ્રમાણમાં હોય તો જીવ નપુસંકપણે ઉત્પન્ન થાય છે સ્ત્રી પચાવન વર્ષે, પુરૂષ સિત્તેર વર્ષનાં થતા તેનામાં સંતાન ઉત્પત્તિની યોગ્યતા રહેતી નથી સ્ત્રી-પુરૂષનાં સંભોગ પછી શુક્ર અને શોણિત (લોહી) માં બાર મુહૂર્ત સુધી સંતાન ઉત્પત્તિની શકિત રહે છે. જીવ માતાનાં ગર્ભમાંથી બહાર નિકળતાં બહારના પદાર્થોને ગ્રહણ કરતો અને પચાવતો મોટા શરીર રૂપે થાય છે. માનવનાં શરીરમાં રસ, લોહી, માંસ, મેદ, હડ્ડી, મજ્જા તેમ શુક્ર નામની સાત ધાતુ હોય છે. આ સાત ધાતુ આહારમાંથી પ્રાપ્ત થાય છે આહાર બે પ્રકારનાં હોય છે: (૧) આભોગકૃત (૨) અનાભોગકૃત, અનાભોગકૃત આહાર જીવ સમયે સમયે લે છે. આભોગકૃત આહાર જુદા જુદા સમયે લે છે દેવોમાં આહારનો સમય ઘણા લાંબા કાળે છે નારકી, દેવો અને એકેન્દ્રિય જીવોને ઓજ અને રોમ આહાર હોય છે. મનુષ્ય અને તિર્યંચ પંચેન્દ્રિયમાં ઓજ, રોમ અને કવળ ત્રણ પ્રકારે હોય છે ક્ષુધા વેદનીય કર્મના ઉદયથી જીવો આહાર કરે છે. ત્વચાથી 'ગ્રહણ કરે તે' રોમ આહાર કહેવાય. માતાનાં ગર્ભમાં આવતાં જે આહાર કરે તે 'ઓજ' આહાર કહેવાય કોળિયાથી આહાર કરે તે તે 'કવળ' કહેવાય જીવોનાં વિવિધ પ્રકારનાં વર્ણ, સ્પર્શ અને સંસ્થાનો આદિ પોતાનાં કર્મ અનુસાર હોય છે.

मूलम्- अहावरं पुरक्खायं नाणाविहाणं जलचराणं पंचिंदिय तिरिक्ख जोणियाणं, तंजहा– मच्छाणं जाव सुंसुमाराणं। तेसिं च णं अहाबीएणं अहावगासेणं इत्थीए पुरिसस्स य कम्मकडा तहेव जाव ततो एगदेसेणं ओयं माहारेंति। आणुपुव्वेणं वुड्ढा पलिपागमणुप्पवन्ना ततो कायाओ अभिनिवट्टमाणा अंडं वेगया जणयंति, पोयं वेगया जणयंति। से

अंडे उब्भिज्जमाणे इत्थि वेगया जणयंति, पुरिसं वेगया जणयंति, नपुंसगं वेगया जणंयति । ते जीवा डहरा समाणा आउसिणेहमाहारेति । अणुपुव्वेण वुड्ढा वणस्सति-कायं तसथावरेय पाणे, ते जीवा आहारेति पुढवी सरीरं जाव संतं । अवरेडवि य णं तेसिं नाणाविहाणं जलचर पंचेदिय तिरिक्खजोणियाणं मच्छाणं सुंसुमाराणं सरीरा नाणावन्ना जाव मक्खायं ।।१६।।

અર્થ : હવે તિર્યંચ પચેન્દ્રિયનાં જીવોનાં સ્વરૂપને બતાવે છે માછલાં, કાચલા, મગર, ગ્રાહ તથા સુસુમાર આદિ જળચર પંચેન્દ્રિય જીવ કહેવાય છે માયા-કપટ તથા અસત્ય આચરણથી જીવો તિર્યંચ યોનિમાં પ્રવેશ કરે છે. આ જીવો ગર્ભમાંથી નીકળીને જળનાં સ્નેહનો આહાર કરે છે ત્યાર બાદ વૃદ્ધિ પામતાં વનસ્પતિકાય તથા ત્રસ અને સ્થાવર જીવોનો આહાર કરે છે. આ જીવો માતા-પિતાનાં સંયોગથી ઉત્પન્ન થતી વખતે ઓજ આહાર કરે છે. આ જીવો સ્ત્રી-પુરૂષ કે નપુસક રૂપે પણ ઉત્પન્ન થાય છે આ જળચર જીવો પંચેન્દ્રીય જીવોનો તથા પાણીમાં રહેલાં કિચડનો આહાર કરે છે. તે આહારને પચાવી પોતાના શરીરરૂપે પરિણત કરે છે બાકીનું ઉપર પ્રમાણે વિશેષમાં એટલુ કે જળચર જીવોને માતાનું દૂધ મળતુ નથી આ જીવોની ઉત્પત્તિ પિતાનુ બીજ અને માતાના અવકાશ પ્રમાણે જ પૂર્વકર્મનાં ઉદયથી હોય છે. આ જીવો અનેક વર્ણ આદિનાં હોય છે.

मूलम्- अहावरं पुरक्खायं नाणाविहाणं चउप्पय थलयर पंचिदिय तिरिक्ख जोणियाणं, तं जहा-एगखुराणं दुखुराणं गंडीपयाणं सणप्पयाणं, तेसिं च णं अहाबीएणं अहावगासेणं इत्थिए पुरिसस्स य कम्म जाव मेहुणवत्तिए नामं संजोगे समुप्पज्जइ । ते दुहओ सिणेहं संचिणंति । तत्थणं जीवा इत्थित्ताए पुरिसत्ताए जाव विउट्टंति । ते जीवा माओउयं पिउसुक्कं एवं जहा मणुस्साणं । इत्थिंपि वेगया जणयंति, पुरिसंपि नपुंसगंपि । ते जाव डहरासमाणा माउक्खीरं सप्पिं आहारेति । आपुपुव्वेणं वुड्ढा वणस्सकायं तसथावरे य पाणे, ते जीवा आहरेन्ति पुढवीसरीरं जाव संतं । अवरेऽपि य णं तेसिं नाणाविहाणं चउप्पय थलयर पंचेदिय तिरिक्ख जोणियाणं एग खुराणं जाव सणप्पयाणं सरीरा नाणावन्ना जाव मक्खायं ।।१७।।

અર્થ : હવે તિર્યંચ પંચેન્દ્રિય સ્થળચર જીવોનો અધિકાર કહેવામાં આવે છે. આ પૃથ્વી ઉપર વિચરવાવાળા સ્થળચર પ્રાણીઓમાં કોઇ એક ખૂરીવાળા ઘોડા, ખચ્ચર વિગેરે તથા બે ખૂરીવાળા ગાય ભેંસ વિગેરે તેમ જ ગંડીપદ એટલે ગોળ ખરીવાળા હાથી, ગેંડા વિગેરે તેમ જ નખવાળા સિંહ, કૂતરા, બિલાડી વિગેરે આ જીવો સ્ત્રી-પુરૂષનાં સંજોગથી સ્ત્રી, પુરૂષ, કે નપુંસકપણે ઉત્પન્ન થાય છે. બાકીની હકીકત મનુષ્યની માફક છે બાલ્યાવસ્થામાં માતાના દૂધનો આહાર કરે છે તેમ જ વૃદ્ધિ પામતાં વનસ્પતિ તેમજ ત્રસ અને સ્થાવર જીવોનો પણ આહાર કરે છે. તેઓનાં શરીર અનેક વર્ણ આદિ તથા સંસ્થાન વિગેરેનાં હોય છે.

मूलम्- अहावरं पुरक्खायं नाणाविहाणं उरपरिसप्प थलयर पंचिदिय तिरिक्ख जोणियाणं, तंजहा—अहीणं, अयगराणं, आसालियाणं, महोरगाणं, तेंसि च णं अहावीएणं अहावगासेणं इत्थीए पुरीसस्स जाव एत्थ णं मेहुणे एवं तं चेव। नाणत्तं अंडं वेगइया जणयंति। पोयं वेगइया जणयंति। से अंडे उब्भिज्जमाणे इत्थि वेगइया जणयंति, पुरिसंपि नपुंसगंपि। ते जीवा डहरा समाणा वाउकायमाहारेंति। आणुपुव्वेणं वुड्ढा वणस्सइकायं तस थावर पाणे। ते जीवा आहारेति पुढवीसरीरं जाव संतं। अवरेऽवि य णं तेंसि नाणाविहाणं उरपरिसप्प थलयर पंचिदिय तिरिक्ख० अहीणं जावमहोरगाणं सरीरा नाणावन्ना नाणागंधा जाव मक्खायं ॥१८॥

અર્થ : હવે ઉર પરિસર્પ–સ્થળચર–પચેન્દ્રિય–તિર્યંચ–યેનિક જીવોનું વર્ણન અહીં બતાવે છે ઉરપરિસર્પ એટલે પેટે ચાલનારા પ્રાણીઓ. આવા સર્પનાં ચાર પ્રકાર છે: (૧) સર્પનાગ, (૨) અજગર, (૩) આસાલિયા, (૪) મહોરગ આ પ્રાણીઓ સ્રી-પુરૂષનાં સંજોગથી ઉત્પન્ન થાય છે કોઈ ઇન્ડાના રૂપમાં તો કોઇ પોતરૂપે ઉત્પન્ન થાય છે 'પોત' એટલે ઉપલું પડ-કોથળી-આ ઈંડુ કે પોત ફૂટવાથી જીવ બહાર આવે છે તે કોઈ પણ વેદ રૂપે હોય છે. બાલ્યાવસ્થામાં તેઓ વાયુકાયનો આહાર કરે છે ત્યાર બાદ વનસ્પતિ કે ત્રસ સ્થાવર જીવોનો આહાર કરે છે. બાકીનું સઘળું કથન મનુષ્ય પ્રમાણે સમજી લેવું.

मूलम्- अहावरं पुरक्खायं नाणाविहाणं भुयपरिसप्पथलयर पंचिदिय तिरिक्ख जोणियाणं तंजहा—गोहाणं, नउलाणं, सिहाणं, सरडाणं, सल्लाणं, सरवाणं, खराणं, घरकोइलियाणं, विस्संभराणं, मुसगाणं, मंगुसाणं, पइलाइयाणं, विरालियाणं, जोहाणं, चउप्पाइयाणं। तेंसि च णं अहाबीएणं अहावगासेणं इत्थीए पुरिसस्स य जहा उरपरिसप्पाणं तहा भाणियव्वं जाव सारूविकडं संतं। अवरेऽवि य णं तेंसि नाणाविहाणं भुयपरिसप्प पंचिदिय थलयर तिरिक्खाणं तं० गोहाणं जाव मक्खायं ॥१९॥

અર્થ : શ્રી તીર્થંકર દેવ ભૂજાની સહાયથી ચાલનારા સ્થળચર તિર્યંચ પચેન્દ્રિયનાં ભેદો કહે છે. આ જીવો (૧) ગોહ (ઘો) (૨) નકુળ-નોળિયો (૩) શિયાળ (૪) સરલ (૫) સરગા (૬) (૭) ખર (૮) ગૃહ કોકિલ (૯) વીસમરી (૧૦) ઉંદર (૧૧) ખિસકોલી તથા ચાર પગવાળા જીવો સ્રી પુરૂષનાં સંજોગથી પેદા થાય છે. આ સર્વ જીવો જન્મ લીધા બાદ પૃથ્વીકાય આદિનો આહાર લઇ વૃદ્ધિ પામે છે. આ જીવો બાલ્યાવસ્થામાં માતાના દૂધનો આહાર કરે છે. આ જીવોનાં વર્ણ, ગધ, રસ, સ્પર્શ અને સંસ્થાન અનેક પ્રકારનાં હોય છે.

मूलम्- अहावरं पुरक्खायं नाणाविहाणं खेचर पंचिदिय तिरिक्ख जोणियाणं, तंजहा—चम्मपक्खीणं, लोमपक्खीणं, समुग्गपक्खीण, विततपक्खीणं। तेसि च णं अहावबीएणं, अहावगासेणं इत्थीए जाव, उरपरिसप्पाणं। नाणत्तं ते जाव डहरा समाणा माउगत्तसिणेहमाहारेंति। आणुपुव्वेणं वुड्ढा वणस्सतिकायं तसथावरे य पाणे। ते जीवा आहारेति

पुढवीसरीरं जाव संतं। अवरेऽवि य णं तेसिं नाणाविहाणं खेचर पंचिंदिय तिरिक्ख जोणियाणं चम्मपक्खीणं जाव मक्खायं ॥२०॥

અર્થ : હવે આકાશમાં ફરનારા પક્ષીઓનો અધિકાર કહેવામાં આવે છે: (૧) ચામડાની પાંખવાળા - ચામાચિડિયા, વાગોળ વિગેરે. (૨) રોમા એટલે રૂંવાડાની પાંખવાળા પ્રાણીઓ જેવા કે રાજહંસ, સારસ, કાગડા, મોર, પારેવા વિગેરે (૩) સમુગ્ગપક્ષી (બિડાયેલી પાંખવાળા) તેમ જ વિતત (જેની પાંખ સદાય પહોળી રહે તેવા પક્ષીઓ) પક્ષી વિગેરે. આ પક્ષીઓ અઢી દ્વીપ બહારનાં પણ હોય છે તેની ઉત્પત્તિ પૂર્વવત્ જાણવી. ફરક એટલો કે આ પક્ષી જાતિની સ્ત્રી પોતાના ઈંડાને પોતાની પાંખથી ઢાંકીને અને બેસીને પોતાના શરીરની ગરમીથી તે ઇંડાનું પોષણ કરે છે. માતાના શરીરની ગરમીનો આહાર કરી ઇંડા વૃદ્ધિને પામે છે ઇંડાની અંદર રસ હોય તેમાંથી તેનુ શરીર બંધાય છે. આ અવસ્થા તે 'કલલ' કહે છે. તે અવસ્થા બાદ તેનાં સર્વ અવયવો પરિપૂર્ણ થતાં તે ઇંડા ફાટીને બે ભાગમાં વહેંચાઇ જતાં બચ્ચાંઓ તેમાંથી બહાર આવે છે. ત્યાર બાદ માતાઓ તેમને આહાર ખવરાવીને વૃદ્ધિ પમાડે છે. બાલ્યાવસ્થામાં માતાના શરીરનો રસનો આહાર કરે છે ક્રમશઃ વનસ્પતિ,ત્રસ તથા સ્થાવરનો આહાર કરે છે અનાભોગ આહાર (રોમ આહાર) જીવમાત્રને દરેક ક્ષણે હોય છે આ જીવો અનેક વર્ણ આદિ શરીરવાળાં હોય છે

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता नाणाविहजोणिया नाणाविह संभवा नाणाविह वुक्कमा तज्जोणिया तस्संभवा तदुवुक्कमा कम्मोवगा कम्मनियाणेणं तत्थवुक्कमा णाणाविहाणं तसथावराणं पोग्गलाणं सरीरेसु वा सचित्तेसु वा अचित्तेसु वा अणुसूयत्ताए विउट्टंति। ते जीवा तेसिं नाणाविहातं तस थावराणं पाणाणं सिणेहमाहारेति। ते जीवा आहारेंति पुढवीसरीरं जाव संतं। अवरेऽवि य तेसिं तसथावरजोणियाणं अणुसूयगाण सरीरा नाणावन्ना जाव मक्खायं ॥ एवं दुरूवसंभवत्ताए ॥ एवं खुरदुगत्ताए ॥२१॥

અર્થ : હવે વિકલેન્દ્રિય જીવોનું વર્ણન કરવામાં આવે છે. ત્રસ અને સ્થાવર જીવોનાં સચિત અને અચિત શરીરમાં વિકલેન્દ્રિય જીવો અનેક પ્રકારની યોનિમાં ઉત્પન્ન થાય છે. તે યોનિમાં સ્થિત રહી વૃદ્ધિને પામે છે. મનુષ્યનાં શરીરમાં જૂ, લીખ વિગેરેપણે ઉત્પન્ન થાય છે. આ જીવો તિર્યંચ પચેન્દ્રિય જીવોનાં સચેત અને અચેત શરીરમાં પણ ઉત્પન્ન થઈ ત્યાં વૃદ્ધિ પામે છે–ત્યાં લોહી આદિનો આહાર કરે છે આ વિકલેન્દ્રિય જીવો એટલે બેઇન્દ્રિય, તેઈન્દ્રિય, ચૌરેન્દ્રિય જીવો જેની ઇન્દ્રિયો એક ક્ષણ પણ સ્થિર રહેતી નથી. નિરંતર ચપળતાને ધારણ કરે છે. તેથી તેમને વિકલેન્દ્રિય જીવો કહેવામાં આવે છે, આ જીવો વનસ્પતિ આદિમાં પણ ઉત્પન્ન થાય છે. સચેત અગ્નિકાયથી તેમ જ વાયુથી પણ ઉત્પન્ન થાય છે. મનુષ્ય અને તિર્યંચ પચેન્દ્રિયના મળમૂત્રમાં પણ ઉત્પન્ન થાય છે. તેઓની આકૃતિ બેડોળ હોય છે. તેઓ અશુચિ પદાર્થોનો પણ આહાર કરે છે. આવા જીવો પાણીમાં પણ ઉત્પન્ન થાય છે આ તમામ જીવો સમૂર્ચ્છિમ હોય છે. ગર્ભધારણ કરવાવાળા હોતાં નથી. વળી તેમને મનરૂપ સાધન પણ હોતું નથી.

मूलम्- अहावरं पुरक्खाय इहेगतिया सत्ता नाणाविहजोणिया जाव कम्मनियाणेणं तत्थवुक्कमा नाणाविहाणं तसथावराणं पाणाणं सरीरेसु सचित्तेसुतु वा अचित्तेसु वा, तं सरीरगं वायसंसिद्ध वा, वायसंगहियं वा, वायपरिग्गहियं उड्ढवाएसु उड्ढभागी भवति । अहेवाएसु अहेभागी भवति । तिरियवाएसु तिरियभागी, भवति । तंजहा-ओसा हिमए महिया करए हरतणुए सुद्धोदए ते जीवा तेसिं नाणा विहाणं तसथावराणं पाणाणं सिणेमाहारेंति । ते जीवा आहारेंति पुढवी सरीरं जाव संतं । अवरेऽवि य णं तेसि तसथावरजोणियाणं ओसाणं जाव सुद्धोदगाणं सरीरा नाणावन्ना जाव मक्खायं ।।२२।।

અર્થ : હવે અપકાય પૂર્વકૃત કર્મને લીધે કેટલાંક જીવો વાયુ યોનિનાં આધારે અપકાયમાં (પાણીમાં) ઉત્પન્ન થાય છે. અપકાયના જીવો મેઢક દેડકાઓ વિગેરે આ જીવો ત્રસ જીવોનાં શરીરમાં તેમ જ લવણ હરિત આદિ સ્થાવર જીવોનાં સચિત અથવા અચિત વિવિધ પ્રકારનાં શરીરોમાં વાયુ યોનિક અપકાયનાં રૂપમાં પણ જન્મ ધારણ કરે છે. એટલે તેનું ઉપાદાન કારણ પોતે અને નિમિત વાયુ હોય છે મેઘ મંડળમાં જે પાણીનાં જીવો હોય છે તે પરસ્પર ભેગાં થઇ રહે છે. પણ તેને ચારે તરફથી વાયુએ ધારણ કરેલ હોય છે. એટલે વાયુનાં આધારે રહે છે. વાયુની ઉર્ધ્વ કે અધોગતિ હોય ત્યારે તે જીવો પણ ઉપર નીચે જાય છે આવા અપકાયનાં ભેદો આ પ્રમાણે છે આકળ, હીમ, કરા, ધુમ્મસ, બરફ, ઘાસ ઉપર રહેલ હરતનું તેમ જ સ્વચ્છ પાણી આદિ જીવો ત્યાં ઉત્પન્ન થયા થકાં વિવિધ પ્રકારનાં ત્રસ અને સ્થાવર જીવોનાં સ્નેહ (ચિકાશ) નો આહાર કરે છે. તેમ જ પૃથ્વી આદિનાં શરીરનો પણ આહાર કરે છે આ વાયુયોનિક અપકાયનો અધિકાર છે.

मूलम्- अहावरं पुरक्खाय इहेगतिया सत्ता उदगजोणिया उदगसंभवा जाव कम्मनियाणेणं तत्थवुक्कमा तसथावरजोणिएसु उदएसु उदगत्ताए विउट्टंति, ते जीवा तेसिं तसथावरजोणियाणं उदगाणं सिणेहमारेंति, ते जीवा आहारेंति पुढवी सरीरं जाव संतं अवरेऽवि य णं तेसिं तसथावरजोणियाणं उदगाणं सरीरा नाणावन्ना जाव मक्खायं ।।२३।।

અર્થ : હવે અપકાય યોનિકથી અપકાય (પાણીનાં જીવો) ઉત્પન્ન થાય. તેનો અધિકાર છે. આ જગતમાં કેટલાંક જીવો પોતાનાં પૂર્વકર્મનાં પ્રભાવથી અપકાયનાં જીવો તરીકે આવી ઉત્પન્ન થાય છે. અપકાયની યોનિવાળા જીવોની ઉત્પત્તિ અપકાયથી થાય છે. ત્યાં સ્થિત રહી તેનાં સ્નેહનો આહાર કરી ત્યાં જ વૃદ્ધિને પામે છે વળી ત્રસ અને સ્થાવર યોનિવાળાં જળમાં પણ કેટલાંક જીવો પોતાના કર્મ અનુસાર જળરૂપે ઉત્પન્ન થાય છે.

मूलम्- अहावरं पुरक्खाय इहेगतिया सत्ता उदगजोणियाणं जाव कम्मनियाणेणं तत्थवुक्कमा । उदगजोणिएसु उदगत्ताए विउट्टंति । ते जीवा तेसिं उदगजोणियाणं उदगाणं सिणेहमाहारेंति । ते जीवा आहारेंति पुढवीसरीरं जाव संतं । अवरेऽवि य णं तेसिं उदगजोणियाणं उदगाणं सरीरा नाणावन्ना जाव मक्खायं ।।२४।।

અર્થ : આ જગતમાં કેટલાંક જીવો ઉદક યોનિકવાળા ઉદકમાં (પાણીમાં જ) ઉત્પન્ન થાય છે. આ જીવો ઉદક યોનિકનાં ઉદકમાં રહેલાં સ્નેહનો આહાર કરે છે બાકી ઉપર પ્રમાણે.

मूलम्- अहापरं पुरक्खायं इहेगतिया सत्ता उदगजोणियाणं जाव कम्मनियाणेणं तत्थ वुक्कमा उदगजोणिएसु उदएसु तसपाणत्ताए विउट्टंति। ते जीवा तेसिं उदगजोणियाणं उदगाणं सिणेहमाहारेंति। ते जीवा आहारेंति पुढीसरीरं जाव संतं। अवरेऽवि य णं तेसिं उदगजोणियाणं तसपाणाणं सरीरा नाणावन्ना जाव मक्खायं ॥२५॥

અર્થ : તીર્થંકર ભગવાને જીવોનાં બીજા ભેદો પણ કહ્યા છે. કોઈ કોઈ જીવ પોતાનાં કર્મને વશ થઈ ઉદક યોનિક ઉદકમાં ત્રસ પણે પણ ઉત્પન્ન થાય છે. તેમાં સ્થિત રહી વૃદ્ધિને પામે છે. ત્યાં રહેલા સ્નેહનો આહાર કરે છે. વળી આ ઉદક યોનિક ત્રસ પ્રાણીઓનાં વર્ણ, ગંધ આદિવાળા અનેક શરીરો હોય છે. બાકી પૂર્વવત્.

मूलम्- अहावर पुरक्खायं इहेगतिया सत्ता नाणाविहजोणिया जाव कम्मनियाणेणं तत्थवुक्कमा नाणाविहाणं सथावराणं पाणाणं सरीरेसु सचितेसु वा अचित्तेसु वा अगणिकायत्ताए विउट्टंति। ते जीवा तेंसि नाणाविहाणं तसथावराणं पाणाणं सिणेहमाहारेंति। ते जीवा आहारेंति पुढवी सरीरं जाव संतं। अवरेऽविय णं तेंसिं तसथावरजोणियाणं अगणीणं सरीरा नाणावन्ना जाव मक्खायं। सेसा तिन्नि आलावगा। जहा उदगाणं ॥२६॥

અર્થ : વિવિધ પ્રકારની યોનિવાળાં કેટલાંક જીવો ત્રસ અને સ્થાવર જીવોનાં સચેત અને અચેત શરીરમાં અગ્નિકાયપણે ઉત્પન્ન થાય છે. આ અગ્નિકાયની અનેક યોનિઓ હોય છે. ત્યાં સ્થિત થઇ વૃદ્ધિને પામે છે. આ પ્રાણીઓ હાથીનાં દાંત વિગેરે સચેત શરીરમાં કે જ્યાં જે દાંતમાં પણ અગ્નિ રહેલો છે તે અગ્નિકાયમાં ઉત્પન્ન થાય છે. તથા ઘસવામાં આવેલ પથ્થર વિગેરે અચેત પદાર્થોમાં અગ્નિ ઉત્પન્ન થાય છે. તેવા અગ્નિમાં પણ કેટલાંક જીવો અગ્નિપણે ઉત્પન્ન થાય છે. ત્યાં આ જીવો ઉપર કહેલ મુજબ તે કાયમાં રહેલ સ્નેહનો આહાર કરે છે. આ ત્રસ અને સ્થાવર યોનિવાળા અગ્નિકાયનાં જીવોનાં શરીરો અનેક વર્ણ અને સંસ્થાન આદિવાળા હોય છે. અહી ઉદક જીવોની માફક ત્રણ ત્રણ ભેદ જાણવા. જેમ કે (૧) વાયુ યોનિવાળા (૨) અપકાય ઉદક-યોનિક ઉદક જીવો (૩) ઉદક યોનિક ત્રસ જીવો. આ પ્રમાણે (૧) વાયુ યોનિવાળા અગ્નિકાય. (૨) અગ્નિયોનિક અગ્નિકાય (૩) અગ્નિયોનિક ત્રસકાય. આ ક્રમ પ્રમાણે ત્રણ આલાપકો સમજી લેવા. અગ્નિકાયનાં જીવો એકેન્દ્રિય આદિ તેમ જ પંચેન્દ્રિય જીવોનાં શરીરમાં પણ ઉત્પન્ન થાય છે.

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता नाणाविहजोणियाणं जाव कम्मनियाणेणं तत्थवुक्कमा नाणाविहाणं तसथावराणं पाणाणं सरीरेसु सचितेसु वा अचितेसु वा वाउकायत्ताए विउट्टंति। जहा अगणीणं तहा भणियव्वा चत्तारि गमा ॥२७॥

અર્થ : વાયુકાય સબંધમાં હવે કહે, છે કે કેટલાક જીવો પૂર્વભવમાં અનેક પ્રકારની યોનિઓમાં ઉત્પન્ન થઈ પોતે કરેલા કર્મનાં બળથી ત્રસ અને સ્થાવર જીવોનાં સચેત અને અચેત શરીરમાં વાયુકાયપણાથી ઉત્પન્ન થાય છે. આ જીવો ત્યાં રહેલાં સ્નેહનો આહાર કરે છે.

અગ્નિકાય જીવો પ્રમાણે આ યોનિનાં ચાર આલાપકો કહ્યા છે. તે આ પ્રમાણે: (૧) વાયુકાય (૨) વાયુયોનિક (૩) વાયુયોનિક અગ્નિકાય (૪) વાયુયોનિવાળા ત્રસ.

मूलम्- अहावरं पुरक्खायं इहेगतिया सत्ता नाणाविह जोणियाजाव कम्मनियाणेणं तत्थवुक्कमा नाणाविहाणं तसथावराणं पाणाणं सरीरेसु सचितेसु वा अचितेसु वा पुढवित्ताए सक्कर-त्ताए वालुयत्ताए इमाओ गाहाओ अणुगंतव्वाओ–पुढवी य सक्करा वालुया य, उवले सिला या लोणूसे । अय तउय तंब सीसग रुप्प सुवण्णे य वइरेय ।। (१) हरियाले हिंगुलए, मणोसिला सासगंजणपवाले । अब्भपडलब्भवालुय, बायरकाए मणिविहाणा (२) गोमेज्जए य रूयए, अंके फलिहेय, लोहियक्खे य । मरगय मसारगल्ले । भूय-मोयग इंदणीलेय ।।३।। चंदणगेरुय हंसगब्भे, पुलए सोगंधिए य बोद्धव्वे । चंदप्पम वेरुलिए । जलकंते सूरकंतेय ।।४।। एयाओ एएसु भाणियव्वाओ गाहाओ जाव सूरकंत-त्ताओ विउट्टंति । ते जीवा तेंसि नाणाविहाणं तसथावराणं पाणाणं सिणेहमाहारेति । ते जीवा आहारेति पुढवी सरीरं जाव संतं, अवरेऽवि य णं तेंसि तसथावरजोणियाणं पुढवीणं जाव सूरकंताणं सरीरा नाणावन्ना जाव मक्खायं । सेसा तिन्नि आलावगा जहाउदगाणं ।।२८।।

અર્થ : પૃથ્વીકાય સંબંધમાં શ્રી તીર્થંકર કહે છે કે આ જગતમાં કેટલાક જીવો પોતાનાં કર્મ અનુસાર ત્રસ અને સ્થાવર જીવોનાં સચેત તથા અચેત શરીરમાં પૃથ્વીરૂપે પણ ઉત્પન્ન થાય છે. જેમ કે કોઇ જીવ હાથીનાં દાંતમાં મુકતાફળ રૂપમાં તથા વાંસમાં મુકતાફળ રૂપે, તેમ જ પથ્થર આદિમાં લવણરૂપે એ રીતે ઘણાં પ્રકારે પૃથ્વીરૂપે. (૧) પૃથ્વી, શર્કરા, વાલુકા, પથ્થર, શિલા, વજ નમક, લોઢુ, કલઇ, ત્રાંબુ, સીસુ, રૂપુ સોનું (૨) હરતાલ, હીંગળો, મણસીલ, પારો, અંજન, પ્રવાલ, અબરખ, અબરખની રેતી (૩–૪) ગોમિક રત્ન, રૂચક રત્ન, અંક રત્ન, સ્ફટીક રત્ન, લોહિતાક્ષ રત્ન, મરકત રત્ન, મસાર–ગલ્લ રત્ન, ભુજક રત્ન, ઇન્દ્રનીલ રત્ન, ચંદ્ર રત્ન, વૈડૂર્ય રત્ન, જલકાન્ત રત્ન, સૂર્યકાન્ત રત્ન, આ સર્વ મણિના ભેદો છે. વિગેરે પૃથ્વીના ભેદ રૂપે ઉત્પન્ન થાય છે આ જીવો ત્રસ અને સ્થાવર જીવોનાં સ્નેહનો આહાર કરે છે.

मूलम्- अहावरं पुरक्खायं सव्वेपाणा, सव्वेभूया, सव्वेजीवा, सव्वेसत्ता, नाणाविह जोणिया, नाणाविहसंभवा नाणाविहवुक्कमा, सरीरजोणिया, सरीरसंभवा, सरीर वुक्कमा, सरी-राहारा, कम्मोवगा, कम्मनियाणा, कम्मगतिया, कम्मठिइया, कम्मणाचेव, विप्परिया-समुवेंति । से एव मायाणह, से एव मायाणित्ता आहारगुत्ते सहिए समिए, सया जए, त्ति बेमि ।।२९।।

અર્થ : સામાન્ય રૂપે સમસ્ત પ્રાણીઓની અવસ્થા બતાવી સાધુને સંયમપાલનમાં સદા પ્રયત્નશીલ રહેવા શ્રી તીર્થંકર ભગવાને ઉપદેશ આપ્યો છે સંસારમાં સઘળાં પ્રાણીઓ અનેક પ્રકારની

યોનિમાં પોતાનાં કર્માનુસાર જન્મ ધારણ કરે છે. કર્મ પ્રમાણે જ તેઓની ગતિ, સ્થિતિ આદિ થાય છે. તેથી ભિક્ષુકે દોષવાળા આહારથી નિવૃત્ત થવુ. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી યુકત રહેવું જીવ જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાં પાપકારી આહારનુ જ સેવન કરે છે. તેથી કર્મનો સંચય કરી તેનાં વિપાક ભોગવવા માટે અનંતકાળ સુધી સંસારચક્રમાં જન્મ મરણ કરતાં તેને પરિભ્રમણ કરવુ પડે છે. તેથી સંયમીએ આહારશુદ્ધિ રાખવી. એમ તીર્થંકર ભગવાનનો આદેશ છે વળી સાચા સાધુએ ઇંદ્રિયો અને મનને વશ કરી સાંસારિક વિષયોનો ત્યાગ કરવો સંસાર તરવાનો માર્ગ એક સંયમ જ છે. પૃથ્વીકાયનાં જીવો પૃથ્વીમાં તેવી રીતે અપકાય, અપકાયમાં, તેઉકાય તેઉકાયમાં, વાયુ વાયુકાયમાં અને વનસ્પતિ વનસ્પતિ કાયમાં જીવો વારંવાર ઉત્પન્ન થાય છે. ત્રસ જીવોની ઉત્પતિ પૃથ્વી આદિનાં આશ્રયે થાય છે ગર્ભજ તિર્યંચો અને ગર્ભજ મનુષ્યો માતાનાં ઉદરથી ઉત્પન્ન થાય છે. સમુચ્છિમ તિર્યંચો પૃથ્વી પાણી આદિ એકેન્દ્રિયનાં આશ્રયથી પણ ઉત્પન્ન થાય છે વળી સમુચ્છિમ મનુષ્યો પણ મનુષ્ય થકી થયેલ ચૌદ પ્રકારનાં અશુચિ સ્થળોમાં ઉત્પન્ન થાય છે. દેવો શય્યામાં અને નારકીઓ કુંભીમાં ઉત્પન્ન થાય છે, માટે હે સાધકો આ પ્રમાણે સમજો અને સમજીને આહાર ગુપ્ત બનો, જ્ઞાનાદિ સહિત બનો, સમિતિ યુકત બનો અને સંયમપાલનમાં પ્રયત્નશીલ બનો.



# ૪ થું અધ્યયન

## ( પ્રત્યાખ્યાન ક્રિયા )

**પૂર્વભૂમિકા**:– ત્રીજા અધ્યયનનાં અંતમાં આહાર શુદ્ધિનો ઉપદેશ આપેલ છે. આહાર શુદ્ધિથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે. અને તેનાં અભાવમાં અનર્થ થાય છે. તેથી કલ્યાણ ઇચ્છવાવાળા પુરૂષોએ આહાર શુદ્ધિનો આગ્રહ રાખવો જોઇએ. પરંતુ પ્રત્યાખ્યાન (પચ્ચખાણ અથવા બંધી અથવા ત્યાગ કરવાનો સંકલ્પ) વિના આહારની વિશુદ્ધિ સંભવતી નથી. તેથી આહાર શુદ્ધિનાં કારણભૂત પ્રત્યાખ્યાન ક્રિયાનો ઉપદેશ આપવાં માટે આ ચોથા અધ્યયનનો પ્રારંભ કરવામાં આવે છે.

मूलम्- सुयं मे आउसंतेणं भगवया एवमक्खायं इह खलु पच्चक्खाण किरिया नामज्झयणे तस्स णं अयमट्ठे पन्नते–आया अपच्चक्खाणी यावि भवति, आया अकिरियाकुसले यावि भवति, आया मिच्छासंठिए यावि भवति, आया एगंतदंडे यावि भवति, आया एगंत-बाले यावि भवति, आया एगंतसुत्ते यावि भवति, आया अवियार मणवयण कायवक्के यावि भवति, आया अप्पडिहय-अपच्चक्खाय पावकम्मे यावि भवति, एस खलु भगवता अक्खाए असंजते अविरते अप्पडिहय पच्चक्खाय पावकम्मे सकिरिए असंवुडे एगंतदंडे एगंत बाले एगंत्तसुत्ते। से वाले अवियार मणवयणकाय वक्के सुविणमवि ण पस्सति, पावे य से कम्मे कज्जई ॥१॥

અર્થ : શ્રી સુધર્માસ્વામી શ્રી જંબુસ્વામીને કહે છે કે ભગવાન મહાવીર કહેતા હતા કે આત્મા અપ્રત્યાખ્યાની પણ હોય છે. આત્મા મિથ્યાત્વ સહિત પણ હોય છે. સદાચાર રહિત પણ હોય છે. આત્મા અજ્ઞાની અન્યને દંડ દેનારો તથા સૂતેલો પણ હોય છે. આત્મા અપ્રતિહત પાપકર્મ કરવાવાળો હોય છે. આ આત્મા અસંયતિ, અવિરતિ, એકાંતબાળ, મન - વચન - કાયાથી વિના વિચાર્યે કાર્ય કરનાર, સ્વપ્નાંતરમાં નહિ દેખેલાં એવા પાપ-કર્મને પણ બાંધનારો હોય છે પશ્ચાત્ શુભકર્મના ઉદયે આત્મા પ્રત્યાખ્યાની પણ બને છે. આત્મા અનાદિ કાળથી શુભ ક્રિયામાં અકુશળ અને અશુભ ક્રિયામાં કુશળ હોવાથી અનંત કાળથી સંસાર પરિભ્રમણ કરી રહ્યો છે.

मूलम्- तत्थ चोयए पन्नवगं एवं वयासी–असंतएणं मणेणं पावएणं, असंतियाए वईए पावि-याए, असंतएणं कायेणं पावएणं अहणंतस्स, अमणक्खस्स, अविचार मण वयणकाय वक्कस्स, सुवणिमवि अपस्सओ पावकम्मे नो कज्जइ। कस्सणं तं हेउ ? चोयाए एवं ववीति अन्नयरेणं मणेणं पावएणं मणवत्तिए पावेकम्मे कज्जइ, अन्नयरीए वत्तिए

पावियाए वतिवत्तिए पावेकम्मे कज्जइ, अन्नयरेणं काएणं पावएणं कायवत्तिए पावेकम्मे कज्जइ, हणतस्स समणक्खस्स सवियार मण वयणकाय वक्कस्स सुविणमवि पासओ, एवं गुणजातीयस्स पावेकम्मो कज्जइ। पुणरवि चोयए एवं बवीति, तत्थणं जे ते एवमाहंसु असंतएणं मणेणं पावएणं, असंतीयाए वत्तिए पावियाए, असंतएणं काएणं पावएणं—अहणंतस्स अमणक्खस्स अविचार मण वयणकाय वक्कस्स सुविणमवि अपस्सओ पावेकम्मे कज्जइ, तत्थणं जे ते एवमाहंसु मिच्छा ते एव माहंसु ॥२॥

અર્થ : શિષ્ય કહે છે કે:–'અજ્ઞાનતાથી જે પાપકર્મ લાગે તેનો બંધ થાય નહિ કારણ કે જીવને અજ્ઞાનતા એ જ તેનો દોષ છે. પાપકર્મ એ તેનો દોષ નથી.' પણ જો મન, વચન, કાયાથી પ્રાણાતિપાત આદિ પાપકાર્ય કરે, હિંસાદિમાં મનનાં પરિણામ રાખે, ઇરાદાપૂર્વક હિંસા કરે તથા સ્વપ્નાંતરમાં પાપકર્મ દેખે તો પાપકર્મનો બંધ થાય. વળી શિષ્ય આચાર્યને કહે છે કે જે કોઇ પાપકર્મમાં પ્રવૃત્તિ કરતો નથી. પાપકાર્યમાં જેનાં મનનાં પરિણામ નથી તથા જે કોઇ સ્વપ્નાંતરમાં પણ પાપકર્મને દેખતો નથી તેને પાપકર્મનું બંધન કેવી રીતે થાય? આ ઉપરથી શિષ્યનું કહેવું એવું છે કે જીવમાં અશુભ યોગનાં પરિણામો ન હોવા છતાં શાસ્ત્રકારો તેને પાપકર્મનો બંધ બતાવે છે. તે મને અયોગ્ય લાગે છે વળી આ પ્રમાણે પણ શિષ્યનો પ્રશ્ન છે કે જે કોઇ મન, વચન, કાયાથી પણ પાપકર્મમાં પ્રવૃત્તિ કરતો નથી જેની ઇચ્છા અને પરિણામ પણ પાપકર્મ કરવા તરફ નથી, જે અવિચારવંત નથી તેને પાપકર્મનો બંધ કેવી રીતે થાય?

मूलम्- तत्थ पन्नवए चोयगं एवं वयासी—तं सम्मं जं मए पुव्वं वुत्तं। असंतएणं मणेणं पावएणं, असंतियाए वत्तिए पावियाए, असंतएणं कायेणं पावएणं; अहणंतस्स, अमणक्खस्स अविचार मण वयणकाय वक्कस्स सुविणमवि अप्पस्सओ पावकम्मे कज्जति, तं सम्मं। कस्सणं तं हेउ? आयरिया आह—तत्थ खलु भगवया छजीवणिकाय हेउ पन्नत्ता, तंजहा—पुढविकाइया जाव तसकाइया। इच्चेएहिं छहिं जीवणिकाएहिं आया अपडिहय पच्चक्खाय पावकम्मे निच्चं पसढविउवातचित्त दंडे, तंजहा पाणातिपाए जाव परिग्गहे, कोहे जाव मिच्छादंसण सल्ले ॥३॥

અર્થ : આચાર્ય ભગવાન પ્રજ્ઞાવંત શિષ્યનાં પ્રશ્નનો ઉત્તર આપતાં કહે છે કે ભગવંતે આ જગતમાં છ પ્રકારનાં જીવ કહેલ છે. તે જીવોની હિંસા નહિ કરવાના પ્રત્યાખ્યાન કરેલ નથી એટલે હિંસાથી ઉત્પન્ન થતાં પાપને રોકયું નથી એથી તે અહિંસક કહી શકાય નહિ. વળી જીવો અઢાર પ્રકારનાં પાપસ્થાનકથી નિવૃત્ત નથી. વળી પાપનાં કારણભૂત એવાં મિથ્યાત્વ, અવિરતી, કષાય, અને પ્રમાદ અને યોગરૂપી ભાવોથી આ જીવ યુકત છે એથી કારણવશાત પાપકર્મ કરી બેસે છે. તેથી તેઓ અપ્રત્યાખ્યાની હોવાથી પાપકર્મનો બંધ કરે છે. વળી અવ્યકત જ્ઞાનવાળા તમારા કહેવા મુજબ બંધ કરતાં નથી તો તે માન્યતા પણ મિથ્યા છે. કારણ કે તેઓને મિથ્યાત્વ, અવિરતિ આદિનાં ભાવો હજી મોજુદ છે.

मूलम्- आयरिय आह-तत्थ खलु भगवया वहए दिट्ठंते पन्नते। से जहा नामए वहए सिया गाहावइस्स वा, गाहावइपुत्तस्स वा रण्णो वा, रायपुरिसस्स वा, खणंनिद्दाय पविसिस्सामि, खणं लध्धूणं-वहिस्सामि, संपहारेमाणे से कि नु हु नाम से वहए तस्स गाहावइस्स वा, गाहावइपुत्तस्स वा, रण्णो वा रायपुरिसस्स वा खणं निद्दाय पविसिस्सामि, खणं लध्धूणं वहिस्सामि पहारेमाणे दिया वा राओ वा सुत्ते वा जागरमाणे वा अमित्तभूते मिच्छासंठिते निच्चं पसढविउवाय चितदंडे भवति? एवं वियागरेमाणे समियाए वियागरे चोयए हंता भवति ।।४।।

અર્થ - શિષ્યનાં પ્રશ્નોનો જવાબ આપતાં આચાર્ય ભગવાન કહે છે કે જેમ કોઇ ઘાતક પુરૂષ, કોઇ ગૃહપતિ કે રાજા ઉપર અથવા રાજપુરૂષ ઉપર ક્રોધિત બની મનમાં વિચાર્યા કરે કે વખત આવ્યે હુ રાજપુરૂષ આદિના ઘરમા પ્રવેશ કરીશ અને તેનો વધ કરીશ. આચાર્ય ભગવાન કહે છે કે હે શિષ્ય! આવો દુષ્ટ વિચાર સેવતો મનુષ્ય પ્રાણીઘાત કરવાનાં ચિતવનમાં રાત્રિ દિવસ રહ્યા કરે તો તે રાજપુરૂષનો ઘાતક કહેવાય કે નહિ? શિષ્યે હકારમાં જવાબ આપ્યો અને કહ્યુ કે આપનુ કહેવુ સત્ય છે માટે આચાર્ય ભગવતે કહ્યુ છે કે જ્યાં સુધી આ જીવે જીવહિસામાંથી નિવૃત્ત થવાનાં પ્રત્યાખ્યાન કર્યા નથી ત્યાં સુધી તે જીવ અવસર પ્રાપ્ત થતાં જરૂર હિસામાં પ્રવૃત્ત થશે માટે તેને સદાય પાપબધ થયા કરે છે. એમ કહીએ છીએ.

मूलम्- आयरिय आह-जहा से वहए तस्स गाहावइस्स वा तस्स गाहावइपुत्तस्स वा, रण्णो वा रायपुरिसस्स वा खणं निद्दाए पविसिस्सामि, खणं लध्धूणं वहिस्सामि त्ति पहारेमाणे दिया वा राओ वा सुत्ते वा जागरमाणे वा अमित्तभूए मिच्छासंठिते, निच्चं पसढविउवायचित्तदंडे, एवमेव बाले वि सव्वेसि पाणाणं जाव सव्वेसिसत्ताणं दिया वा राओ वा सुत्ते वा जागरमाणे वा अमित्तभूते मिच्छासंठिते निच्चं पसढविउवाय चित्तदंडे तं० पाणातिवाए जाव मिच्छादंसण सल्ले, एवं खलु भगवया अक्खाए, असंजए, अविरए, अप्पडिहय पच्चक्खाय पावकम्मे, सकिरिए, असंवुडे, एगंतदंडे, एगंतबाले एगंतसुत्ते यावि भवइ। से बाले अविचार मण वयण कायवक्के सुविणमपि न पस्सइ पावेय से कम्मे कज्जइ ।।५।।

અર્થ આચાર્ય મહારાજ કહે છે કોઈ ઘાતક પુરૂષ ગૃહપતિ, રાજપુરૂષની ઘાત ચિંતવે છે, પણ ઘાત કરવાની ક્રિયા કરતો નથી છતાંય તે ઘાતક કહેવાય છે. તેવી રીતે અજ્ઞાની જીવ સર્વ પ્રાણી, ભૂત જીવ અને સત્યની ઘાત કરતો નથી છતાં મિથ્યાદર્શન રૂપી શલ્ય તથા અઢાર પાપસ્થાનોમાથી જ્યાં સુધી નિવૃત્ત થયો નથી ત્યાં સુધી ભગવાને આવા જીવને અવૃતિ, અસંયતિ, સક્રિય, સવરરહિત અન્યજીવોને એકાંતપણે દડ દેવાવાળો, એકાંત બાલ, એકાંત સૂતેલો અને અવિચારી કહ્યો છે. તેથી આવા જીવો અન્ય જીવોનો ઘાત કરતાં નથી છતાં પણ પ્રત્યાખ્યાનના અભાવે પાપકર્મોનાં બંધન કરે છે.

मूलम्- जहा से वहए तस्स वा गाहावइस्स जाव तस्स वा रायपुरिसस्स पत्तेयं पत्तेयं चित्तसमादाए दिया वा राओ वा सुत्ते वा जागरमाणे वा, अमित्तभूत्ते मिच्छासंठित्ते निच्चं पसढविउवाय चित्तदंडे भवइ, एवमेव बाले सव्वेसिं पाणाणं जाव सव्वेसि सत्ताणं पत्तेयं पत्तेयं चित्तसमादाए दिया वा राओ वा सुत्ते वा जागरमाणे वा अमित्तभूए मिच्छासंठित्ते निच्चं पसढविउवाय चित्तदंडे भवइ ॥६॥

અર્થ : જેમ વધની ઇચ્છા રાખનાર ઘાતક પુરૂષ અવસર ન મળતાં રાજપુરૂષ આદિની ઘાત કરતો નથી તો પણ દિવસ અને રાત્રિ હરસમયે તેનાં વધનાં વિચારો રાખતો હોવાથી તેનો વેરી બની રહે છે તેવી જ રીતે અપ્રત્યાખ્યાની પ્રાણી હિંસામય ભાવ રાખતો હોવાથી અવસર પ્રાપ્ત થયે છકાય જીવની હિંસા કરતાં ડરતો નથી. ઘર આદિ બનાવવામાં તથા વ્યાપાર આદિમાં છકાય જીવની હિંસા કરતાં સંકોચ પામતો નથી. પ્રાણીઓ રાગદ્વેષથી ભરેલાં છે અજ્ઞાનથી ઘેરાયેલાં છે એવા જીવો ભલે હિંસા ન કરતાં હોય, હિંસાનાં પરિણામ ન રાખતાં હોય, છતાં તેઓ સર્વ પ્રાણીઓનાં વેરી છે. આ સર્વ અશુદ્ધતાનો નાશ કરનાર 'વિરતી' ભાવ છે. તેથી જીવ એકેન્દ્રિય હોય, વિકલેન્દ્રિય હોય કે પંચેન્દ્રિય હોય પણ તે સર્વ અપ્રત્યાખ્યાની આશ્રિત હોઇ સર્વ ઘાતક ભાવવાળા અને પાપકર્મ કરનારા જાણવા

मूलम्- नो इणट्ठे समट्ठे । चोयल इह खलु वहवे पाणा, जे इमेणं सरीर समुस्सएणं नो दिट्ठा वा सुया वा नाभिमया वा वित्राया वा जेसिं णो पत्तेयं पत्तेयं चित्तसमायाए दिया वा राओ वा सुत्ते वा जागरमाणे वा अमित्तभूते मिच्छासंठिते निच्चंपसढ विउवाय चित्तदंडे तं. पाणातिवाए जाव मिच्छादंसणसल्ले ॥७॥

અર્થ : શિષ્ય આચાર્યને કહે છે કે ભગવાન! આ જગતમાં એવા સુક્ષ્મ જીવો છે કે જે અમારા દેખવા કે સાંભળવામાં આવતાં નથી. તેઓનાં પ્રત્યે હિંસાની ભાવના પણ અમારામાં ઉત્પન્ન થતી નથી તો એવી સ્થિતિમાં તેઓની હિંસાનુ પાપ અમને કેવી રીતે લાગી શકે? અઢાર પાપસ્થાનકને નહિં સેવન કરનારને પાપકર્મ ક્યાંથી લાગે? કારણ કે હિંસાના ભાવ પરિચિત વ્યકિત આશ્રયી હોય. અપરિચિત વ્યકિત આશ્રયે ન હોય. જગતમાં સુક્ષ્મ બાદર આદિ પ્રાણીઓ છે તે પ્રાયઃ કરીને દેશકાળ સ્વભાવ આશ્રયે દૂરવર્તી પણ હોય છે જેથી સર્વ પ્રાણીઓ પ્રત્યે હિંસાના ભાવ હોવા સંભવ નથી

मूलम्- आयरिया आह तत्थ खलु भगवया दुवे दिट्ठंता पन्नता तं जहा सन्निदिट्ठंते य असन्निदिट्ठंते य ! से किं तं सन्नि दिट्ठं ते ? जे इमे सन्निपंचिंदिया पज्जत्तगा एतेसि णं छजीवनिकाए पडुच्च तं. पुढवीकायं जाव तसकायं ! से एगइओ पुढवीकाएणं किच्चं करेइ वि, कारवेइ वि तस्स णं हवं भवइ-एवं खलु अहं पुढवीकाएणं किच्चं करेमि वि कारवेमि वि, नो चेव णं से एवं भवइ-इमेण वा इमेण वा से एतेणं पुढवीकाएणं किच

करवेइ वि, कारवेइ वि, से णं तत्तो पुढविकायाओ असंजय, अविरय, अप्पडीहय, पच्चक्खाय पावकम्मे यावि भवइ, एवं जाव तसकाए त्ति, भाणियव्वं। से एगइओ छजीवनिकाएहिं किच्चं करेइ वि कारवेइ वि, तस्स णं एवं भवइ, एवं खलु अहं छजीवनिकाएहिं किच्चं, करेमि वि कारवेमि वि नो चेव णं से एवं भवइ-इमेहिं वा इमेहिं वा। से य तेहिं छहिं जीवनिकाएहिं जाव कारवेइवि, से य तेहिं छहिं जीवनिकाएहिं असंजय, अविरय, अप्पडिहय पच्चक्खाय पावकम्मे तं. पाणातिवाए जाव मिच्छादंसणसल्ले। एस खलु भगवया अक्खाए असंजए, अविरए, अप्पडिहय पच्चक्खाय पावकम्मे सुविणमवि अपस्सओ पावेय से कम्मे कज्जइ, से तं सन्निदिट्ठंते ॥८॥

અર્થ : માત્ર જે જીવો હિંસામાં પ્રવૃત હોય તેને જ પ્રત્યાખ્યાનની જરૂર ગણાય. એવો ઘણા આચાર્યનો સામાન્ય અભિપ્રાય છે. છતાં આ આચાર્ય વિશેષ કરી કહે છે કે ભગવાન મહાવીરે આ સબધમાં બે દૃષ્ટાંતો કહેલાં છે એક સન્ની જીવનુ. બીજુ અસંજ્ઞી જીવનું. સન્ની જીવનુ દૃષ્ટાંત આપતાં આચાર્ય કહે છે કે કોઇ સંજ્ઞી પચેન્દ્રિય મનુષ્ય વિચાર કરે કે હુ પૃથ્વીકાય આશ્રયે જીવોની હિંસા કરીશ અને અન્ય પાસે પણ કરાવીશ આમાંથી ફલિત થાય છે કે આવી પ્રતિજ્ઞા કરનારનો એવો અભિપ્રાય રહેતો નથી કે હું સફેદ, લાલ કે પીળી અમુક પૃથ્વીકાય જીવોની જ હિંસા કરીશ તેથી તમામ પૃથ્વી કાયનાં જીવો તેનાથી ડરતાં અને ભયભીત રહે છે. જો તેણે એવો નિર્ણય કર્યો હોત કે મારે સફેદ પૃથ્વીકાયનો જ ઉપયોગ કરવો છે તો બીજા જીવોને અભયદાન મળત. પણ તેમ નહિ હોવાથી સમસ્ત જીવો સદૈવ ભયભીત રહે છે. તેથી પ્રત્યાખ્યાન વિનાનાં અપ્રત્યાખ્યાની જીવો અસયતિ. અવિરતિ હોવાથી પાપનુ બધન કરવાવાળા છે એ રીતે અઢાર પાપસ્થાનક માંહેલુ કોઇપણ પાપ વિરતિને પામ્યું ન હોઇ તે ઘાતક જીવને અઢારે પાપસ્થાનકોનાં પાપનુ બધન હોય છે એ જ પ્રમાણે. જો કોઇ છકાયના જીવો દ્વારા કાર્ય કરતો. કરાવતો હોય તો તે એમજ કહેશે કે હુ છકાયના જીવો વડે કાર્ય કરૂં છુ અને કરાવું છુ. પરંતુ તે જીવને વિષે એમ કહી શકાશે નહી કે અમુક જીવો દ્વારા કાર્ય કરે છે અને કરાવે છે પરંતુ એમજ કહેવાશે કે તે છયે જીવનિકાયો દ્વારા કરે છે અને કરાવે છે તેથી તે પુરૂષ છએ જીવનિકાયાનો અસયમી, અવિરત અને તેમને વિષે પાપકર્મના પ્રત્યાખ્યાનથી રહિત છે અને અઢારે પાપનુ સેવન કરનાર છે. આ સન્નીનુ દૃષ્ટાંત થયુ.

मूलम्- से किं तं असन्निदिट्ठंति ते ? जे इमे असन्निणो पाणा तं. पुढवीकाइया जाव वणस्सइ काइया छट्ठा वेगइया तसा पाणा जेसिं नो तक्का इ वा सन्ना ति वा पन्ना ति वा मणा ति वा वई ति वा सयं वा करणाए अन्नेहिं वा कारावेत्तए, करंतं वा समणुजाणित्तए तेऽवि णं बाले सव्वेसि पाणाणं जाव सव्वेसि सत्ताणं दिया वा राओ वा सुत्ते वा जागरमाणे वा अमित्तभूता मिच्छासंठिया निच्चं पसढविउवाय चित्त दंडा तं. पाणाइवाए जाव मिच्छादंसणसल्ले इच्चेव जाव नो चेव मणो नो चेव वई पाणाणं जाव सत्ताणं

**दुक्खणयाए सोयणाए जूरणयाए, तिप्पणयाए, पिट्टणयाए, परितप्पणयाए ते दुक्खण-सोयण जाव परितप्पण वहबंधन परिकिलेसाओ अप्पडिविरिया भवंति ॥९॥**

અર્થ : હવે અસંજ્ઞીનુ દૃષ્ટાંત બતાવે છે આ સંસારમાં પાંચ સ્થાવરો તેમ જ કોઇ ત્રસ પ્રાણીઓ પણ અસંજ્ઞી જીવોને તર્ક, સંજ્ઞા, પ્રજ્ઞા કે મન વચન આદિ હોતાં નથી. પરંતુ ત્રસ પ્રાણીઓમાં વચન હોય છે. પણ તેઓમાં કાર્ય કરનારનાં મનમાં કયા શુભાશુભ ભાવો છે. તે જાણવાની શક્તિ આવા ત્રસ પ્રાણીઓમાં હોતી નથી વળી પોતામાં થતાં શુભાશુભ ભાવોને જાણવાની શક્તિ નથી તેથી સર્વ અસંજ્ઞી જીવોને સર્વ પ્રાણી પ્રત્યે શત્રુ સમાન ભાવો પરમાર્થ દૃષ્ટિએ અવ્યક્તપણે હોય છે મિથ્યાત્વી જીવો પરમાર્થને નહિ જાણનારા હોવાથી સદૈવ પ્રાણઘાતક જ છે. આ અસંજ્ઞી પ્રાણીઓમાં અવ્યક્તપણે આવા અધ્યવસાયો રહેલાં છે. તેઓ અવિરતિ ભાવથી બીજાને દુઃખ દેનારા શોક કરાવનારા, તાપ, પીડા, પરિતાપ તથા ત્રાસ આપનારા ભાવોનું નિરંતર સેવન કરતાં હોય છે. અવ્યક્ત ભાવે આ જીવો જીવહિંસાનાં પરિણામવાળા હોય છે તેમ જ વિરતિના અભાવથી તે જીવો કર્મથી બંધાય છે. એકેન્દ્રિય જીવોમાં અવ્યક્તપણે અન્ય જીવોને પીડા આપવા રૂપ વ્યાપાર, આહાર આદિ આશ્રયે પડેલો છે તથા અન્ય જીવોને હણાવવા આશ્રયી વ્યાપાર પણ આ એકેન્દ્રિય જીવોમાં અવ્યક્ત પણે રહેલો છે.

**मूलम्- इति खलु से असन्निणो ऽ वि सत्ता अहोर्निसिं पाणातिवाए उवक्खाइज्जंति जाव अहोर्निसि परिग्गहे उवक्खाइज्जंति जाव मिच्छादंसणसल्ले उवक्खाइज्जंति (एवं भूतवादी) सव्वेजोणियावि, खलु सत्ता सन्निणो हुच्चा, असन्निणो होंति, असन्निणो हुच्चा सन्निणो होंति, होच्चा सन्नी अदुवा असन्नी तत्थ से अविविचित्ता अविधूणित्ता, असंमुच्छित्ता अणणुतावित्ता, असन्निकायाओ वा सन्निकायं संकमंति, सन्निकायाओ वा असन्निकायं संकमंति, सन्निकायाओ वा सन्निकायं संकमंति, असन्निकायाओ वा असन्निकायं संकमंति, जे एए सन्नि वा असन्नि वा सव्वे ते मिच्छायारा, निच्चं पसढविउवाय चित्तदंडा, तं. पाणातिवाए जाव मिच्छादंसणसल्ले। एवं खलु भगवया अक्खाए असंजए अविरए अप्पडिहय पच्चक्खाय पावकम्मे, सकिरिए, असंवुडे, एगंतदंडे, एगंतवाले, एगंतसुत्ते से बाले अविचार मणवयकायवक्के सुविणमवि न पस्सइ पावे य से कम्मे कज्जइ ॥१०॥**

અર્થ : ઉપરનાં સંજ્ઞી અને અસંજ્ઞીના દૃષ્ટાંત સંબંધમાં ભૂતવાદીઓ સહિત અન્ય દર્શનીયો કહે છે કે સંજ્ઞી જીવો મૃત્યુ પામીને સંજ્ઞી જ થાય અને અસંજ્ઞી હોય તે અસંજ્ઞી જ થાય. આ તેઓનો સિદ્ધાંત અસત્ય છે. કારણ કે જો એમ જ હોય તો શુભાશુભ કર્મનાં ફળ ક્યાંથી થાય? વીતરાગ સિદ્ધાંત કહે છે કે શુભાશુભ કર્મ અનુસાર દરેક જીવ પોતપોતાની યોગ્યતા પ્રમાણે સંજ્ઞી કે અસંજ્ઞી દેવ કે નારકી અથવા તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થાય છે. જીવોએ પહેલાં જે કર્મ બાંધેલ હોય તે કર્મનું છેદન નહિ કરવાથી તેમ જ તે કર્મનું પશ્ચાતાપરૂપ તપન નહિ કરવાથી જીવો એક બીજી યોનિઓમાં પોતાનાં જન્મનું રૂપાંતર

કર્યા કરે છે તેથી સંજ્ઞી કે અસંજ્ઞી જીવો પ્રત્યાખ્યાન નહિ કરવાથી તેઓ અસંયતિ, અવિરતિ, અપ્રતિહત, પ્રત્યાખ્યાન પાપકર્મવાળા ગણાય છે. અને તેમને બંધન હોવાથી પરિભ્રમણ કર્યા કરે છે

मूलम्- चोयए से किं कुव्वं, किं कारवं, कहं संजय विरयप्पडिहय पच्चक्खाय पावकम्मे भवइ ? आयरिय आह-तत्थ खलु भगवया छज्जीवणिकायहेउ पन्नत्ता, तंजहा-पुढविकाइया, जाव तसकाइया । से जहा नामए- मम अस्सातं दंडेण वा, अट्ठीण वा मुट्ठीण वा, लेलूण वा, कवालेण वा, आतोडिज्जमाणस्स वा, जाव उदविज्जमाणस्स वा जाव लोमुक्खणणमायमवि हिंसाकारं दुक्खं भयं पडिसंवेदमि, इच्चेव जाणं सव्वे पाणा सव्वे सत्ता दंडेण वा जाव कवालेण वा आतोडिज्जमाणे वा, हम्ममाणे वा, तज्जिज्जमाणे वा, तालिज्जमाणे वा, जाव उदविज्जमाणे वा, जाव लोमुक्खणणमायमवि हिंसाकार दुक्खं भयं पडिसंवेदेत्ति । एवं णच्चा सव्वे पाणा जाव सव्वे सत्ता, न हंतव्वा जाव न उद्दवेयव्वा एस्स धम्मे धुवे, निइए, सासए, समिच्च लोगं खेयन्नेहि पवेदिए । एवं से भिक्खू विरते पाणातिवायातो जाव मिच्छादंसणसल्लाओ से भिक्खू नो दंतपक्खालेणं दंतेपक्खालेज्जा, नो अंजणं, नो वमणं नो धूवणं पि आदत्ते । से भिक्खू-अकिरिए, अलूसए अकोहे, जाव अलोहे, उवसंते परिनिव्वुडे । एस खलु भगवया अक्खाए संजयविरय पडिहय पच्चक्खाय पावकम्मे अकिरिए । संवुडे एगंत पंडिए यावि भवइ त्तिबेमि ।। इति पच्चक्खाण किरिया नामे चउत्थमज्झयणं सम्मत्तं ।।११।।

અર્થ : શિષ્ય પૂછે છે કે હે ભગવત! જીવો કયું કર્મ કરતાં થકા કેવા પ્રકારથી સંયમી, વિરતી તથા પાપકર્મનાં ઘાતક ન બની શકે? જવાબમાં આચાર્યશ્રી જણાવે છે કે વર્તમાન સંબંધી પાપમયી કૃત્યથી રહિત થવું તેને સંયત થવુ કહે છે. ભૂત અને ભવિષ્યકાળ સંબંધી પાપથી નિવૃત્ત થવુ તેને 'વિરત' કહે છે. વર્તમાનકાળમાં અનુષ્ઠાન કરવાથી પૂર્વકર્મની સ્થિતિ અને તેનો રસ નાશ પામે છે તથા ન્યુન થાય છે. અને પ્રત્યાખ્યાનનો અર્થ એ છે કે પહેલાં કરેલાં અતિચારોની નિંદા કરવી અને ભવિષ્યમાં આવા પાપમય કર્મ ન કરવાં તેનો સંકલ્પ કરવો તે ભગવાન મહાવીર કહે છે કે છ કાય જીવની હિંસા નહિ કરવાનાં જે કોઇ પ્રત્યાખ્યાન ન કરે તો તે જીવોને સંસાર પરિભ્રમણ રહે છે અને જો કોઇ જીવો છકાયને નહિ હણવાનાં પ્રત્યાખ્યાન કરે તો તેમને મોક્ષનુ કારણ રહે છે જેમ આપણને કોઇ દંડા વડે, હાડકા વડે, ઠીકરા વડે, મુઠી વડે દુઃખ આપે, અશાતા ઉપજાવે પીડા ઉત્પન્ન કરે, તો જે જાતનાં દુઃખનો આપણને અનુભવ થાય છે, તેવી જ અશાતાનો અનુભવ સર્વ જીવોને થાય છે. સર્વ જીવને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે. તેથી દયા - ધર્મ

સનાતન સત્ય રૂપ છે. આ ધર્મ નિત્ય અને ધ્રુવ છે એમ જાણી ભિક્ષુક સાધુએ પ્રાણાતિપાતથી માંડીને મિથ્યાદર્શન શલ્ય સુધીનાં સઘળાં પાપોથી પ્રત્યાખ્યાન લઈ નિવૃત્ત થવું. જે સાધક આંખોમાં અંજન કરે નહિ, દવા લઈ વમન ન કરે, ધૂપ વિગેરે સુગંધી દ્રવ્યોથી શરીર અથવા વસ્રને સુગંધવાળા બનાવે નહિ, તથા સર્વ સાવદ્ય ક્રિયાઓથી રહિત થઇને સંયમનું પાલન કરે તો તે સંયતિ, વિરતિ, પ્રતિહત-પ્રત્યાખ્યાની કહેવાય છે. વળી તેવા સાધુ અક્રિય, સંવૃત અને એકાંત પંડિત કહેવાય છે. પ્રત્યાખ્યાની જીવો સંક્ષાચારી કહેવાય છે અને અપ્રત્યાખ્યાની જીવો અનાચારી કહેવાય છે. એમ જાણી છકાય જીવની દયાનું પાલન કરવુ તે આત્મશ્રેયનું કારણ છે.



# ૫ મું અધ્યયન

## (આચારશ્રુત)

**પૂર્વભૂમિકા :**— ચોથા અધ્યયનમાં સંસાર સાગરથી પાર થવાની ઇચ્છાવાળા પુરૂષો માટે પાપનાં પ્રત્યાખ્યાન કરવાની આવશ્યકતા બતાવી પરંતુ જ્યાં સુધી મનુષ્ય સંપૂર્ણ અનાચારોને દૂર કરી સમ્યક્ આચારમાં સ્થિત ન થાય ત્યાં સુધી સંપૂર્ણપણે પ્રત્યાખ્યાનનું પાલન થઇ શકે નહિ તેથી આચારનુ પાલન અને અનાચારનો ત્યાગ કરવા માટે આચાર અને અનાચારની વ્યાખ્યા રૂપ આ પાંચમું અધ્યયન "આચાર શ્રૂત" નામે ઉપદેશવામાં આવ્યુ છે તેથી આચાર અનાચારનાં જ્ઞાનને પ્રાપ્ત કરી આચારનુ પાલન કરવાથી અને અનાચારનો ત્યાગ કરવાથી સાધક જીવ સર્વ દોષોથી રહિત બની ઇષ્ટસ્થાનરૂપ મોક્ષસ્થાનને પ્રાપ્ત કરી શકે છે

मूलम्- आदाय बंभचेरं च, आसुपन्ने इमं वइ ।
अस्सि धम्मे अणायारं, नायरेज्ज कयाइवि ।।१।।

અર્થ : વિવેકી સાધકે બ્રહ્મચર્યને અંગીકાર કરી, કદાપિ પણ સાવદ્ય અનુષ્ઠાન રૂપ અનાચારનુ સેવન કરવુ નહિ સત્ય, તપ, સંયમ, જીવદયા તથા ઇન્દ્રિયોનો નિરોધ વિગેરે કાર્યોને બ્રહ્મચર્ય કહે છે સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર્યને કરનાર વસ્તુત: બ્રહ્મચારી કહેવાય તેથી સાધુએ અનાચારનુ સેવન ન કરવુ જોઇએ

मूसम्- अणादीयं परिन्नाय, अणवदग्गेति वा पुणो ।
सासयमसासए वा, इति दिट्ठि न धारए ।।२।।

અર્થ : વિવેકી પુરૂષે આ જગત અનાદિ અનંત છે તેને એકાંત નિત્ય કે એકાંત અનિત્ય માનવુ નહિ.

मूलम्- एएहिं दोहिं ठाणेहिं, ववहारो ण विज्जई ।
एएहिं दोहि ठाणेहिं, अणायारं तु जाणए ।।३।।

અર્થ : સંસારમાં જેટલા પદાર્થો છે તે સર્વ **કથંચિત્ત** નિત્ય અને કથંચિત્ અનિત્ય છે કોઇ પદાર્થ એકાંત નિત્ય કે અનિત્ય નથી એકાંત નિત્ય કે અનિત્ય માનવાથી વ્યવહાર ચાલી શકે નહિ વસ્તુ માત્ર દ્રવ્યથી નિત્ય અને પર્યાયથી અનિત્ય છે (પર્યાય એટલે વર્તમાન દશા - સ્થિતિ - અવસ્થા). તેથી એ બંને પક્ષોના આશ્રયથી અનાચારનુ સેવન થાય છે એમ જાણવુ.

मूलम्- समुच्छिर्हिति सत्थारो, सव्वे पाणा अणेलिसा ।
गंठिगा वा, भविस्संति, सासयंति व णो वए ।।४।।

અર્થ : ઘણાં લોકો એમ કહે છે કે સર્વજ્ઞને માનનાર ભવ્ય જીવો મોક્ષ પામશે તો સર્વ ભવ્ય જીવો મોક્ષ પામવાથી આલોક ભવ્ય જીવથી રહિત થશે. અભવ્યો જ આ લોકમાં રહેશે. આવું એકાંત વચન વિવેકી પુરૂષે બોલવું નહિ. કારણ કાળ જેમ અનંત છે તેમ ભવ્ય જીવો પણ અનંત છે જેમ કાળનો અત આવવાનો નથી તેમ ભવ્ય જીવોનો સમસ્ત ઉચ્છેદ થવાનો નથી

मूलम्- एएहिं दोहिं ठाणेहिं, ववहारो न विज्जई ।
एएहि दोहि ठाणेहि, अणायारं तु जाणए ।।५।।

અર્થ : કેવળી ભગવંતોએ પ્રવાહની અપેક્ષાએ કાળને અને લોકને અનાદિ અનત કહ્યો છે કોઈ જીવ સિદ્ધગતિને પામે એ અપેક્ષાએ તેને સસારનો અભાવ કહ્યો. પણ શાશ્વત અને અશાશ્વત ભાવો રૂપ બન્ને પ્રકારના જીવો આ જગતમાં છે વળી અપેક્ષાએ ભિન્ન ભિન્ન કર્મને લીધે જીવોને વિલક્ષણ સ્વભાવવાળા જાણવા એકાંત વચનથી વ્યવહાર ચાલી શકે નહિ એકાંત વચન તે અનાચાર છે.

मूलम्- जे केइ खुद्दगा पाणा, अदुवा संति महालया ।
सरिसं तेहिं वेरंति, असरिसंति य णो वए ।।६।।

અર્થ : આ સસારમાં કોઇ નાનાં શરીરવાળા તથા કોઈ મોટા શરીરવાળા જીવો છે. તેઓ બન્નેની હિસાથી એક સરખુ જ વેર બધન થાય છે નાનાં પ્રાણીઓને મારવાથી થોડી હિસા તથા મોટા પ્રાણીઓને મારવાથી વધારે હિસા એમ કોઇ રીતે માનવું યુકત નથી. વેરબંધન તો સરખુ જ છે

मूलम्- एएहि दोहिं ठाणेहि, ववहारो ण विज्जई ।
एएहि दोहि ठाणेहिं, अणायारं तु जाणए ।।७।।

અર્થ : બન્ને સ્થાન પૈકી એકાંત સ્થાનક માનવાથી વ્યવહાર ચાલે નહિ એકાંત માનવાથી અનાચાર ગણાય એમ જાણી એકાંત માન્યતા રાખવી નહિ કલ્યાણની અભિલાષા રાખવાવાળાએ કોઈ પણ એકાંત પક્ષનુ અવલબન ન કરવુ જોઈએ નાના મોટા જીવોને મારવાથી કર્મબંધન ઓછીવત્તી માત્રાવાળુ થાય છે એમ કદાપિ પણ વર્ણવવુ નહિ

मूलम्- अहाकम्माणि भुंजंति, अन्नमन्ने सकम्मुणा ।
उवलित्ते ति जाणिज्जा, अणुवलित्ते ति वा पुणो ।।८।।

અર્થ : આધાકર્મી આહારનો ઉપભોગ કરવાવાળા સાધુ કર્મથી જરૂર લેપાય છે તેમ એકાંતપણે ન ઉચ્ચરવુ તેમ કર્મબધ થતો નથી એમ પણ એકાંત ન કહેવું કારણકે દોષિત આહાર અજાણપણે ભોગવતાં કર્મબધન ન પણ થાય! પરંતુ શાસ્ત્રીય વિધિનુ ઉલ્લંઘન કરી આસક્તિથી જો આધાકર્મી આહાર આદિનો ઉપભોગ થાય તો સાધુને જરૂર કર્મબંધન થાય જ.

मूलम्- एर्एहिं दोहि ठाणेहिं, ववहारो न विज्जई ।
एएहिं दोहि ठाणेहिं, अणायारं तु जाणए ॥९॥

અર્થ : દેશકાળને લીધે શુદ્ધ આહાર કોઈ વખત પ્રાપ્ત ન થાય અને આહારના અભાવે ક્ષુધાના લીધે અનર્થની ઉત્પત્તિ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, અગર જીવોની વિરાધના થવાનો સંભવ હોય અને સાધકને આર્તધ્યાન થવાથી નીચ ગતિ પણ પ્રાપ્ત થાય, તો આવા અનુઅપેક્ષિત સંજોગોવશાત્ દોષિત આહારને વિવેકથી ભોગવતાં પાપબંધન ન પણ થાય. (અગર અલ્પબંધ પણ થાય એમ વ્યવહારથી સમજવું).

मूलम्- जमिदं ओरालमाहारं, कम्मगं च तहेव य ।
सव्वत्थ वीरियं अत्थि, णत्थि सव्वत्थ वीरियं ॥१०॥

અર્થ : દેખવામા આવતાં શરીરનાં ભિન્ન ભિન્ન પ્રકાર વર્ણવ્યા છે. (૧) ઔદારિક શરીર, (૨) વૈક્રિય શરીર, (૩) આહારક શરીર, (૪) કાર્મણ શરીર, (૫) તેજસ્ શરીર. આ શરીરો એકાંતપણે જુદા નથી. કારણ તે બધા પુદ્ગલ પરમાણુઓથી નીર્મિત છે. મોટા, ઉદાર, સ્થૂળ રીતે દેખી શકાય એવાં પુદ્ગલોથી બનેલાં શરીરને ઔદારિક શરીર કહે છે કર્મના સમૂહથી બનેલાં શરીરને 'કાર્મણ' કહેવાય છે 'તેજસ્' શરીર અન્ન પાચન આદિનું કાર્ય કરે છે વૈક્રિય શરીર નાનું મોટું થઇ શકે એવા વૈક્રિય પુદ્ગલોનુ બનેલું છે. પરંતુ દરેકના કાર્યો ભિન્ન ભિન્ન છે. એથી એકાત અભિન્ન કહેવુ તે વ્યાજબી નથી વળી એકાંત ભિન્ન છે. એમ પણ ન કહેવું, કારણ સર્વ શરીરો એકબીજાનાં આશ્રયે રહેલાં છે

मूलम्- एएहिं दोहि ठाणेहिं, ववहारो न विज्जई ।
एएहिं दोहि ठाणेहिं, अणाचारं तु जाणए ॥११॥

અર્થ : વળી સર્વ પદાર્થોમાં શકિત એકસરખી છે એમ પણ ન કહેવુ તેમ જ ભિન્ન ભિન્ન શકિત છે તેમ પણ એકાંતે ન કહેવુ સર્વ પદાર્થો પુદ્ગલમય છે એ અપેક્ષાએ સમાન ગણાય. તેમજ સર્વ પદાર્થોમાં દરેકની યોગ્યતા પ્રમાણે ભિન્ન ભિન્ન શકિત પણ રહેલી છે તેથી એકાંતે જો વ્યવહાર ચાલે તો ગંભીર અથડામણ ઊભી થાય તેમ જાણી એકાત વચન બોલવા નહિ કારણ પદાર્થ માત્રમાં અનેક ધર્મો રહેલાં છે

मूलम्- नत्थि लोए अलोए वा, एवं सन्नं निवेसए ।
अत्थि लोए अलोए वा, एवं सन्नं निवेसए ॥१२॥

અર્થ : શૂન્યતાવાદીઓ લોક-અલોક, જીવ, અજીવ, આદિ સર્વ પદાર્થોને મિથ્યા માને છે. એવી બુદ્ધિ રાખવી ન જોઇએ પરંતુ લોક પણ છે અને અલોક પણ છે (આ લોક ચૌદ રાજુ પરિમાણ પ્રમાણવાળો છે, અને જીવ અજીવ સમસ્ત દ્રવ્યનો આધાર છે) લોકથી અતિરિકત જે આકાશ છે તે અલોક છે પદાર્થોનાં અસ્તિત્વમાં જ પદાર્થની સત્તા હોઇ શકે છે. વળી પદાર્થોમાં તેઓની અર્થ ક્રિયા પણ હોય છે.

मूलम्- नत्थि जीवा अजीवा वा, नेवं सन्नं निवेसए ।
अत्थि जीवा अजीवा वा, एवं सन्नं निवेसए ॥१३॥

અર્થ : આ જગત છ દ્રવ્યોનું બનેલું છે. જીવ-અજીવ, ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય, આકાશ, પુદ્ગલ અને કાળ. આ છયે દ્રવ્યો પોતપોતાની યોગ્યતા પ્રમાણે પોતાપોતાનું કાર્ય કરી રહ્યા છે એવું જ્ઞાન ધારણ કરવું જોઇએ વળી જીવ ઉપયોગ લક્ષણવાળો છે. સંસારી જીવનો ઉપયોગ અશુભ છે. અને સિદ્ધના જીવનો ઉપયોગ શુદ્ધ ચૈતન્યમય છે' આવું કઇ નથી એમ કોઇએ માનવું નહિ.

मूलम्- नत्थि धम्मे अधम्मे वा, नेवं सन्नं निवसए ।
अत्थि धम्मे अधम्मे वा, एवं सन्नं निवेसए ॥१४॥

અર્થ : ધર્મનું અસ્તિત્વ નથી તથા અધર્મનું અસ્તિત્વ નથી તેવી બુદ્ધિ કોઇપણ વિવેકી જીવે રાખવી નહિ પરતુ ધર્મ અધર્મ આ જગતમાં જ છે એમ માનવુ. શ્રુત અને ચારિત્ર્યરૂપ પરિણમનને ધર્મ કહેવાય. મિથ્યાત્વ આદિ પરિણામને મિથ્યા (અધર્મ) કહેવાય. શ્રૂત અને ચારિત્ર્ય ધર્મ એ આત્માનાં પોતાનાં પરિણામ છે અને તે પરિણામો કર્મક્ષય કરવાનાં કારણરૂપ છે. મિથ્યાત્વ, અવિરતિ પ્રમાદ, કષાય અને અશુભયોગ એ અધર્મ કહેવાય છે. તે પણ આત્માનાં પરિણામ છે. કાળ, સ્વભાવ, નિયતિ આદિ કારણ આવશ્યક છે. પરંતુ તે ધર્મ અને અધર્મી સાથે કારણભૂત છે. જગતની વિચિત્રતા ધર્મ અને અધર્મના આશ્રયે હોય છે.

मूलम्- नत्थि बंधे व मोक्खे वा, नेवं सन्नं निवेसए ।
अत्थि बंधे व मोक्खे वा, एवं सन्नं निवेसए ॥१५॥

અર્થ : જીવને કર્મબંધન નથી. તેમ જ મોક્ષ પણ નથી. એવો વિવેકીએ કદીપણ વિચાર સેવવો નહિ. અન્ય દર્શનીઓ જીવને એકાંત નિત્ય માનવાથી બંધ-મોક્ષને માનતાં નથી. જેમ દારૂપાનથી અમુક એવા આત્મામાં આપણને વિકૃતિ પ્રત્યક્ષ દેખાય છે તથા અમૂર્ત આત્મા સાથે કર્મનાં બંધ થાય છે. તે આવશ્યક છે સંસારી જીવો અનાદિકાળથી તેજસ અને કાર્મણ શરીરને લીધે જન્મ-મરણ કરી રહ્યા છે. તેથી કર્મબંધન અને મોક્ષના અસ્તિત્વને માનવું તેજ સનાતન સત્ય છે.

मूलम्- नत्थि पुणो व पावे वा, नेवं सन्नं निवेसए ।
अत्थि पुण्णे व पावे वा, एवं सन्नं निवेसए ॥१६॥

અર્થ : કેટલાંક જીવો એમ કહે છે કે આ સંસારમાં પુણ્ય નથી પાપ પણ નથી પરતુ તેઓની દૃષ્ટિએ જ સંસારમાં વિચિત્રતાઓ માલમ પડે છે કોઇ સુખી તો કોઇ દુઃખી ! જો પુણ્ય પાપનાં ફળ ન હોય તો આવી વિચિત્રતા હોય જ નહિ જીવનાં શુભ પરિણામથી પુણ્ય બંધાય છે અશુભ પરિણામથી પાપ બંધાય છે. એમ પુણ્ય અને પાપ બન્નેનાં અસ્તિત્વનો સ્વીકાર વિવેકીએ કરવો.

मूलम्- नत्थि आसवे संवरे वा, नेवं सन्नं निवेसए ।
अत्थि आसवे संवरे वा, एवं सन्नं निवेसए ॥१७॥

અર્થ : પ્રાણાતિપાપ આદિ અઢાર પ્રકારનાં જે પાપનાં સ્થાનકો કહેલાં છે. તે કર્મના ગ્રહણરૂપ કારણો છે અને તે કારણોને આશ્રવ કહે છે આ કર્મોનાં કારણોને નિરોધવા રૂપ જે ક્રિયા તેને 'સંવર' કહે છે પાંચ ઈંદ્રિયો દ્વારા વિષયોનું સેવન કરવુ તેને આશ્રવ કહે છે અને તે વિષયોને રૂધવા તેને સંવર કહે છે મન, વચન, કાયાના શુભયોગને પુણ્યાશ્રવ કહે છે અને અશુભ યોગને પાપાશ્રવ કહે છે મન, વચન, કાયાના વ્યાપારનો નિરોધ કરવો એટલે તે વ્યાપારને થતાં અટકાવવાં તેને સંવર કહે છે. આ સંવરરૂપ મહાવ્રત તથા અણુવૃત્ત આદિ નિયમો પુણ્યરૂપ અને સંવરના કારણો છે એમ સાધકે જરૂર માનવું.

मूलम्- नत्थि वेयणा निज्जरा वा, नेवं सन्नं निवेसए ।
अत्थि वेयणा निज्जरा वा, एवं सन्नं निवेसए ॥१८॥

અર્થ : શુભાશુભ કર્મના ઉદયથી જે સુખમય કે દુ ખમય અનુભવ થાય છે તેને વેદના કહે છે. આ વેદના સહન કરવાથી તેમ જ ભોગવવાથી કર્મની નિર્જરા પણ થાય છે એટલે કર્મ આત્મ-પ્રદેશથી વિખૂટા પડે છે. તેને નિર્જરા કહે છે. કોઇ કહે છે કે વેદના પણ નથી અને નિર્જરા પણ નથી તો તે જરાપણ યોગ્ય નથી સુખ અને દુઃખ રૂપ અનુભવો સર્વ જીવને પ્રત્યક્ષ જણાય છે તેથી શુભાશુભ કર્મનો ક્ષય કરવો તેને મોક્ષ કહે છે

मूलम्- नत्थि किरिया अकिरिया वा, नेवं सन्नं निवेसए ।
अत्थि किरिया अकिरिया वा, एवं सन्नं निवेसए ॥१९॥

અર્થ : કેટલાંક અન્ય દર્શનીઓ ક્રિયાનો નિષેધ કરે છે તેઓ ક્રિયા અને અક્રિયા બન્નેનો નિષેધ કરે છે પણ તે બુદ્ધિ ઠીક નથી ક્રિયા અને અક્રિયાના અસ્તિત્વને માનવું જોઇએ સંસારમાં ક્રિયા કરતાં જીવો પ્રત્યક્ષ દેખાય છે. આ ક્રિયા તેરમાં ગુણસ્થાક સુધી માલમ પડે છે કર્મરહિત એવા ચૌદમા ગુણસ્થાનકવાળા તથા સિદ્ધનાં જીવોને ક્રિયા નથી તથા ક્રિયા અને અક્રિયા બન્નેનાં અસ્તિત્વને માનવું તે જ સત્ય જ્ઞાન છે.

मूलम्- नत्थि कोहे व माणे वा, नेवं सन्नं निवेसए ।
अत्थि कोहं व माणे वा, एवं सन्नं निवेसए ॥२०॥

અર્થ · કેટલાંક જીવો ક્રોધ, માન વિગેરે નથી એમ માને છે પણ તેમની માન્યતા તદ્દન ભૂલભરેલી છે. ક્રોધ જગતમાં પ્રત્યક્ષ જણાય છે. જીવ ક્રોધને લીધે જ એકબીજા જોડે અથડા મણ ઊભી કરે છે તે પ્રત્યક્ષ છે. વળી દરેક જીવ માનના માટે જ મરે છે. માન ન હોત તો આ જગતમાં પ્રત્યક્ષ અમરાપુરી નજરે પડત પણ માન–અપમાનને લીધે આખો સંસાર અથડાઇ રહ્યો છે.

मूलम्- नत्थि माया व लोभे वा, नेवं सन्नं निवेसए ।
अत्थि माया व लोभे वा, एवं सन्नं निवेसए ।।२१।।

અર્થ : ઘણા જીવો માની રહ્યા છે કે માયા, કપટ, લોભ જેવુ કોઈ તત્ત્વ આ જગતમાં નથી. ઘણાં મતવાળા ચાર કષાયની સત્તાનો સ્વીકાર કરતાં નથી. પણ માયા, લોભ, રાગ, દ્વેષ સંસારી જીવોમાં પ્રત્યક્ષ દેખાય છે આ કષાયોના કારણે જ જીવો સંસારમાં રખડે છે માટે તેનું અસ્તિત્વ માનવું જોઈએ. ક્રોધ અને માનનો સમાવેશ દ્વેષમાં થાય છે માયા અને લોભનો સમાવેશ રાગમાં થાય છે

मूलम्- नत्थि पेज्जे व दोसे वा, नेवं सन्नं निवेसए ।
अत्थि पेज्जे व दोसे वा, एवं सन्नं निवेसए ।।२२।।

અર્થ : જગતમાં લોકો એકબીજા તરફ પ્રેમ રાખે છે અને તે પ્રેમને વિશુદ્ધ કહે છે. આ વાત બરાબર નથી. કહેવાતો પ્રેમ એ પ્રેમ નથી પણ રાગ છે. રાગ એ મોહકર્મનું બીજ છે. રાગથી વિરૂદ્ધ દ્વેષ છે કોઈ વસ્તુ ઉપર રાગ હોય તો અન્ય વસ્તુ ઉપર દ્વેષ હોય જ એમ સત્ય હકીકત છે. આ બન્ને મોહનાં જ ફરજંદ છે જ્યાં સુધી મોહનુ અસ્તિત્વ રહેલુ છે ત્યાં સુધી રાગ-દ્વેષનું અસ્તિત્વ રહેલું છે. એમ સત્યપણે માનવું.

मूसम्- नत्थि चाउरंते संसारे, नेवं सन्नं निवेसए ।
अत्थि चाउरंते संसारे, एवं सन्नं निवेसए ।।२३।।

અર્થ : આ લોકમાં ચાર ગતિરૂપ સંસાર નથી એમ ઘણાં માને છે તે યોગ્ય નથી. ચાર ગતિરૂપ સંસારમાં અનાદિથી આ જીવ પરિભ્રમણ કરી રહ્યો છે. દેવ, મનુષ્ય, તિર્યંચ નારકી આ ચાર ગતિરૂપ સંસાર અનાદિ અનંતરૂપ છે એમ માનવુ એ જ શ્રેયસકર છે. ચાર ગતિમાં જીવો સુખ અને દુઃખ ભોગવી રહ્યા છે. તે પ્રત્યક્ષ જણાય છે તેથી જીવે શ્રૂત અને ચારિત્ર રૂપ ધર્મ વડે આ ચાર ગતિનો નાશ કરવો જોઈએ

मूलम्- नत्थि देवो व देवी वा, नेवं सन्नं निवेसए ।
अत्थि देवो व देवी वा, एवं सन्नं निवेसए ।।२४।।

અર્થ : કેટલાંક દર્શનવાળા એમ માને છે કે દેવ-દેવીઓનુ અસ્તિત્વ નથી આ વાત બરાબર નથી. કારણ જે જીવ આ સંસારમાં પુણ્ય ઉપાર્જન કરે છે તેનું ફળ હોય જ. એવો સર્વમાન્ય સિદ્ધાંત છે. તેથી પુણ્યફળ ભોગવવા રૂપ દેવ-દેવીઓનો અવતાર થાય છે અને પાપનાં ફળ ભોગવવા રૂપ તિર્યંચ અને નારકીનાં દુઃખો નજરે પડે છે

मूलम्- नत्थि सिद्धी असिद्धी वा, नेवं सन्नं निवेसए ।
अत्थि सिद्धि असिद्धि वा, एवं सन्नं निवेसए ।।२५।।

અર્થ : કેટલાંક મતવાદીઓ એવા નિર્ણય પર આવ્યા છે કે આ જીવને સિદ્ધિ પણ નથી તેમ જ અસિદ્ધિ પણ નથી આ વાત બરાબર નથી કારણ કે ઘણા જીવો કર્મનો ક્ષય કરીને અંતરનો

શાશ્વત આનંદ ભોગવે છે. એવુ જાણપણું અરહંત દ્વારા અને કેવળજ્ઞાનીઓ દ્વારા જાણવામાં આવે છે. આત્માના સર્વ આવરણો દૂર થવાથી સિદ્ધગતિ મળે છે અને તેથી વિપરીત એવો અસિદ્ધિરૂપ સંસાર છે.

मूलम्- नत्थि सिद्धी नियं ठाणं, नेवं सन्नं निवेसए ।
अत्थि सिद्धी नियं ठाणं, एवं सन्नं निवेसए ॥२६॥

અર્થ : સિદ્ધિ એવો કોઈ ભાવ નથી તથા સિદ્ધોને કાયમી રહેવાનુ કોઇ સ્થાન નથી. એમ ઘણાં દર્શનો માને છે. પણ 'ઇશત્ પ્રાગ ભારા' નામની પૃથ્વી છે જે લોકનાં અગ્રભાગે છે તે ઘણી સૂક્ષ્મ છે ૪૫ (પિસ્તાલીસ) લાખ જોજનની લાંબી પહોળી છે અને તે 'આત્મ-સિદ્ધિ' પામેલાં જીવોનું નિયમથી સદાયનુ સ્થાન છે

मूलम्- नत्थि साहू असाहू वा, नेवं सन्नं निवेसए ।
अत्थि साहू असाहू वा, एवं सन्नं निवेसए ॥२७॥

અર્થ : જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યરૂપ સંયમની આરાધના કરવાથી સાધુપણુ પ્રાપ્ત થાય છે વળી તેથી વિપરીત આચરણ કરવાવાળા અસાધુ છે સાધુ કે અસાધુ નથી તેવો વિચાર કરવો અયોગ્ય છે જગતમાં સાધુ તેમ જ અસાધુ પણ છે તે જ માન્યતા હિતકર છે જો સંસારમાં સાધુ જ નથી તો તેના પ્રતિપક્ષરૂપ અસાધુપણુ નથી તેમ નક્કી થાય છે. માટે આવી માન્યતા તદ્દન વાહિયાત છે

मूलम्- नत्थि कल्लाण पावे वा, नेवं सन्नं निवेसए ।
अत्थि कल्लाण पावे वा, एवं सन्नं निवेसए ॥२८॥

અર્થ . કેટલાંક જીવો જગતમાં માને છે કે આ જીવને કોઇ કાળે કલ્યાણ પણ થતુ નથી. તેમ જ પાપ પણ થતું નથી. આવી માન્યતા અસ્થાને છે. પાંચ મહાવ્રતના પાલનથી રાત્રિ ભોજનનાં તેમ જ પાંચ અણુવ્રત રૂપ શ્રાવકનાં વ્રત–નિયમથી જીવો પોતાનુ કલ્યાણ કરી શકે છે. આથી વિપરીત જ્ઞાન, શ્રદ્ધા અને આચરણ કરવાવાળાં પાપનાં બંધન કરે છે.

मूलम्- कल्लाणे पावए वावि, ववहारो न विज्जइ ।
जं वेरं तं न जाणंति, समणा बाल पंडिया ॥२९॥

અર્થ : જીવો એકાંત પુણ્ય કરવાવાળા હોય તેમ જ એકાંત પાપ કરવાવાળાં હોય તેવો વ્યવહાર જગતમાં જણાતો નથી એકાંતપક્ષને ગ્રહણ કરવાથી કર્મબંધન થાય છે. છતાં પણ શાક્યો, શ્રમણ, બાળ - પંડિત આ જાણતાં નથી આમ એકાંતપક્ષના અવલંબનથી વૈર-બંધન જ થાય છે અને તે જીવોની અજ્ઞાનતા છે

मूलम्- असेसं अक्खायं वावि, सव्वदुक्खेति वा पुणो ।
वज्झा पाणा न वज्झत्ति, इत्ति वायं न नीसरे ॥३०॥

અર્થ : જગતમાં સર્વ પદાર્થો નિત્ય છે અથવા અનિત્ય છે તેમ એકાંતે માનવું નહિ જગત

એકાંત દુઃખમય છે એવી પ્રરૂપણા વિવેકીએ ન કરવી. અપરાધી જીવો વધ કરવાને યોગ્ય અથવા અમુક જીવો અવધ્ય છે એવી ભાષા સાધુ બોલે નહિ. કારણ સિદ્ધના જીવો દ્રવ્ય અપેક્ષાએ શાશ્વત છે અને સંસારી જીવો પર્યાય અપેક્ષાએ અશાશ્વત છે.

मूलम्- दीसंति समियायारा, भिक्खुणो साहुजीविणो ।
एए मिच्छोवजीवंति, इति दिट्ठि न धारए ॥३१॥

અર્થ :- નિષ્પાપી જીવન વિતાવવાળા ચારિત્ર્યવાન સાધુઓ નિર્દોષ આહાર આદિથી પોતાનું જીવન વહન કરે છે આવા સાધુઓને દેખી કોઈ મિથ્યવાદી પુરૂષ કહે છે કે આ સાધુઓ મિથ્યાત્વભાવથી કપટ કરી આજીવિકા ચલાવે છે તથા આ સાધુઓ મિથ્યાચારી છે એવો અભિપ્રાય વિવેકી જીવે ન રાખવો તેમ જ આત્માર્થી જીવે આવા વચન બોલવા નહિ. કેમકે અલ્પજ્ઞ જીવ બીજાનાં ચિત્તના ભાવને સમજી શકતાં નથી

मूलम्- दक्खिणाए पडिलंभो, अत्थि वा नत्थि वा पुणो ।
ण वियागरेज्ज मेहावी, संतिमग्गं च वूहए ॥३२॥

અર્થ : આહારની મર્યાદામાં સ્થિત રહેલ બુદ્ધિમાન સાધુ ગૃહસ્થને ત્યાં આહાર લેવા માટે જતાં ત્યાં આહાર આદિની પ્રાપ્તિ થાય કે ન થાય તેથી આ સદાચારી સાધુએ ગૃહસ્થનાં ગુણદોષ જોવા નહિ ગૃહસ્થની નિંદા કે શ્લાઘા કરવી નહિ. પરતુ મોક્ષમાર્ગની સાચી આરાધના થાય તેવાં વચનો સાધુપુરૂષે બોલવાં જોઈએ જો સાધુ દાનનો નિષેધ કરે તો તેને દાનાંતરાય નામનું કર્મબંધન થાય છે. અને જો દાન આપનારનાં વખાણ કરે તો તેને જીવોની વિરાધનાનો દોષ લાગે છે.

मूलम्- इच्चेएहिं ठाणेहिं, जिणदिट्ठेहि संजए ।
धारयंते उ अप्पाणं, आमोक्खाए परिवएज्जासि ॥ त्तिबेमि ॥३३॥

અર્થ : શ્રી તીર્થંકર દેવોએ ઉપદેશેલો વીતરાગ માર્ગ ઉપરોક્ત સ્થાનો દ્વારા મુનિ અપનાવે તો તે મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે સાધુએ મોક્ષ પ્રાપ્ત થતાં સુધી સ્વય ધર્મમાં વિચરવું. સદાય આત્મોપયોગી રહી સંયમનું અનુષ્ઠાન કરવુ. વળી કોઈપણ સ્થળ કે કાળ અને ભાવે કરી એકાંતવાદનો આશ્રય લેવો નહિ. એમ શ્રી સુધર્માસ્વામીએ જબુસ્વામીને કહ્યુ.



# ૬ ઠ્ઠું અધ્યયન

## આદ્રકુમાર

**પૂર્વભૂમિકા :–** આદ્રપુર નામનાં નગરમાં આદ્રક રાજાનો પુત્ર આદ્રકુમાર હતો એક વખત રાજગૃહી નગરીનાં શ્રેણિક રાજાને કોઈ ઉત્તમ વસ્તુ આપવાની આદ્રક રાજાની ઇચ્છા થઇ. તે ઉત્તમ વસ્તુ સાથે તેના પુત્ર આદ્રકુમારે શ્રેણિકનાં પુત્ર અભયકુમાર સાથે સ્નેહબંધન બાંધવાનાં ઇરાદાથી થોડાં બહુ મૂલ્ય પદાર્થો મોકલ્યા. અભયકુમારને આદ્રકુમારનુ ભેટણુ મળતાં અભયકુમાર ખુશી થયા અને આદ્રકુમારને ધર્મ તરફ વાળવા માટે અભયકુમારે ધર્મનાં થોડાંક સાધનો આવેલ માણસ સાથે મોકલાવ્યા આ સાધનો સાધુપણાને યોગ્ય હતા. આ સાધનોને વાસ્તવિક રીતે જોવા માટે આદ્રકુમાર પોતાનાં અરીસાભવનમાં ગયા ત્યાં આ સાધનો જોઇને તેમને પૂર્વભવના વિચારોની પરંપરા જાગી વિચાર કરતાં કરતાં કોઈ પૂર્વભવમાં મે સાધુપણું લઇ યથાર્થપણે તેનુ પાલન કર્યુ છે એવુ તેમને જાતિ-સ્મરણ જ્ઞાન દ્વારા જણાયુ આ જ્ઞાનથી તેમને જાણવામાં આવ્યું કે હું પૂર્વે વસંતપુર નામનાં નગરમા ગૃહસ્થ હતો ત્યાં મે મારી પત્ની સાથે ધર્મઘોષ અણગારની પાસે દીક્ષા લીધી પરંતુ કોઇ પૂર્વનાં અશુભ કર્મનાં ઉદયે મને મારી પત્ની ઉપર અનુરાગ જાગ્યો. અને વ્રતોનો ભંગ કરી તેની સાથે ભોગ ભોગવવા લાગ્યો તેનાથી તેમને એક પુત્ર થયો ત્યાર બાદ પોતાનાં ચારિત્ર્યભંગની આલોચના કર્યા વિના સંથારો કરી મૃત્યુ પામી દેવલોકમાં ઉત્પન્ન થયાં ત્યાંથી આવીને હું અહિં આદ્રકુમાર તરીકે ઉત્પન્ન થયો છુ એમ પોતાને જાતિ-સ્મરણ જ્ઞાન થતાં પૂર્વભવનો આબેહૂબ ચિતાર નજર સમક્ષ ખડો થયો પોતાને ચારિત્ર્યભંગનું દુઃખ થતાં હવે સંયમ ધર્મનાં રસ્તે જવાનો તેમણે સંકલ્પ કર્યો. સ્વયં દિક્ષા લઇ ભગવાન મહાવીરનાં દર્શન માટે નીકળ્યાં રસ્તામાં ગોશાલક આદિ અન્ય દર્શનીઓ સાથે મેળાપ થતાં તેમની જોડે ધર્મ સંબંધી વાદવિવાદ કર્યો તે વિવાદ કેવી રીતે થયેલ છે એ આ અધ્યયનમાં કહેવામાં આવશે

**मूलम्-** पुराकडं अद्द ? इमं सुणेह, मेगंतयारी समणे पुरासी ।
से भिक्खुणो उवणेत्ता अणेगे, आइक्खतिण्हि पुढो वित्थरेणं ।।१।।

અર્થ :- આદ્રકુમારને ભગવાન મહાવીર પાસે જતાં ગોશાલાએ જોયાં તેમને પોતાની પાસે બોલાવી કહેવા લાગ્યો :- હે આદ્રકુમાર ! તારા તીર્થંકર ભગવાન મહાવીર પહેલાં એકલવિહારી હતાં અનેક પ્રકારનાં ઉગ્ર તપ કરતાં. હવે તપ આદિનું આચરણ કરી શકવા અસમર્થ હોવાથી તેમણે મારો ત્યાગ કર્યો અને મુગ્ધજનોને ઠગવા માટે ઘણાય શિષ્યોને એકઠાં કરી ધર્મની જુદી જુદી વ્યાખ્યા દરેક સ્થળે જુદી જુદી રીતે હવે કરવા લાગ્યાં.

मूलम्- साऽऽजीविया पट्ठविता ऽथिरेणं, सभागओ गणओ भिक्खु मज्झे ।
आइक्खमाणो बहुजन्नमत्थं, न संधयाती अवरेण पुव्वं ।।२।।

અર્થ : અહો આદ્રકુમાર! તારા ગુરૂએ ઉપદેશ આપવાનાં બહાના નીચે પોતાની આજીવિકા શરૂ કરેલ છે. કારણકે જ્યારે એકલાં વિચરતાં હતા ત્યારે લોકો તેમને અનેક પ્રશ્ન પૂછીને તેમનો પરાભવ કરતાં તેથી તેમણે મોટો પરિવાર શરૂ કર્યો વળી તેમણે ઉગ્ર આચાર અને ધ્યાન કરવા માટે શૂન્ય સ્થાનમાં રહેતાં હતા હવે તે સ્થાનોનો ત્યાગ કરીને ઘણાં દેવ અને મનુષ્યની સભાઓમાં સાધુ-સમુદાયની વચમાં બેસીને ધર્મનો ઉપદેશ આપે છે. પહેલાં મૌન હતા હવે અસ્થિરતા વાળા થઈ ઉપદેશનું કાર્ય કરે છે આમ કરવાનું શુ પ્રયોજન છે?

मूलम्- एगंतमेयं अदुवा वि इण्हि, दोऽवण्णमन्नं न समेति जम्हा ।
पुव्वि च इण्हि च अणागतं वा, एगंतमेव पडिसंधयाति ।।३।।

અર્થ : આદ્રકુમાર! એકાતે વિચરવું ભગવાન મહાવીરે હિતકારક માન્યું હતું તો અત્યારે પણ તેમ જ રાખવું જોઈતુ હતું. જો સાધુ પરિવાર રાખવામાં તેમનું શ્રેય છે તો પહેલેથી જ શા માટે પરિવાર ન રાખ્યો? અગાઉનો તેમનો આચાર વિચાર અને હાલનાં આચાર વિચારમાં મહાન તફાવત જણાય છે આવા પ્રશ્નો સાંભળી આદ્રકુમાર ઉત્તર આપે છે કે: હે ગોશાલક! પહેલાનુ મૌન અને તપ આત્માના ગુણને રૂંધવાવાળા રાગદ્વેષરૂપી ઘનઘાતી કર્મોનો ક્ષય કરવા માટે હતાં હવે હાલની ધર્મ દેશનાં અઘાતીયા કર્મોનો ક્ષય કરવા માટે છે વળી આ ઉપદેશથી જગતનાં જીવોનું હિત થાય છે વળી ભૂત-ભવિષ્ય અને વર્તમાનકાળમાં તેમને રાગદ્વેષનો તદ્દન અભાવ થયો છે તેથી તે એકાંતપણાનો જ અનુભવ કરે છે.

मूलम्- समिच्च लोगं तसथावराणं, खेमंकरे समणे माहणे य ।
आइमक्खाणो वि सहस्समज्झे, एगंतयं सारयती तहच्चे ।।४।।

અર્થ : વળી આદ્રકુમાર ગોશાલકને જણાવે છે કે સ્થાવર અને ત્રસ જીવોનાં કલ્યાણ કરવાવાળા શ્રમણ ભગવાન મહાવીર હજારો મનુષ્યની વચ્ચે રાગદ્વેષરહિત બની ધર્મ ઉપદેશ આપે છે તેમાં એકાંતપણુ જ છે કારણ તેઓ પોતે આત્મસ્વરૂપમાં જ લીન છે તેથી તેઓ એકાંતનો જ અનુભવ કરે છે. વળી ઘણાં જ શિષ્યોના સમુદાયની વચ્ચે રહે છે છતાં તેઓ એકાકી છે કારણ તેઓએ સર્વ વિભાવનો ક્ષય કર્યો છે

मूलम्- धम्मं कहंतस्स उ नत्थि दोसो, खंतस्स दंतस्स जितिंदियस्स ।
भासा य दोसेय विवज्जगस्स, गुणेय भासाय णिसेवगस्स ।।५।।

અર્થ : રાગદ્વેષ રહિત થઈને ધર્મનુ કથન કરવાવાળાને કોઈ પ્રકારે દોષ લાગતો નથી તેઓ અનુકંપા ભાવે ઉપદેશ આપે છે. વળી તેઓનો આશય લોકોનાં ઉદ્ધાર માટે જ છે. તેથી પોતે નિર્દોષ ભાવે વર્તી રહ્યા છે ભગવાન મહાવીર ક્ષમાવત, જિતેન્દ્રિય હોવાથી મૌનવૃત્તિ છે. તેથી તેઓને ભાષાનો કોઈપણ દોષ લાગતો નથી

मूलम्- महव्वए पंचअणुव्वए य, तहेव पंचासव संवरे य ।
विरति इहस्सामणियंम्मि पन्ने, लवावसक्की समणे त्तिबेमि ।।६।।

અર્થ : ભગવાન મહાવીર પંચ મહાવ્રત અને પાંચ અનુવ્રત ધારણ કરવાનો ઉપદેશ આપે છે વળી પાંચ આશ્રવનો ત્યાગ કરવાનો તથા સર્વ પાપથી નિવૃત્ત થવાનો, વળી સંપૂર્ણ સંયમસહિત મૂળગુણ અને ઉત્તરગુણનું પાલન કરવાનું લોકોને કહે છે. તેથી ભગવાનનાં આચારમાં કોઇ દોષ નથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પહેલાં તીર્થંકર દેવ ઉપદેશ આપે નહિ તેથી તેઓ મૌન હતા રાગદ્વેષનો ક્ષય થયા પછી મહાત્મા પુરૂષ એકલાં વિચરે કે સમુદાયની વચ્ચે વિચરે તે બધુ સરખુ છે ભગવાન મહાવીર વિરતિ બતાવે છે. વિરતિથી નિર્જરા થાય અને નિર્જરાથી મોક્ષપ્રાપ્તિ થાય છે.

मूलम्- सीओदगं सेवउ बीयकायं, आहायकम्मं तह इत्थियाओ ।
एगंत चारिस्सिह अम्ह धम्मे, तवस्सिणो णाभिसमेति पावं ।।७।।

અર્થ : આદ્રકુમારનાં વચનો સાંભળી ગોશાલક કહે છે કે હે આદ્રકુમાર! જો તમારા મત પ્રમાણે વીતરાગી પુરૂષોને આવી પ્રવૃત્તિ કરવી તેમ જ અશોકવૃક્ષ અને શિષ્યોનો પરિવાર વિગેરે રાખવો, તે દોષોનું કારણ નથી તો તે જ પ્રમાણે અમારા મત પ્રમાણે સચિત પાણીનું સેવન, આધાકર્મી આહાર, સ્ત્રીઓનુ સેવન કરવાવાળા એકાંત આચારી અને તપસ્વીઓ પાપનાં ભાગીદાર બનતાં નથી. અમારો સિદ્ધાંત પણ એ છે કે જે તપસ્વી અને એકાંત-ચારી હોય તેને ઉપર પ્રમાણે આચરણ કરવા છતાં પાપ લાગતું નથી

मूलम्- सीतोदगं वा तह वीयकाय, आहायकम्मं तह इत्थीयाओ ।
एयाइ जाणं पडिसेवमाणा, अगारिणो अस्समणा भवंति ।।८।।

અર્થ : હવે આદ્રકુમાર ગોશાલકના પ્રશ્નોનો જવાબ આપતાં કહે છે કે હે ગોશાલક! સચેત પાણી પીનાર, આધાકર્મી આહાર ભોગવનાર તથા સ્ત્રીએનું સેવન કરનારને સાધુ કહેવાય નહિ. પરતુ તે ગૃહસ્થ કહેવાય તેથી તમારૂ કથન તદ્દન મિથ્યાત્વથી ભરેલ છે અને ખોટું છે

मूलम्- सिया य बीओदग इत्थियाओ, पडिसेवमाणा समणा भवंतु।
अगारिणोऽवि समणा भवंतु, सेवंति उ तेऽवि तहप्पगारं ।।९।।

અર્થ : વળી હે ગોશાલક! જો સચેત પાણી, બીજકાય આધાકર્મી આહાર તથા સ્ત્રી પરિવારનુ સેવન કરનારને જો સાધુ કહેવાય તો ગૃહસ્થને પણ સાધુ કહેવાય કારણ ગૃહસ્થો પણ વિષયોનું સેવન કરે છે અને પરિસહો પણ સહે છે. તેથી ગૃહસ્થ અને સાધુમાં શું તફાવત? તેથી તમારૂ કથન અસત્ય છે

मूलम्- जे यावि बीओदग भोइ भिक्खू, भिक्खं विहं जायति जीवियट्ठी ।
ते णातिसंजोगमविप्पहाय, कायोवगा णंतकरा भवंति ।।१०।।

અર્થ : જો કોઇ સાધુ બનીને સચિત જળ તેમ જ દોષિત આહાર લઇ નિર્વાહ ચલાવતો હોય

તો તે આજીવિકા ચલાવવા માટે તેની ભિક્ષાવૃત્તિ જાણવી તેઓ પોતાનાં પરિવારને છાંડીને પોતાના શરીરનું પોષણ કરવા માટે જ નીકળ્યા છે તેમ માનવુ આવા ભિક્ષાચારી અને પેટ ભરનાર સાધુ સંજોગ છોડવા છતાં છ કાય જીવની હિંસા કરવાવાળા છે અને અનંત સંસારી છે.

मूलम्- इमं वयंतं तुम पाउकुव्वं, पावाइणो गरिहसि सव्वएव ।
पावाइणो पुढो किट्टयंता, सयंसयं दिट्ठी करेति पाउ ।।११।।

અર્થ : હવે ગોશાલક કહે છે કે હે આદ્રક મુનિ! જો સ્ત્રીસેવન દોષિત આહારથી મુક્તિ મેળવી શકાતી નથી અને આવા ભિક્ષુકો કર્મબંધનાં ભાગીદાર બને છે તો આ પ્રમાણે કહીને તમો અન્ય દાર્શનિકોની નિંદા કરી રહ્યા છો. બધાય પ્રવાદીઓ શિતોદક આદિનુ સેવન કરતાં થકા સસારનો અંત કરવા માટે પ્રવૃતિ કરી રહ્યા છે અને પોતાનાં દર્શનોમાં જણાવ્યા મુજબ આચરણથી મુકિતની પ્રાપ્તિ બતાવે છે તો તેઓનાં સર્વ પ્રયત્ન નિરર્થક બને. મુકિત, સાધનનાં બદલે કર્મબંધનનુ સાધન બની જાય. તેથી તમો સર્વ દર્શનોની નિંદા કરી રહ્યા છો.

मूलम्- ते अन्नमन्नस्स गरहमाणा, अक्खंति भो समणा माहणाय ।
सतो य अत्थी असतो य णत्थि, गरहामो दिट्ठी ण गरहामोकिंचि ।।१२।।

અર્થ : આદ્રકુમાર પ્રત્યુતર આપતાં કહે છે કે સમસ્ત અન્ય દર્શનીયો શ્રમણ બ્રાહ્મણ વિગેરે એકબીજાનાં નિંદા મશ્કરી કરે છે પોતાનાં પક્ષનું સમર્થન કરતાં રહે છે દરેક દાર્શનિક પોતપોતાનાં શાસ્ત્રમાં પ્રતિપાદિત કરેલ અનુષ્ઠાનથી જ ધર્મ અને મોક્ષ થાય છે તેમ જ બીજાનાં કહેલાં અનુષ્ઠાનથી ધર્મ કે મોક્ષ થતો નથી એમ કહીને લોકો વચ્ચે પ્રચાર કરે છે. આવી રીતે અન્ય દર્શનીયો પરસ્પર કલેશ કરી રહ્યા છે જ્યારે હું વાસ્તવિક તત્ત્વનું કથન કહી બતાવું છું. કે એકાંતવાદ અસત્ય છે. સત્ય હકીકત પ્રકટ કરવામાં કોઇની નિંદા નથી

मूलम्- ण किंचि रुवेण ऽविभिधारयामो, सदिट्ठीमग्गं तु करेमु पाउं ।
मग्गे इमे किट्टिए आरिएहिं, अणुत्तरे सप्पुरिसेहि अंजू ।।१३।।

અર્થ : હે ગોશાલક! હું કોઇ પ્રકારની દ્વેષબુદ્ધિથી કોઇનાં દોષો પ્રકટ કરતો નથી પણ આ જગતમાં આત્માનુ વાસ્તવિક સ્વરૂપ શું છે? તે હુ તને કહુ છું. આ માર્ગ વીતરાગ વિજ્ઞાનથી ભરેલો છે. તેથી તે સર્વોત્તમ છે અને આ માર્ગને નિર્દોષ અને સરળ એવા મહાત્માઓએ નિજ અનુભવ કરીને બતાવ્યો છે.

मूलम्- उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावर जेय पाणा ।
भूयाहि संकाभिदुगुंछमाणा, णो गरहती वुसिमं किंचि लोए ।।१४।।

અર્થ : આદ્રકુમાર કહે છે કે ઉર્ધ્વ, અધો અને તિચ્છી દિશામાં રહેલાં સર્વ ત્રસ અને સ્થાવર જીવોની હિંસાથી નિવૃત થયેલાં સંયમી પુરૂષો આ લોકમાં કોઇની પણ નિંદા કે ગર્હણા

કરતાં નથી. પરતુ યથાતથ્ય વસ્તુ સ્વરૂપને બતાવે છે મિથ્યાત્વ મતને ખોટી રીતે પ્રકટ કરી સત્ય મતને વિશેષતા તરીકે બતાવવો તેમાં દોષ નથી. સમ્યક્ દર્શનનાં અને ચારિત્ર્યનાં પાલનરૂપ જે મોક્ષ માર્ગ છે તે મનુષ્યનાં કલ્યાણરૂપ જે કાર્યોથી પ્રાણીઓની હિંસા થાય તેવો ઉપદેશ સયમી આત્મા કરતાં નથી

मूलम्- आगंतगारे आरामगारे, समणे उ भीत्ते ण उवेति वासं ।
दक्खा हु संतो बहवे मणुस्सा, ऊणातिरित्ता य लवालवा य ।।२५।।

અર્થ : ગોશાલક આદ્રકુમારને કહે છે કે શ્રમણ મહાવીર ડરપોક છે તેઓ ધર્મશાળા તથા ઉધાનોમાં બનાવેલ મકાનમાં રહેતાં નથી. કારણ ત્યાં તેમનાથી જે અધિક વકતાઓ હોય છે અથવા પ્રખર પડિત હોય તે આવીને રહે છે અને કોઇ વિષયનો કોઇ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર આપવાને અસમર્થ નિવડે અને તેમનાથી પરાભવ થવાય. એ ભયથી આવા સ્થાનોમાં ઘણા મનુષ્યો કોઇ ન્યૂન, કોઇ અધિક જાણનારા કોઇ વકતા તથા કોઇ મુની નિવાસ કરે છે.

मूलम्- मेहाविणो सिक्खिय बुद्धिमंता सुत्तेहिं अत्थेहि य णिच्छियन्ना ।
पुच्छिसु मा णे अणागार अन्ने, इति संकमाणो ण उवेति तत्थ ।।१६।।

અર્થ : વળી, તારા ભગવાન ઉપરોકત સ્થાનોમાં નિવાસ કરતા નથી કારણ કોઇ સૂત્ર અને અર્થમાં પારંગત પડિત તથા આચાર્યાદિક પાસેથી શિક્ષા પામી કોઇ અણગાર મને પ્રશ્ન પૂછશે તો હુ કદાચ ઉત્તર ન આપી શકુ એવી શંકા તારા ભગવાનને રહે છે.

मूलम्- णो कामकिच्चा ण य बालकिच्चा, रायरायालिभिओगेण कुओ भएणं ।
वियागरेज्ज पसिणं न वावि, सकामकिच्चेणिह आरियाणं ।।१७।।

અર્થ : આદ્રક મુનિ ગોશાલકને ઉત્તર આપતાં કહે છે, કે ભગવાન મહાવીર વિના પ્રયોજને કોઇ પણ કાર્ય કરતાં નથી તેમ જ બાળકની જેમ વગર વિચાર્યે બોલતાં જ નથી તેમ જ રાજ્યભયથી કે તેમની પ્રેરણાથી ધર્મોપદેશ આપતાં નથી કોઇનાં ભયથી મૌન રહેતાં નથી. તેઓ આર્યોના કલ્યાણ માટે તથા તીર્થકર નામ કર્મનાં ક્ષય માટે આર્યજનોને ધર્મ ઉપદેશ આપે છે.

मूलम्- गंता च तत्था अदुवा अगंता, वियागरेज्जा समियासुपन्ने ।
अणारिया दंसणओ परित्ता, इत्ति संकमाणो ण उवेत्ति तत्थ ।।१८।।

અર્થ : ભગવાન મહાવીર રાગ દ્વેષથી યુકત નથી જો તેઓ ભવ્ય જીવોનુ કલ્યાણ થતુ દેખે તો ધર્મોપદેશ આપે જો કલ્યાણનું કારણ ન જણાય તો ભગવત પાસે આવેલાં જીવને પણ તેઓ ઉપદેશ આપતાં નથી ભગવાન અનાર્ય દેશમાં વિચરતાં નથી. કારણ કે અનાર્ય લોકો બહુકર્મી હોવાથી ધર્મમૂર્તિ ભગવાનને દેખી દ્વેષી બની કર્મબધન કરે છે તેથી ભગવાન તેનાથી અલગ રહે છે. આ પ્રમાણે આદ્રકુમારે ગોશાલકને કહી બતાવ્યું.

मूलम्- पन्नं जहावणिए उदयट्ठी, आयस्सहेउं पगरेति संगं ।
तउवमे समणे बायुपत्ते, इच्चे व मे होति मती वियक्का ॥१९॥

અથ : હવે ગોશાલક આદ્રકુમારને કહે છે, કે હે કુમાર! લાભની ઇચ્છાવાળો વાણિયો લાભની ઇચ્છાનાં કારણે ક્રયવિક્રય યોગ્ય વસ્તુનો સંગ્રહ કરે છે વળી અન્ય વ્યાપારી પાસે જાય છે. તેવી રીતનાં જ તારા જ્ઞાત પુત્ર શ્રમણ ભગવાન મહાવીર છે. એવો મારો અભિપ્રાય અને વિતર્ક વર્તે છે.

मूलम्- नवं न कुज्जा विहुणे पुराणं, चिच्चाऽमइं ताइ य साह एवं ।
एतोवया वंभवति त्ति वुत्ता, तस्सोदयट्ठी समणे त्ति बेमि ॥२०॥

અર્થ : હવે ઉપરનાં પ્રશ્નનાં જવાબમાં આદ્ર મુનિ કહે છે કે તમો એ ભગવાન મહાવીરને જે વણિકની ઉપમા આપી તે વ્યાજબી છે. કારણ ભગવાન મહાવીર વણિકની માફક જ્યાં જ્યાં ઉપકારનું કાર્ય દેખાય ત્યાં ત્યાં વિચરે તો તેમાં ખોટું શું છે? કારણ મહાવીર સાવદ્ય અનુષ્ઠાન રહિત હોવાથી નવુ કર્મબંધન કરતાં નથી અને જૂના કર્મનો ક્ષય કરે છે અને દુષ્ટ બુદ્ધિનો સ્વયં પોતે ત્યાગ કર્યો છે અન્યને પણ એવો ત્યાગ કરવા સૂચવે છે. કે જેથી મોક્ષની પ્રાપ્તિ થઇ શકે. તો તે પ્રમાણે ભગવાન મહાવીર કરે તે વ્યાજબી છે.

मूलम्- समारंभते वणिया भूयगामं, परिग्गहं चेव ममायमाणा ।
ते णाति संजोगमविप्पहाय, आयस्स हेउं पगरंति संगं ॥२१॥

અર્થ : તેનાં સમર્થનમાં આદ્રકુમાર કહે છે કે તમોએ વણિકનો દાખલો આપ્યો તે અસ્થાને છે. કારણકે વણિક લોકો જીવોનાં સમૂહનો આરંભ કરવાવાળા છે. વળી સ્વજનોનો ત્યાગ કર્યા વિના અન્યની સાથે સંબંધ રાખે છે પરંતુ ભગવાન મહાવીર તો છકાય જીવનાં રક્ષક છે. નિષ્પરિગ્રહી છે. અને અપ્રતિબંધપણે વિચરનારા છે. આવી રીતે વિચરતાં થકા જ્યાં ધર્મનો લાભ થતો હોય ત્યાં તેઓ ઉપદેશ આપે છે. માટે વણિકની ઉપમા તમામ રીતે તેમને આપવી યોગ્ય નથી.

मूलम्- वित्तेसिणो मेहुणसंपगाढा, ते भोयणट्ठा वणिया वयंति ।
वयंतु कामेसु अज्झोववन्ना, अणारिया पेम रसेसु गिद्धा ॥२२॥

અર્થ :- હજી આદ્રકુમાર ગોશાલકને કહે છે, કે વણિક તો ધનની ઇચ્છાવાળો હોય છે. સ્ત્રી સેવનમાં આસક્ત હોય છે ભોજનના માટે જ્યાં ત્યાં પરિભ્રમણ કરનારા હોય છે જે પુરૂષ કામભોગમાં આસક્ત હોય, પ્રેમરસમાં કે સ્નેહ વધારવામાં ગૃદ્ધિ હોય તેને અમે અનાર્ય કર્મવાળા કહીએ છીએ. માટે વણિકની સાથે ભગવાનની સરખામણી કરવી યોગ્ય નથી.

मूलम्- आरंभगं चेव परिग्गहं च अविउस्सिया णिस्सिय आयदंडा ।
तेंसि च से उदए जं वयासी, चउरंतणंताय दुहायणेह ॥२३॥

અર્થ : આદ્રકુમાર કહે છે કે હે ગોશાલક! તમે વણિક લોકોને લાભનાં અર્થી કહો છો. પરંતુ એ લાભ તેને ચાર ગતિરૂપ સંસાર પરિભ્રમણ કરાવવામાં કારણભૂત છે. તથા દુઃખનો દેનાર

છે. પહેલો લાભ તેની મમતા વધારવાવાળો છે. સંસારમાં સાવદ્ય પ્રવૃત્તિ કરાવનારો છે તેથી તે લાભ તેને મહાન હાનિરૂપ જણાય છે. પણ ભગવાન મહાવીરને એવા પ્રકારનું કંઇ જ નથી કારણ કે તેઓ સંસારથી દ્રવ્ય અને ભાવે વિરક્ત બન્યા છે.

मूलम्- णेगंत नच्चंतिय ओदए सो, वयंति ते दो वि गुणोदयंमि ।
से उदए साइमणंत पत्ते, तमुदयं साहयइ ताई णाई ।।२४।।

અર્થ :- વળી આદ્રકુમાર કહે છે કે વેપારીને ઉદ્યમ ધંધામાં લાભ અને હાનિ બંને હોય છે. તો એવા લાભાલાભથી શું ફાયદો? પરંતુ ભગવાન મહાવીરને કેવળજ્ઞાનીએ પ્રાપ્તિરૂપ લાભ આદિ અને અંત વિનાનો છે વળી અનંત અને પરમ શાંતિરૂપ લાભ તેમને નિરંતર રહે છે અને વ્યાપારીને તો હર્ષ–શોકનાં દુઃખો નિરંતર રહેવાથી તેને શાંતિનો અંશ પણ પ્રાપ્ત થતો નથી.

मूलम्- अहिंसयं सव्व पयाणुकंपी, धम्मेट्ठियं कम्मविवेगहेउं ।
तमाय दंडेहिं समायरंता, अवोहीए ते पडिरूवमेयं ।।२५।।

અર્થ :- આદ્રકુમાર પોતાનુ મંતવ્ય અને સનાતન સત્ય સ્વરૂપને વધારે દૃઢ કરવા તેમજ ગોશાલાને સનાતન સત્યની સમજણ વધારે આપવા માટે કહે છે, કે હે ગોશાલક! સમવસરણ આદિની ઇચ્છા ભગવાનને લેશમાત્ર હોતી નથી. પરંતુ દેવ સત્ધર્મની ઉન્નતિ માટે તથા ભવ્ય જીવોના કલ્યાણ માટે આવા સમવસરણો તૈયાર કરે છે. તારા જેવા ભગવાન મહાવીરને વણિક સાથે સરખાવે તે તારૂં કેવળ અજ્ઞાન જ છે પ્રથમ તો તું સ્વયં કુમાર્ગમાં પ્રવૃત થઇ રહ્યો છે. અને ભગવાન ઉપર અસત્ય આક્ષેપ કરી રહ્યો છે. તેથી તુ તારા આત્માને છેતરી રહ્યો છે અને તુ સ્વયં બોધબીજનો નાશ કરનાર થઇ રહ્યો છે.

मूलम्- पिन्नागपिंडीमवि विद्ध सूले, केइ पएज्जा पुरिसे इमेत्ति ।
अलाउयं वावि कुमारएत्ति, सलिप्पती पाणी वहेण अम्हं ।।२६।।

અર્થ :- ગોશાલકને પરાજિત કરી આદ્રકમુનિ ભગવાનને વંદન કરવા માટે જેવા આગળ ચાલ્યા તેવામાં શાકયભિક્ષુકો (બૌદ્ધ) વચમાં ભેગાં થયા તેઓની વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ થયો બૌદ્ધભિક્ષુક આદ્રકુમારને કહે છે કે તમે ગોશાલકને યુક્તિપૂર્વક પરાજિત કર્યો તે બરાબર છે અમારા સિદ્ધાંતોમાં અંતરગ અનુષ્ઠાનને મોક્ષનુ સાધન માનેલુ છે. તે તમે સાંભળો. કોઇ એક પુરૂષ કોઈ અન્ય વસ્તુને મનુષ્ય ધારી તેનો વધ કરે તો તેને મનુષ્યનાં ઘાતનું પાપ લાગે છે એમ અમારો સિદ્ધાંત છે શુભાશુભ બંધનું મૂળ મનનાં પરિણામ ઉપર અવલંબે છે. કોઇ જીવની ઘાત ન થઇ હોય પણ ઘાત કરવામાં પરિણામ જો મનમાં થયા હોય તો તેનુ પાપ ઘાત સમાન જ છે એમ અમે માનીએ છીએ

मूलम्- अहवावि विद्धूण मिलक्खू सूले, पिन्नाग बुद्धिइ नरं पएज्जा ।
कुमारगं वावि अलाबुयंति, न लिप्पइ पाणि वहेण अम्हं ।।२७।।

અર્થ : વળી બૌદ્ધ ભિક્ષુક જુદી રીતે કહે છે કે હે આદ્રકુમાર! કોઇ અનાર્ય મનુષ્ય કોઇ પુરૂષના

આકારવાળો ખોળનો મોટો ટૂકડો લઇ તેને પકવે તો તેને હિંસાજન્ય પાપ લાગતું નથી. આ મારો સિદ્ધાંત બરાબર છે? અમો તે ટુકડાને પુરૂષ માનીને પકવતાં નથી તેમજ કોઇ તુંબડાને બાળકનો આહાર સમજીને તેને શૂળથી વિંધે તો પણ જીવહિંસા કરવા છતાં પણ વધથી થવાવાળું પાપ અમને લાગતું નથી એવો અમારો મત છે.

मूलम्- पुरिसं च विद्धूण कुमारगं वा, सूलंमि केई पए जायतेए ।
पिन्नायपिंडं सतिमारुहेत्ता, बुद्धाण तं कप्पति पारणाए ।।२८।।

અર્થ : બૌદ્ધ શાક્ય-ભિક્ષુકો વળી પોતાનો સિદ્ધાંત રજૂ કરે છે. કોઇ પુરૂષ મનુષ્યને તથા બાળકને ખોળનો પિંડ માનીને તે પુરૂષ અથવા બાળકને શૂળથી વિંધી અગ્નિમાં પકાવે તો તેને પ્રાણીનાં ઘાતનુ પાપ લાગતું નથી અને તે માંસ બૌદ્ધ ભિક્ષુકોને ભોજન તરીકે આપવાનું કલ્પે છે અમે તે આહારને પવિત્ર ગણીએ છીએ કારણ આ મનુષ્ય કે બાળકને મારવાનો અમારો સંકલ્પ નથી તેથી કર્મબંધનનુ કારણ અમને થતું નથી.

ટિપ્પણી – જૈન મત કહે છે કે આવા અજ્ઞાનીઓ પોતાનાં જ્ઞાનની હિનતાના કારણે જીવોનો ઘાત કરી અનંત સંસાર પરિભ્રમણ કરે છે.

मूलम्- सिणायगाणं तु दुवे सहस्से, जे भोयए णियए भिक्खुयाणं ।
ते पुन्नखंधं सुमहं जिणित्ता, भवंति आरोप्प महंतसत्ता ।।२९।।

અર્થ : વળી બૌદ્ધભિક્ષુક આદ્રકુમારને કહે છે કે હે આદ્રકુમાર! જો કોઇ પુરૂષ બે હજાર બૌદ્ધ મતનાં સાધુઓને નિરંતર ભોજન કરાવે તો તેને મહાન પુણ્ય ઉપાર્જિત થાય છે. તેને લીધે મહા પરાક્રમી દેવ તરીકે 'આરોપ્ય' નામનાં દેવલોકમાં સર્વોતમ દેવ બને છે

मूलम्- अजोगरूवं इह संजयाणं, पावं तु पाणाण पसज्झ काउं ।
अबोहिए दोण्ह वि तं असाहु, वयंति जे यावि पडिस्सुणंति ।।३०।।

અર્થ : આદ્રકુમાર શાક્યભિક્ષુકોનુ કથન સાંભળીને ઉત્તર આપતાં કહે છે, કે હે ભિક્ષુકો! તમારો સિદ્ધાંત સંયમી પુરૂષ માટે અયોગ્ય છે બળાત્કાર કરીને પ્રાણીઓની હિંસા કરવી કે કરાવવી કે અનુમોદન આપવુ તે સર્વ પાપ છે તમારૂં કથન કહેનારને અને અનુમોદન આપનાર બન્નેને દુઃખનુ કારણ છે. તમો પ્રાણીઓની ઘાત કરીને પાપનો અભાવ બતાવો છો. ખોળપિંડને દ્વેષથી વિંધો છો તે પાપ છે જો કે ખોળપિંડ મનુષ્ય નથી. પણ મનુષ્યનાં આકાર તરીકે તેને બનાવી તેનો તમે વધ કરો છો તેથી મનુષ્યનો જ ઘાત થાય છે તેમ તમે માનો ભાવશુદ્ધિની સાથે બાહ્યક્રિયાની પણ પવિત્રતા હોવી જોઇએ જે મનુષ્ય અન્ય મનુષ્યને ખોળપિંડ તરીકે અગ્નિમાં તપાવે છે તે પકવનાર અને તેનું માંસ ખાનાર બન્ને ઘોર પાપી છે.

मूलम्- उड्ढं अहेयं तिरियं दिसासु, विन्नाय लिंगं तसथावराणं ।
भूयाभिसंकाइ दुगुंछमाणे, वदे करेज्जा व कुओ विहत्थी ।।३१।।

અર્થ : હવે આદ્રકુમાર બૌદ્ધ મતના દોષો બતાવી પોતાનો વીતરાગ માર્ગ બતાવે છે કે હે ભિક્ષુકો! ઉર્ધ્વ અધો, તિરછી દિશામાં જે ત્રસ અને સ્થાવર જીવો રહે છે તે જીવોનો કોઈ પ્રકારે ઘાત ન થવો જોઇએ. અને નિરવદ્ય ભાષાથી સાધુઓએ ઉપદેશ કરવો જોઇએ. અનુષ્ઠાન પણ નિર્વદ્ય રીતે કરવા જોઇએ. આવા પ્રકારનો જે ધર્મ છે તે સત્ય અને નિર્દોષ છે

मूलम्- पुरिसेत्ति विन्नत्ति न एवमत्थि, अणारिए से पुरिसे तहा हु ।
को संभवो ? पिन्नगपिंडियाए वायावि एसा बुइया असच्चा ।।३२।।

અર્થ : આદ્રકુમાર કહે છે કે ખોળપિંડમાં જે કોઇ પુરૂષ મનુષ્ય બુદ્ધિ કરે એ તો અત્યંત મૂર્ખ છે. કોઇ પુરૂષ ખોળનાં મોટા ટુકડાને પુરૂષ સમજે અથવા પુરૂષને ખોળનો પિંડ સમજે તે તો અનાર્ય છે. ખોળનાં પિંડમાં પુરૂષપણાની સંભાવના કેવી રીતે કરી શકાય? તેથી તમારૂં વચન જ અશક્ય છે. જે કોઇ પુરૂષને ખોળપિંડ માની અગ્નિમાં પકાવી ખાય અને અન્યને એવો ખોરાક લેવાનો ઉપદેશ આપે તે તો નિશ્ચયથી અનાર્ય જ કહેવાય આવો તમારો ધર્મ આર્યપુરૂષને ગ્રહણ કરવા યોગ્ય નથી.

मूलम्- वायाभियोगेण जमावहेज्जा णो तारिस वायमुदाहरिज्जा ।
अट्ठाणमेयं वयणं गुणाणं, णो दिक्खिए बूय मुरालमेयं ।।३३।।

અર્થ : જે ભાષા બોલવાથી પાપની ઉત્પતિ થાય તેવી ભાષા સાધુ બોલે નહિ.સુશ્કેલીનાં સમયમાં પણ સાધુ આવી પાપકારી ભાષા વાપરે નહિ કારણ તેથી કર્મબંધન થાય છે તમારા પૂર્વોકત વચનો ગુણોનુ સ્થાન નથી પરંતુ ભાષાના ગુણ અને દોષોને જાણવાવાળો શ્રમણ કદાપિ પણ કર્મબંધ થાય તેવી ભાષા ન બોલે તો અસત્ય ભાષણ ક્યાંથી કરે?

मूलम्- लद्धे अट्ठे अहो एव तुब्भे, विवाणुभागे सुविंचितिए व ।
पुव्वं समुद्दं अवरं च पुट्ठे, उलोइए पाणितले ठिए वा ।।३४।।

અર્થ : આદ્રકુમાર બૌદ્ધભિક્ષુકોને વ્યંગ ભાષામાં કહે છે કે– હે શ્રમણો! તમોએ જ પદાર્થોનુ જ્ઞાન કર્યું છે! તમે જ જીવોના કર્મફળનો સારી રીતે વિચાર કર્યો છે! પૂર્વે સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી તમારો જ યશ ફેલાયેલ છે! તેમ જ હથેલીમાં રાખેલી વસ્તુની જેમ જગતને જોયું છે! (બીજું તમને શું કહુ ?)

मूलम्- जीवाणुभागं सुविंचितयंता, आहारिया अन्नविहीय सोहिं ।
न वियागरे छन्नपओपजीवि, एसोऽणुधम्मो इह संजयाणं ।।३५।।

અર્થ : આદ્રકુમાર બૌદ્ધ ભિક્ષુકોને કહે છે, કે જૈન શાસનને માનવાવાળા છ કાય જીવોની પિડાનો વિચાર કરી બેંતાલીસ પ્રકારનાં દોષો વિનાનો તદ્દન નિર્દોષ આહાર ગ્રહણ કરે છે. તેઓ

માયાચારથી આજીવિકા કરતાં નથી માયાકપટવાળા વચનો પણ બોલતાં નથી જીવહિંસાથી સદાય અલગ રહે છે. જીનશાસનમાં સંયમી પુરૂષોનો આ જ ધર્મ છે.

मूलम्- सिणायगाणं तु दुवे सहस्से, जे भोयए नियए भिक्खुयाणं ।
असंजए लोहिय पाणि सेऊ, नियच्छति गरिह मिहेव लोए ।।३६।।

અર્થ : આદ્રકુમાર મુનિ બૌદ્ધ ભિક્ષુને કહે છે કે તમો કહો છો કે બૌદ્ધ મતનાં બે હજાર સાધુઓને જો કોઇ નિયમિત જમાડે તો તેને ઘણો લાભ થાય પરંતુ જે પુરૂષ દરરોજ મહાઆરંભ કરીને જો જમાડે તો તે જગતમાં નિંદાને પાત્ર બને છે. કારણ તેનાં હાથ લોહીથી જ ખરડાયેલાં રહે છે. વળી તે જમાડનારાઓ ષટ્કાય જીવોનાં વિરાધક છે. આવી રીતે પ્રાણાતિપાત આદિની ક્રિયાઓ કરીને જમનાર તેમજ જમાડનાર બન્ને દુર્ગતિને જ લાયક છે. આમાં ઉત્તમ ગતિ થાય એમ માનવું તે તદ્દન મિથ્યા છે.

मूलम्- थूलं उरब्भं इह मारियाणं, उद्दिट्ठभत्तं च पगप्पएत्ता ।
तं लोण तेल्लेण उवक्खडेत्ता, सपिप्पलीयं पगरंति मंसं ।।३७।।

અર્થ :- વળી આદ્રકુમાર બૌદ્ધ સાધુઓને કહે છે કે ઘેટાં, બકરા વિગેરેને મારી તેનાં માંસમાં તેલ મીઠું વિગેરે વઘાર નાખીને રાંધીને બૌદ્ધમતના અનુયાયીઓ બૌદ્ધભિક્ષુકને જમાડે છે. આવી રીતે હિંસાથી ઉત્પન્ન થયેલ ભોજનને તમે યોગ્ય ગણો છો. તે તમારી કેટલી અજ્ઞાનતા ગણાય ?

मूलम्- तं भुंजमाणा पिसितं, पभूतं, णो उवलिप्पामो वयं रएणं ।
इच्चेव माहंसु अणज्जधम्मा, अणारिया बाल रसेसु गिद्धा ।।३८।।

અર્થ : ઉપરોક્ત માંસ ખાતા થકાં અમે પાપથી લેપાતાં નથી. એમ કહેનારાં તમે બૌદ્ધ મતવાદીઓ અનાર્યો અજ્ઞાની, વિવેક વિનાનાં અને રસગૃદ્ધિ છો

मूलम्- जे यावि भुंजंति तहप्पगारं, सेवंति ते पावमजाणमाणा ।
मणं न एयं कुसला करेंति, वायावि एसा बुइयाउ मिच्छा ।।३९।।

અર્થ :- આદ્રકમુનિ બૌદ્ધ સાધુઓને કહે છે કે જે મનુષ્ય રસાદિનો ગૃદ્ધિ બની માંસ ખાય છે તે એકાંત પાપનું સેવન કરે છે. જે પુરૂષ વિવેકી અને સત્ અસત્‌ને જાણવાવાળો હોય તે પુરૂષ કદાપિ પણ માંસ ખાવાની ઈચ્છા મનથી પણ ન કરે. વળી માંસ ખાવામાં દોષ નથી તેવું અસત્ય વચન પણ તે ન બોલે માંસ ખાનાર રાક્ષસ સમાન છે અને સર્વ જીવોનો વેરી છે.

मूलम्- सव्वेसिं जीवाणं दयट्ठयाए, सावज्जदोसं परिवज्जयंता ।
तस्संकिणो इसिणो नायपुत्ता, उद्दिट्ठभतं परिवज्जयंति ।।४०।।

અર્થ : જગતમાં વસતાં સઘળાં ત્રસ અને સ્થાવર જીવોની દયા માટે સાવદ્ય દોષનો ત્યાગ કરવાવાળા તથા સાવદ્યની શંકાવાળા જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરનાં અનુયાયી સંયમી મુનિઓ

ઔદ્દેશિક આહારનો પણ પરિત્યાગ કરે છે. (સાધુ માટે બનાવેલ આહારને ઉદ્દેશક કહેવાય. તેથી તેવા દોષિત આહારને જૈન સાધુઓ ગ્રહણ કરતાં નથી )

मूलम्- भूयामिसंकाए दुगुंछमाणा, सव्वेसि पाणाण निहाय दंडं ।
तम्हा ण भुंजंति तहप्पगारं, एसोऽणुधम्मो इह संजयाणं ।।४१।।

અર્થ : વીતરાગ દેવનો પ્રરૂપિત સયમીનો ધર્મ એવો અહિંસાવાળો છે કે કોઈપણ પ્રાણી-જીવની હિંસાની શંકા થાય તો તેઓ સાવદ્ય આહાર લેતાં નથી સમ્યક્ આચારનું પાલન કરવાવાળા જૈન સાધુઓનો આવો પરંપરાગત શ્રૂત અને ચારિત્ર ધર્મ છે. આવા સંયમીઓ સઘળા જીવોને અભયદાન આપી જ સંસારનો ત્યાગ કરે છે

मूलम्- निग्गंथधम्मंमि इमं समाहिं, अस्सिं सुठिच्चा अणिहे चरेज्जा ।
बुद्धे मुणी सील गुणोववेए, अच्चत्थतं पाउणती सिलोगं ।।४२।।

અર્થ : નિગ્રથ ધર્મમાં આહાર વિશુદ્ધિરૂપ ધર્મને સમાધિનુ સ્થાન કહ્યું છે. જૈન સાધુઓ આવા સમાધિ માર્ગમાં સ્થિત રહીને, માયારહિત બનીને, શિલ-ગુણથી યુકત થઈને સંયમ અનુષ્ઠાન પાળે છે જૈન સાધુઓ મૂળ ગુણ અને ઉત્તરગુણ સહિત હોય છે તેઓ આરંભ પરિગ્રહ અને રાગરહિત હોવાથી ઇન્દ્રાદિક દેવોને પણ પુજનીય છે.

मूलम्- सिणायगाणं तु दुवे सहस्से, जे भोयए णियए माहणाणं ।
ते पुन्नखंधे सुमहज्जणित्ता, भवंति देवो इति वेयवाओ ।।४३।।

અર્થ : હવે આદ્રકુમાર બૌદ્ધ સાધુઓનો સમાગમ છોડી આગળ જાય છે. ત્યારે તેમને બ્રાહ્મણ શ્રમણોનો મેળાપ થાય છે આ શ્રમણો આદ્રકુમારને કહે છે કે ઉપરનાં બન્ને દર્શનો વેદ-ધર્મની બાહ્ય છે પણ તમારો જૈન મત પણ વેદ બાહ્ય છે અમારો વેદ ધર્મ કહે છે કે બ્રાહ્મણોની સેવા કરો. યજ્ઞનાં અનુષ્ઠાનો કરો, જેઓ છ અગ એવા વેદના જાણકાર પંડિતો હોય તેવા બે હજાર બ્રાહ્મણોને ભોજન કરાવો તો તે ભોજન કરાવનારને મહાન પુણ્ય રાશી પ્રાપ્ત થાય છે. તેઓ સ્વર્ગ મેળવે છે.

मूलम्- सिणायगाणं तु दुवे सहस्से, जे भोयए णियए कुलालयाणं ।
से गच्छति लोलुवसंपगाढे, तिव्वाभितावी नरगाभिसेवी ।। ४४ ।।

અર્થ · બ્રાહ્મણોનાં વચન સાંભળીને આદ્રકમુનિ કહે છે કે જે મનુષ્ય આરભ સમારંભ કરીને બે હજાર શ્રમણ બ્રાહ્મણોને જમાડે તે કુપાત્ર છે, આ દાન કુપાત્રનું દાન છે. બ્રાહ્મણો આહારની પ્રાપ્તિ માટે ક્ષત્રિયો આદિના ઘરમાં ફરતાં રહે અને અન્યની કમાઇ ઉપર આજીવિકા ચલાવે તે બ્રાહ્મણો કુપાત્ર છે. વળી તેઓનું શીલ પણ સચવાતુ નથી. કારણ દીનતા કરીને ગૃહસ્થની માફક પોતાની આજીવિકા ચલાવવી પડે છે. તેથી કરીને પોતાનો આત્મા હણાય છે બ્રાહ્મણ—'બ્રહ્મ-કહેતાં આત્માની શુદ્ધિમા શીલગુણ આદિ વ્રતો સહિત જે રમતો હોય તે જ બ્રાહ્મણ કહેવાય

मूलम्- दयावरं धम्म दुगुंछमाणा, वहावहं धम्म पसंसमाणा ।
एगं पि जे भोययती असीलं, निवो णिसं जाति कुओ सुरेहिं ।।४५।।

અર્થ : જે રાજા દયામય ધર્મની નિંદા કરે અને હિંસા પ્રધાન ધર્મની પ્રશંસા કરે એવા શીલ રહિત અર્થાત્ વ્રતહિન એક પણ બ્રાહ્મણ શ્રમણને હિંસા કરીને ભોજન જમાડે તો તે યજમાન અંધકારમય દુર્ગતિને પ્રાપ્ત કરે છે. આવા જીવો દેવગતિમાં કેવી રીતે જાય? બ્રાહ્મણોમાં જાતિ અભિમાન હોય છે. તે અયોગ્ય છે જાતિમાં જન્મવાથી બ્રાહ્મણ થવાતું નથી પણ શુદ્ધ કર્મ કરવાથી જ બ્રહ્મ પ્રાપ્તિ થાય છે. તેથી સર્વત્ર પ્રકારે હિંસાથી દૂર રહેવું એ આત્મશ્રેયનું કારણ છે.

मूलम्- दुहओवि धम्मंमि समुट्ठियामो, अस्सिं सुट्ठिच्चा तह एसकालं ।
आयारसीले बुइएह नाणी, न संपरायंमि विसेस मत्थि ।।४६।।

અર્થ : હવે આદ્રકુમાર મુનિ આગળ ચાલતાં એકદંડી સાંખ્ય મતવાળા શ્રમણોને મળે છે. એમણે મુનિને કહ્યું કે આરંભ સમારંભ કરવાવાળા અભિમાની બ્રાહ્મણોને આપે પરાજિત કર્યા તે ઠીક કર્યું. પરંતુ અમારા સાંખ્ય મત અને તમારા જૈન મતનાં સિદ્ધાંતોમાં કોઇ પણ ભિન્નતા નથી. એથી અમારા સિદ્ધાંતો સાંભળો અને હૃદયમાં ધારણ કરો. જેમ તમે પુણ્ય-પાપ-બંધ-મોક્ષનાં તત્વોને માનો છો, વળી પંચમહાવ્રતને માનો છો તેમ અમે પણ માનીએ છીએ તમારા અમારા સર્વ નિયમો સરખા છે. આચારશીલ પુરૂષોને જ 'જ્ઞાની' કહેલ છે. આ ઉપરાંત અમારા અને તમારા મતમાં પરલોક સંબંધમાં વિશેષ ભેદ નથી અમે પચ્ચીસ તત્વોનાં સ્વરૂપને માનીએ છીએ તેમાંથી થોડા ઉપર પ્રમાણે બતાવ્યા છે.

मूलम्- अव्वत्तरूवं पुरिसं महंतं, सणातणं अक्खयमव्वयं च ।
सव्वेसु भूतेसुवि सव्वतो से, चंदो व ताराहिं समत्तरूवे ।।४७।।

અર્થ :- વળી એકદંડી ભિક્ષુક આદ્રકમુનિને કહે છે કે એક જ પરમ પુરૂષ ( આત્મા ) અવ્યકતરૂપ છે કેમકે તે વાણી અને મનથી અગોચર છે આ જીવ ( પરમપુરૂષ ) અવ્યકતરૂપે સમસ્તલોકમાં વ્યાપી રહ્યો છે. તે સનાતન અક્ષય અને અવ્યય છે જેમ ચંદ્રમાં બધા તારા અને નક્ષત્ર સાથે પૂર્ણપણે સંબંધ રાખે છે તેમ જગતમાં એક એવો મહાન આત્મા છે કે તે સઘળાં ભૂત–પ્રાણીઓમાં વ્યાપ્ત છે.

मूलम्- एवं ण भिज्जंति ण संसरंति, ण माहणा खत्तिय वेस पेसा ।
कीडा य पक्खीय सरीसिवा य, नरा य सव्वे तह देवलोगा ।।४८।।

અર્થ :- હવે આદ્રકુમાર મુનિ કહે છે કે તમે કહો છો તે વાત સમત નથી. કેમકે તમે માનેલ પરમ પુરૂષ (આત્મા) તમારા મતવ્ય મુજબ કુટસ્થ નિત્ય અને વ્યાપક છે તમારા સિદ્ધાંતથી તો જીવ મૃત્યુને પામે નહિ, દુર્ગતિમાં જાય નહિ. બ્રાહ્મણ, વૈશ્ય આદિ ભેદ પડે નહિ. દેવ

નારકી આદિ ગતિ લાભે નહિ. કેમકે તમો જીવને પરમાત્માનો એક અંશ અને ક્રિયાશુન્ય માનો છો. તેથી તમારો મત એકાંતવાદી હોવાથી મિથ્યા છે અમારા મતમાં સર્વ પ્રદાર્થોનુ અસ્તિત્વ છે. તમામ પદાર્થો ઉત્પાદ, વ્યય અને ધ્રુવયુક્ત છે. પ્રત્યેક જીવ પોતપોતાના કર્મ અનુસાર સુખ દુઃખ અલગ અલગ ભોગવે છે. આત્મા ભિન્ન ભિન્ન છે આત્માનો ચૈતન્ય-ગુણ શરીરમાં સંકોચ વિસ્તારરૂપ જણાય છે. તેથી આત્મા શરીર માત્ર વ્યાપી છે દ્રવ્યથી આત્મા નિત્ય છે પર્યાયમાં અનિત્ય છે. તેથી આત્મા કુટસ્થ નહિ પણ પરિણામી છે. તેથી તમારો મત બિલ્કુલ માનવા યોગ્ય નથી. અમે અનેકાંતવાદી છીએ. અને અનેકાંતવાદીનું શરણ લેનાર જ મુક્તિ પામી શકે છે.

मूलम्- लोयं अयाणित्तिह केवलेणं, कहंति जे धम्ममजाणमाणा ।
णासंति अप्पाण परं च णट्ठा, संसार घोरंभि अणोरपारे ।।४९।।

અર્થ: જેણે કેવળજ્ઞાન દ્વારા લોકનાં વાસ્તવિક સ્વરૂપને જાણ્યો નથી તેવા અજ્ઞાનીઓ લોકમાં જે ધર્મની પ્રરૂપણા કરે છે તે અન્યથા છે. તેથી પોતાનાં અને પરનાં આત્માને ભ્રષ્ટ કરે છે પોતે અને અન્ય જીવો પણ સંસાર પરિભ્રમણ કરી અનંત દુઃખને ભોગવે છે.

मूलम्- लोयं विजाणंत्तिह केवलेणं, पुन्नेण नाणेण समाहिजुत्ता ।
धम्मं समत्तं च कहंति जे उ, तारंति अप्पाण परं च तिन्ना ।।५०।।

અર્થ:- જે પુરૂષ કેવળજ્ઞાનથી સમાધિથી યુક્ત છે જેણે ત્રસ અને સ્થાવર પ્રાણીઓથી ભરેલો સમસ્ત ચૌદ રજ્જુ પ્રમાણ લોકને હસ્તકમળવત્ એક સમયમાં જાણી રહ્યા છે તે જ પુરૂષ સંપુર્ણ જ્ઞાની છે એઓ જે શ્રુત અને ચારિત્રરૂપ ધર્મની પ્રરૂપણા કરે છે તે ધર્મથી જ સંસાર સમુદ્ર તરી શકાય છે તે પોતે પણ તરે છે અને બીજાને પણ સંસારથી પાર ઉતારે છે.

मूलम्- जे गरहियं ठाणमिहावसंति, जे यावि लोए चरणोववेया ।
उदाहडं तं तु समं मईए, अहाउसो विप्परियासमेव ।।५१।।

અર્થ:- આ જગતમાં જે પુરૂષ નિંદિત આચરણ કરે છે અને જે પુરૂષ ઉત્તમ આચરણ કરે છે તે બન્નેને પોતાની મતિથી સમાન બતાવે છે અથવા શુભ અનુષ્ઠાન કરનારને અશુભ આચરણ કરનાર અને અશુભ આચરણ કરનારને શુભ આચરણ કરનાર કહે છે તે વિપરીત પ્રરૂપણા કરે છે

मूलम्- संवच्छरेणावि य एगमेगं, बाणेण मारेउ महागयं तु ।
सेसाण जीवाण दयट्ठयाए, वासं वयं वित्ति पकप्पयामो ।।५२।।

અર્થ:- એકદંડી સાંખ્ય મતવાળાનાં મતનુ ખંડન કરી આર્દ્રકુમાર આગળ જતાં રસ્તામાં હસ્તિ તાપસોને મળે છે તેઓ કહે છે કે 'હે કુમાર! જે તાપસો કંદમૂળનુ સેવન કરે છે તથા તેને આશ્રયે રહેલાં ત્રસ અને સ્થાવર જીવોનો નાશ કરે છે તેઓ મિથ્યાવાદીઓ છે અને દુર્ગતિમાં રખડવાવાળા છે. પણ અમે તો સમસ્ત જીવોની દયાના પાલન માટે વર્ષમાં એક જવાર મોટી કાયાવાળા ફકત એક જ હાથીને મારી અમારી આજીવિકા ચલાવીએ છીએ તેથી ઘણાં જીવોની દયા પળાય છે. તેથી અમારો ધર્મશ્રેષ્ઠ છે.

मूलम्- संवच्छरेणावि य एगमेगं, पाणं हणंता अणियत्तदोसा ।
सेसाण जीवाण वहेण लग्गा, सियाय थोवं गिहिणोऽवि तम्हा ।।५३।।

અર્થ :- આર્દ્રકુમાર તાપસોને કહે છે કે સર્વ જીવોને નહિ હણવાના અભિપ્રાયથી વર્ષમાં એક મોટા જીવની ઘાત કરનાર પુરૂષ હિંસાનાં દોષથી રહિત કહી શકાય નહિ. હાથી જેવા પંચેન્દ્રિય જીવની ઘાત કરવી તે મહાન પાપ છે. જો તમને નિષ્પાપી કહેવામાં આવે તો ગૃહસ્થ પણ અમુક મર્યાદા રાખી બીજા જીવોની હિંસા કરતાં નથી તો તેમને પણ નિર્દોષ કેમ ન કહેવા ? તો તમારો મત દૂષિત છે. અને હિંસાવાળો છે.

मूलम्- संवच्छरेणावि य एगमेवं, पाणं हणंता समणव्वएसु ।
आयाहिए से पुरिसे अणज्जे, ण तारिसे केवलिणो भवंति ।।५४।।

અર્થ : આર્દ્રકુમાર મુનિ કહે છે કે જે પુરૂષ શ્રમણ ધર્મમાં રહીને પણ જો એક વર્ષમાં એક પ્રાણીનો વધ કરે તો તે અનાર્ય જ ગણાય છે. આત્માનું અહિત કરનાર અનાર્યો કેવલ જ્ઞાનરૂપી આત્માની શુદ્ધતાને પ્રાપ્ત કરી શકતો નથી. એટલે મોક્ષને પામી શકતો નથી.

मूलम्- बुद्धस्स आणाए इमं समाहि, अस्सिं सुठिच्चा तिविहेण ताई ।
तरिउं समुद्द व महाभवोघं, आयाणवं धम्ममुदाहरेज्जा ।।५५।।

અર્થ : આર્દ્રકુમાર મુનિ અન્ય દર્શનીઓને પરાસ્ત કરીને તેમને પ્રતિબોધ આપી ભગવાન મહાવીર સમક્ષ આવીને આજ્ઞાના આરાધક થયા. ભગવાન મહાવીરની આજ્ઞારૂપી સમાધિમાં જે કોઇ ત્રણ કરણ અને ત્રણ યોગે છ કાય જીવોની રક્ષાવાળા થાય તે ભયંકર સંસાર સમુદ્રને તરી શકે છે મોક્ષ માર્ગને પ્રાપ્ત કરવાનો એક માત્ર ઉપાય સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર્ય છે તેને ધારણ કરવાવાળા જ સાચા સાધુ કહેવાય આવા વિચક્ષણ પુરૂષ જ આ ધર્મ ગ્રહણ કરીને અન્યને ઉપદેશ આપી શકે છે. આર્દ્રકુમાર મુનિ સમાધિ પામી મોક્ષ માર્ગને પ્રાપ્ત થયા. આર્દ્રકુમાર મુનિની માફક જે કોઇ સાધક ભિક્ષુક સમાધિવંત બનશે તે અનાદિ અનંત એવા સંસારમળનો નાશ કરી પરમ શાંતિને પ્રાપ્ત કરશે.



# ૭ મું અધ્યયન

## (પેઢાલપુત્ર નાલંદીય નામે)

**પૂર્વભૂમિકા :** ૬ ઠ્ઠા અધ્યયનમાં વિસ્તારપૂર્વક સાધુઓનો આચાર બતાવવામાં આવ્યો છે. પરંતુ તે અધ્યયનમાં શ્રાવકોનો આચાર કહેલ નથી તેથી શ્રાવકોનાં આચારનુ પ્રતિપાદન કરવા માટે આ ૭માં અધ્યયનનો આરભ કરવામાં આવે છે. આ અધ્યયનનું નામ 'નાલદીય' છે કેમકે રાજગૃહ નગરની બહાર નાલદા નામનુ એક ઉપનગર છે. તેની સાથે સબધ રાખવાવાળો આ અધ્યયનનો વિષય નાલદીય કહેવાય છે.

मूलम्- तेणं कालेणं तेणं समएणं –रायगिहे नामं नयरे होत्या, रिद्धित्थमियसमिद्धे वण्णओ जाव पडिरूवे, तस्स णं रायगिहस्सनयरस्स वाहिरिया उत्तरपुरिच्छमे दिसीभाए तत्थं णं नालंदा नामं बाहिरिया होत्था अणेग भवण सय सन्निविट्ठा जाव पडिरूवा ।।१।।

અર્થ : તે કાળે તે સમયે સર્વ ઋદ્ધિ–સમૃદ્ધિથી ભરપૂર અને ભયરહિત રાજગૃહ નામે નગર હતુ. તે નગરની બહાર ઇશાન ખૂણામાં નાલદા નામે એક નાનુ ઉપનગર હતુ તે ઉપનગર સેંકડો ભવનોથી સુશોભિત હતું.

मूलम्- तत्थणं नालंदाए बाहिरियाए लेवे नामं गाहावई होत्था, अड्ढे दित्ते, वित्ते, विच्छिण्ण विपुल भवण सयणासण जाण वाहणाइण्णे वहु धण बहु जायरूव रजते, आओगप्पओग संपउत्ते विच्छड्डिय पउर भत्तपाणे, वहु दासी दास गो महिस गवेलगप्पभूए बहु जणस्स अपरिभूए यावि होत्या ।।२।।

અર્થ : એ 'નાલદા' નામના ઉપનગરમાં એક 'લેપ' નામનો ધનવાન ગાથાપતિ હતો. તેને વિશાળ ભવનો હતા તે ભવનો શય્યા, આસન, વાહન વિગેરે સામગ્રીથી ભરપૂર હતા. તેના ભવનોમાં ધનધાન્ય, સુવર્ણ આદિ પુષ્કળ હતાં તેને ત્યાં જમ્યાં પછી ઘણુ ભોજન લૂલા–લંગડા, અપગ વિગેરેને આપવામાં આવતું ઘણા દાસ, દાસી, ગાય, ભેંસ, ઘેટાનો સ્વામી હતો. તે ઘણા માણસોથી પરાભવ પામે તેમ ન હતો–

मूलम्- से णं लेवे नामं गाहावई समणोवासए यावि होत्था, अभिगय जीवा जीवे जाव विहरइ, निग्गंथे पावयणे निस्संकिए, निक्कंखिए, निवितिगच्छे, लद्धट्ठे, गहियट्ठे, पुच्छियट्ठे, विणिच्छियट्ठे, अभिगहियट्ठे अट्ठिभिजा पेमाणु रागरत्ते, अयमाउसो ! निग्गंथे पावयणे अयं अट्ठे, अयं परमट्ठे, सेसे अणट्ठे, उस्सिय फलिहे अप्पावयदुवारे चियत्तंतेउरप्पवेसे चाउदसट्ठमुदिट्ठ पुण्णमासिणीसु पडिपुन्नं पोसहं सम्मंअणुपालेमाणे समणे निग्गंथे

तहाविहेणं एसणिज्जेणं असण पाण खाइम साइमेणं पडिलाभेमाणे बहुहिं सीलव्वयगुण विरमण पचक्खाण पोसहोववासेहिं अप्पाणं भावेमाणे एवं च णं विहरइ ।।३।।

अर्थ : આ લેપનામનો ગાથાપતિ શ્રમણોપાસક હતો. એટલે સાધુઓનાં ઉપદેશને સાંભળતો. સાધુ પુરૂષોની તરફ તેને અનુરાગ હતો. તેઓને આહાર વિગેરેનું દાન કરતો. જીવ-અજીવ આદિ નવ તત્વનો જાણકાર હતો. નિર્ગ્રંથ પ્રવચનમાં તે નિઃશંક હતો. અન્ય દર્શનની આકાંક્ષાથી રહિત હતો ધર્મ ક્રિયાનાં ફળમાં તેને લેશમાત્ર સંદેહ ન હતો. કોઇ સુક્ષ્મ એ શંકા ઉપસ્થિત થાય તો તેનાથી વધારે જ્ઞાની એવા પુરૂષોને પૂછી શકાનુ નિવારણ કરતો જીન પ્રવચનને પરમાર્થ સત્ય માનતો તેનુ હૃદય કોમળ અને કરૂણાથી ભિંજાયેલ હતું આખાય રાજ્યનો વિશ્વાસુ માણુસ હતો. તે એટલો બધો ચારિત્ર્યવાન માણુસ હતો કે રાજાનાં અંતઃપુરમાં ગમે ત્યાં જવાની તેને છૂટ હતી આઠમ, ચૌદસ, પુનમ આદિ તિથિમાં પરિપૂર્ણ પૌષધ ઉપવાસ કરતો.

मूलम्- तस्सणं लेवस्स गाहावइस्स नालंदाए वाहिरियाए उत्तरपुरत्थिमे दिसिभाए एत्थणं सेसदविया नामं उदगसाला होत्था, अणेगखंभ सय सन्निविट्ठा, पासादिया जाव पडि-रूवा तीसे णं सेसदवियाए उदगसालाए उत्तरपुरिच्छिमे दिसिभाए एत्थणं हत्थिजामे नामं वणसंडे होत्था, किण्हे वण्णओ वणसंडस्स ।।४।।

अर्थ : લેપ ગાથાપતિએ નાલંદા ઉપનગરની ઇશાન દિશામાં એક શેષ દ્રવ્યા નામની 'જળશાળા' બનાવી હતી. તેને 'શેષ દ્રવ્યા' પણ કહેતાં આ શેષ દ્રવ્યાને 'પરબ' કહેવામાં આવે છે આ જળશાળા અનેક પ્રકારના સેંકડો થાંભલાથી યુકત મનોહર ચિત્ત આકર્ષક તથા ઘણી સુંદર હતી. તેના ઇશાન ખૂણામાં હસ્તીયામ નામે એક કૃષ્ણવર્ણ વાળુ વન-ખંડ હતું એટલે કે બગીચો હતો. આ બગીચાનુ વર્ણન ઔપપાતિક સૂત્રમાં કહ્યા પ્રમાણે સમજી લેવું.

मूलम्- तस्सि च णं गिहपदेसंमि भगवं गोयमे विहरइ, भगवं च णं अहे आरामंसि अहेणं उदए पेढालपुत्ते भगवं पासावच्चिज्जे, नियंठे मेयज्जे गोत्तेणं, जेणेव भगवं गोयमे तेणेव उवा-गच्छइ उवागच्छइत्ता, भगवं गोयमं एवं वयासी-आउसंतो गोयमा! अत्थि खलु मे केइ पदेसे पुच्छियव्वे, तं च आउसो! अहासुयं, अहादरिसियं मे वियागरेहि-सवायं? भगवं गोयमे उदयं पेढालपुत्तं एवं वयासी अवियाइ आउसो! सोच्चा निसम्म जाणिस्सामो ।।५।।

अर्थ :- આ બગીચામાં ભગવાન ગૌતમસ્વામી અનુક્રમે વિહાર કરતાં પધાર્યા તે સમયે ભગવાન પાર્શ્વનાથનાં શિષ્યનાં શિષ્ય મેદાર્થ ગોત્રીય ઉદક પેઢાલપુત્ર નામનાં નિગ્રંથ શ્રી ગૌતમ-સ્વામીની પાસે આવીને બોઠા ગૌતમ સ્વામીને કહેવા લાગ્યાં કે હે આયુષ્યમાન્ ગૌતમ! મારે તમોને કંઈક પ્રશ્ન પુછવો છે. હે આયુષ્યમન્ આપે જેવું સાંભળ્યું છે અને નિશ્ચય

કર્યો છે તેવું મને કહો. ત્યારે ભગવાન ગૌતમ સ્વામીએ પેઢાલપુત્રને કહ્યું:- હે આયુષ્યમાન જો હુ આપનો પ્રશ્ન સાંભળીને અને સમજીને જાણી શકીશ અને ઉત્તર આપી શકીશ તો ઉત્તર આપીશ

मूलम्- सवायं उदये पेढालपुत्ते भगवं गोयमं एवं वयासी-आउसो गोयमा ! अत्थि खलु कुमार-पुत्तिया नाम समणा निग्गंथा तुम्हाणं पवयणं पवयमाणा गाहावइं समणोवासगं उवसंपन्नं एवं पच्चक्खावेंति नन्नत्थ आभिओएणं गाहावइ चोरग्गहण विमोक्खणयाए तसेंहि पाणेंहि निहाय दंडं, एवं ण्हं पच्चक्खताणं दुप्पच्चक्खायं भवइ, एवं ण्हं पचक्खा-वेमाणाणं दुपच्चक्खावियं भवइ, एवं ते परं पच्चक्खावेमाणा अतियरंति सयं पतिण्णं, कस्स णं तं हेउं ? संसारिया खलु पाणा थावरावि पाणा तसत्ताए पच्चायंति । तसा वि पाणा थावरत्ताए पच्चायंति । थावरकायाओ विप्पमुच्चमाणा तसकायंसि उववज्जंति, तसकायाओ विप्पमुच्चमाणा थावरकायंसि उववज्जंति । तेसिं च णं थावरकायंसि उववन्नाणं ठाणमेयं घत्तं ॥६॥

અર્થ : ગૌતમ સ્વામીની આજ્ઞા મળતાં ઉદક પેઢાલપુત્ર પૂછે છે કે– ભગવન્ કુમાર પુત્ર નામે એક નિર્ગ્રંથ સાધુ છે તે આપનાં અનુયાયી છે. તે શ્રાવકગણને એવા પચ્ચક્ખાણ કરાવે છે કે તમારે ત્રસ પ્રાણીની ઘાત કરવી નહિ. આ પ્રત્યાખ્યાન એવા છે કે રાજા વિગેરેનાં બળાત્કાર વિનાં (ગાથાપતિ ચોર વિમોક્ષણુના ન્યાયે) ત્રસ જીવોની હિંસાનો ત્યાગ છે ઉદક પેઢાલ પુત્ર મુનિ કહે છે કે હે ગૌતમ! આવા પ્રકારનુ પ્રત્યાખ્યાન ખોટુ પ્રત્યાખ્યાન છે. કેમ કે આ સંસારમાં સ્થાવર જીવો મૃત્યુ પામી કર્માનુસાર ત્રસ પણે ઉત્પન્ન થાય છે અને ત્રસ જીવો પણ પોતાનાં કર્મના ઉદયથી સ્થાવરપણે પણ ઉત્પન્ન થાય છે. તેથી ત્રસ જીવોની ઘાતનાં પ્રત્યાખ્યાન કરનાર શ્રાવક જ્યારે પૃથ્વીકાય આદિની ઘાત કરતાં થકાં ત્રસકાયની ઘાત કરવાવાળા પણ ગણાય છે જેમ કોઇ પુરૂષ એવી પ્રતિજ્ઞા કરે કે હું નાગરિક પુરૂષની ઘાત નહિ કરૂ પણ કોઇ નાગરિક નગર છોડી ઉધાનમાં જઇ રહે છે અને તે ઉધાનમાં આ પચ્ચખાણ કરનાર માણસ તેની ઘાત કરે તો તેને નાગરિકની ઘાતનું પાપ લાગે એ રીતે ત્રસ જીવની ઘાત નહિ કરવાનો ત્યાગ કરે પણ ઘણુંય જીવો ત્રસમાંથી છૂટી સ્થાવરમાં જાય ત્યારે તે ઘાત કરનારને સ્થાવરની હિંસા કરતાં થકાં તે સ્થાવરમાં ઉત્પન્ત થયેલાં ત્રસ જીવની હિંસા થતાં તેને પાપ લાગે કે નહિ?

मूलम्- एवं ण्हं पच्चक्खंताणं सुपच्चक्खायं भवइ, एवं ण्हं पच्चक्खावेमाणाणं सुपच्चक्खावियं भवइ, एवं ते परं पच्चक्खावेमाणा नातियरंति सयं पइण्णं, नन्नत्थ अभिओगेणं गाहा-वइचोरग्गहणविमोक्खणयाए तसभूएंहि पाणेंहिं निहाय दंडं, एवमेव सइ भासाए पर-क्कमे विज्जमाणे जे ते कोहा वा लोहा वा पर पच्चक्खावेंति, अयंपि नो उवएसे नो नेआउए भवइ, अवियाइं आउसो गोयमा! तुब्भंपि एवं रोयइ ॥७॥

અર્થ : ભગવાન ગૌતમ પેઢાલપુત્રની વાત સાંભળે છે કે શ્રમણોપાસક એવી રીતનાં જ પ્રત્યાખ્યાન

કરે છે. કે જ્યાં લગી ત્રસજીવ ત્રસકાયપણે હોય ત્યાં સુધી તેની ઘાત કરૂં નહિ. આવી રીતે 'ભૂત' શબ્દ જોડીને કોઇ પ્રત્યાખ્યાન કરે અગર કરાવે તો તે પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન છે. વળી કોઈ સાધુ ક્રોધ અથવા તો લોભનાં આવેશમાં ભૂતશબ્દ છોડીને પ્રત્યાખ્યાન કરનારનાં વ્રતનો ભંગ થાય છે. તેથી હે ગૌતમ! હુ કહુ તે રીતને તમે માન્ય રાખો.

मूलम्- सवायं भगवं गोयमे उदयं पेढालपुत्तं एवं वयासी आउसंतो उदगा? नो खलु अम्हे एवं रोयइ, जे ते समणा वा, माहणा वा एवं आइक्खंति जाव परूवेति नो खलु ते समणा वा निग्गंथा वा भासं भासंति, अणुतावियं खलु ते भासं भासंति, अब्भाइक्खंति, खलु ते समणे समणोवासए वा, जेहिंवि अन्नेहिं जीवेहि पाणेहिं भूएहिं सत्तेहिं संजमयंति ताणवि ते अब्भाइक्खति कस्सणं तं हेउं? संसारिया खलु पाणा, तसावि पाणा थावरत्ताए पच्चायंति, थावरावि पाणा तसत्ताए पच्चायंति, तसकायाओ विप्पमुच्चमाणा थावरकायंसि उववज्जंति, थावरकायाओ विप्पमुच्चमाणा तसकायंसि उवज्जंति, तंसि च णं तसकायंसि उववन्नाणं ठाणमेयं अघत्तं ॥८॥

અર્થ: ઉદક પેઢાલ પુત્રનુ કથન સાંભળીને ભગવાન ગૌતમ કહે છે કે તમે જે મંતવ્ય ધરાવો છો તે મતવ્ય મને કબુલ નથી નિર્ગ્રંથ સાધુઓ તમારા કહેવા મુજબની ભાષા જો બોલે તો તેઓ યથાર્થ બોલતા નથી. તેઓ તાપ ઉત્પન્ન કરનારી ભાષા બોલે છે. તેઓ શ્રમણ અને શ્રમણોપાસક ઉપર વ્યર્થ કલંક લગાડે છે તથા જે લોકો પ્રાણી, ભૂત જીવ. સત્વમાં સયમ કરે છે તેમની પર પણ વ્યર્થ કલંક લગાડે છે. શ્રાવકને તો ત્રસકાયમાં પણ સ્થૂળ પ્રાણાતિપાતનો જ ત્યાગ છે અને ત્રસકાયની હિંસા કરવાના ઉદ્દેશથી હિંસા કરવાની પ્રતિજ્ઞા છે તેથી તેને વ્રતનો ભગ થયો નથી તમો ભૂત શબ્દ વાપરીને પ્રત્યાખ્યાન કરાવવા માગો છો તે તો વ્યામોહ છે. વર્તમાન ત્રસ પણે વર્તતા જીવોનો વધ નહિ કરવાનાં જ શ્રાવકને પ્રત્યાખ્યાન હોય છે તેથી ત્રસ જીવ મરણ પામી સ્થાવરમાં ઉત્પન્ન થાય તો તે સ્થાવર જીવ ગણાય છે અને આવી રીતે સ્થાવર જીવોની હિસા થતાં શ્રાવકના વ્રતનો ભગ થતો નથી.

मूलम्- सवायं उदए पेढालपुत्ते भगवं गोयमं एवं वयासी-कयरे खलु ते आउसंतो गोयमा। तुब्भे वयह तसपाणा तसा आउ अन्नहा। सवायं भगवं गोयमे उदयं पेढालपुत्तं एवं वयासी आउसंतो उदगा! जे तुब्भे वयह तसभूता पाणा तसा ते वयं वयामो तसा पाणा। जे वयं वयामो तसापाणा ते तुब्भे वयह तसभूयापाणा। एए संति दुवे ट्ठाणा तुल्ला एगट्ठा। किमाउसो इमे भे सुप्पणीयतराए भवइ तसभूयापाणा तसा, इमे भे दुप्पणीयतराए भवइ तसा पाणा तसा, ततो एगमाउसो पडिक्कोसह। एक्कं अभिणंदह। अयंपि भेदो से नो नेयाउए भवइ ॥९॥

અર્થ: હવે ઉદક પેઢાલપુત્ર ભગવાન ગૌતમને કહે છે કે આપ કયા જીવોને ત્રસ કહો છો? શુ ત્રસ પ્રાણીને ત્રસ કહો છો? કે કોઇ બીજા પ્રાણીઓને ત્રસ કહો છો? ભગવાન ગૌતમ

પ્રત્યુતર આપતાં કહે છે કે જેને તમે ત્રસભૂત કહો છો તેને જ અમે ત્રસપ્રાણી કહીએ છીએ. આ બન્ને શબ્દો એક જ અર્થવાળાં છે ત્રસ અને ત્રસભૂત બન્ને શબ્દોનો અર્થ એક જ છે. આ એકાર્થ વાચી શબ્દ હોવા છતાં એક દૃષ્ટિએ તમે નિંદા કરો છો અને બીજી દૃષ્ટિએ તમે પ્રસન્નતા કરો છો. એ તમારૂ મંતવ્ય ન્યાય સંગત નથી.

मूलम्- भगवं च णं उदाहु संतेगइआ मणुस्सा भवंति, तेसिं च णं एवं वुत्त पुव्वं भवइ नो खलु वयं संचाएमो मुंडा भवित्ता अगाराओ अणगारियं पव्वइत्तए, सावयं ण्हं अणुपुव्वेणं गुत्तस्स लिसिस्सामो ते एवं संखवेति ते एवं संखं ठवयंति ते एव संख ठावयंति नन्नत्य अभिओएणं गाहावइचोरग्गहण विमोक्खणयाए तसेहि पाणेहिं निहाय दंडं, तंपि तेसिं कुसला मेव भवइ ।।१०।।

અર્થ : હવે ભગવાન ગૌતમ કહે છે કે હે પેઢાલક! ઘણાં હળુકર્મી જીવો સાધુવ્રત ધારણ કરવાને સમર્થ નથી છતાં કહે છે અમે અનુક્રમે ધીરે ધીરે સાધુપણું અંગીકાર કરશું એમ કહી પહેલાં સ્થુળ પ્રાણાતિપાતનો ત્યાગ કરે છે વળી સ્થૂળ ત્રસ પ્રાણીઓની હિંસામાં રાજાદિનો આગ્રહ ભય થતાં તે ત્રસ જીવની હિંસા કરવી પડે છે તે તેનો આગાર છે. માટે થોડો એવો હિંસાનો ત્યાગ પણ સારો જ છે. જેટલો ત્યાગ કરે છે એટલો જ તેમના માટે કલ્યાણકારક છે.

मूलम्- तसावि वुच्चंति तसा, तससंभारकडेणं कम्मुणा नामं च णं अब्भुवगयं भवइ! तसाउयं च णं पलिक्खीणं भवइ, तसकायट्ठिइया ते तओ आउयं विप्पजहंति । ते तओ आउयं विप्पजहित्ता थावरत्ताए पच्चायंत्ति । थावरावि वुच्चंति थावरा, थावरसंभारकडेणं कम्मुणा नामं च णं अब्भुवगयं भवइ । थावराउयं च णं पलिक्खीणं भवइ, थावरकायट्ठिइया ते तओ आउयं विप्पजहंति, तओ आउयं विप्पजहित्ता भुज्जो परलोइयत्ताए पच्चायंति, ते पाणावि वुच्चंति, ते तसावि वुच्चंति, ते महाकाया, ते चिरट्ठिइया ।।११।।

અર્થ : હવે ઉદક પેઢાલપુત્રની સમજણ એવી છે કે જે ત્રસ જીવ મૃત્યુ પામી સ્થાવરમાં ઉત્પન્ન થાય તો સ્થાવર જીવની (ત્રસની ઘાત નહિ કરવાવાળા વૃતવાળો શ્રાવક) ઘાત કરે તો શ્રાવકના વ્રતનો ભંગ થાય છે આના ઉત્તરમાં ભગવાન ગૌતમસ્વામી ઉત્તર આપે છે કે ત્રસ જીવ ત્રસ નામ કર્મનાં ઉદયથી ત્રસ કહેવાય છે. જ્યારે તેઓનાં ત્રસપણાનાં આયુષ્યનો ક્ષય થઇ જાય છે ત્યારે તેઓ ત્રસપણાનાં આયુષ્યનો ત્યાગ કરી દે છે અને સ્થાવર પર્યાયને ધારણ કરે છે આવી રીતે સ્થાવર જીવો સ્થાવર નામ કર્મનો નાશ થતાં જો ત્રસ કાયમાં ઉત્પન્ન થાય તો તે ત્રસ કહેવાય છે. પ્રાણી પણ કહેવાય છે. તેઓ મહાન કાયાવાળા અને લાંબા કાળની સ્થિતિવાળા પણ હોય છે તેથી સ્થાવરમાં ઉત્પન્ન થયેલ ત્રસ જીવોનાં પ્રત્યાખ્યાન શ્રાવકે કર્યાં નથી તો તેને તે વ્રતનો ભંગ કઇ રીતે થાય? તમોએ નાગરિકનુ દૃષ્ટાંત આપ્યુ તે પણ દૃષ્ટાંત અયોગ્ય અને અયુકત છે

मूलम्- सवाय उदए पेढालपुत्ते भयवं गोयमं एवं वयासी आउसंतो गोयमा । नत्थि णं से केइ परियाए जण्णं समणोवासगस्स एग पाणातिवाय विरए वि दंडे निक्खित्ते, कस्स णं तं हेउं । संसारिया खलु पाणा, थावरावि पाणा तसत्ताए पच्चायंति, तसावि पाणा थावरत्ताए पच्चायंति । थावरकायाओ विप्पमुच्चमाणा सव्वे तसकायंसि उववज्जंति, तसकायाओ विप्पमुच्चमाणा सव्वे थावरकायंमि उववज्जंति, तेंसि च णं थावरकायंसि उववन्नाणं ठाणमेयं घत्तं ॥१२॥

અર્થ : ઉદક પેઢાલપુત્ર પોતાનો વાદ નક્કી કરવા માટે ભગવાન ગૌતમને વધારે સ્પષ્ટપણે કહે છે કે હે આયુષ્યમાન્! ગૌતમ! જીવનો એવો એકપણ પર્યાય નથી કે જેની હિંસાનો ત્યાગ શ્રમણોપાસક કરી શકતાં હોય. કારણ કે સસારનાં પ્રાણીઓનાં પર્યાયો પરિવર્તન સ્વભાવવાળા હોય છે. સ્થાવરો ત્રસમાં ઉત્પન્ન થાય છે અને ત્રસો સ્થાવરમાં ઉત્પન્ન થયા જ કરે છે. તેમાં કોઇપણ સમયે આવા સ્થાવર જીવો શ્રમણોપાસકનાં ઘાતને યોગ્ય થઈ જાય છે તેથી આ સ્થિતિમાં તે પ્રતિજ્ઞા પ્રયોજન વિનાની બની જાય છે

मूलम्- सवायं भगवं गोयमे उदयं पेढालपुत्तं एवं वयासी नो खलु आउसो ! अस्माकं वत्तव्वएणं तुब्भं चेव अणुप्पवादेणं अत्थिणं से परियाए जेणं समणोवासगस्स सव्वपाणेहिं, सव्वभूएहिं, सव्वजीवेहिं, सव्वसत्तेहिं दंडे निक्खित्ते भवइ, कस्स णं तं हेउं । संसारिया खलु पाणा, तसावि पाणा थावरत्ताए पच्चायंति, थावरावि पाणा तसत्ताए पच्चायंति, तसकायाओ विप्पमुच्चमाणा सव्वे थावरकायंसि उववज्जंति, थावरकायाओ विप्पमुच्चमाणा सव्वे तसकायंसि, उववज्जंति । तेंसि च णं तसकायंसि उववन्नाणं ठाणमेयं अघत्तं, ते पाणावि वुच्चंति, ते तसावि वुच्चंति, ते महाकाया ते चिरट्ठिइया, ते बहुतरगा पाणा, जेहिं समणोवासगस्स सुपच्चक्खायं भवति । ते अप्पयरगा पाणा जेहिं समणोवासगस्स अपच्चक्खायं भवइ । से महया तसकायाओ उवसंतस्स उवट्ठियस्स पडिविरयस्स जन्नं तुब्भे वा अन्नो वा एवं वदह, नत्थिणं से केइ परियाए जंसि समणोवासगस्स एग पाणाए वि दंडे निक्खित्ते, अयंपि भेदे से नो नेयाउए भवइ ॥१३॥

અર્થ : હવે ભગવાન ગૌતમ સ્વામી પ્રત્યુત્તર આપે છે કે તમારા કહેવા મુજબ તો સમસ્ત સ્થાવર જીવો સમસ્ત સ્થાવરપણાનો ત્યાગ કરી ત્રસપણે ઉત્પન્ન થાય અને સમસ્ત ત્રસ જીવો ત્રસપણાનો ત્યાગ કરીને સ્થાવર જીવપણે ઉત્પન્ન થાય! આવી રીતે તો કોઇ કાળે સ્થાવર અને ત્રસ જીવોને તમારા કહેવા મુજબ સંસારમાં વિરહ થઇ જાય. પણ આ વાત તદ્દન અસંભવિત છે અને અસત્ય છે કોઇપણ કાળે કોઇપણ 'કાય'નો સમસ્તપણે વિરહ થયો નથી. વિરહ થતો નથી વિરહ થશે પણ નહિ. કારણ સ્થાવર જીવો અનંતા છે. અને ત્રસ જીવો અસંખ્યાતા છે. માટે એ હકીકત સંગત નથી. માટે કોઇ કાળે ત્રસ જીવની હિંસા નહિ કરવાના શ્રાવકના પ્રત્યાખ્યાન નિષ્ફળ થાય નહિ. તેમ જ ત્રસ જીવ

મરણ પામી સ્થાવરમાં ઉત્પન્ન થતાં તે જીવની ઘાત શ્રાવકનાં હાથથી થઇ જાય તો તેથી શ્રાવકના વ્રતનો ભગ થતો નથી. કારણ સ્થાવર જીવોને સ્થાવર નામકર્મનો ઉદય છે અને શ્રાવકને તો ત્રસકાયને નહિ હણવાના પચ્ચક્ખાણ હોય છે. માટે તમારૂં કથન ન્યાયયુક્ત નથી.

मूलम्- भगवं च णं उदाहु नियंठा खलु पुच्छियव्वा आउसंतो नियंठा ! इह खलु संतेगतिया मणुस्सा भवंति। तेसिं च एवं वुत्तपुव्वं भवइ जे इमे मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वइए, एसिं च णं आमरणंताए दंडे निक्खित्ते। जे इमे अगारमावसंति एएसिं णं आमरणंताए दंडे नो निक्खित्ते। केई च णं समणा जाव वासाइं चउपंचमाए छठ्ठद्समाइं अप्पयरो वा भुज्जयरो वा देसं दूईज्जित्ता अगारमावसेज्जा ! हंता आवसेज्जा। तस्स णं तं गारत्थं वहमाणस्स से पच्चक्खाणे भंगे भवइ ? नो तिणट्ठे समट्ठे, एवमेव समणोवासगस्सवि तसेहि पाणेहिं दंडे निक्खित्ते थावरेहिं दंडे नो निक्खित्ते, तस्सणं तं थावरकायं वहमाणस्स से पच्चक्खाणे नो भंगे भवइ, से एव मायाणह। नियंठा ! एवमायाणियव्वं ॥१४॥

અર્થ :- ગૌતમસ્વામી અન્ય નિર્ગ્રંથોની સમક્ષ સર્વ નિર્ગ્રંથો અને ઉદ્દકને ઉદ્દેશીને કહે છે કે ઉદ્દક! આ જગતમાં કોઇ શાંતિ પ્રધાન પુરૂષ છે તે એવો નિયમ કરે છે કે હુ પ્રવર્જિત થયેલ અણગારની ઘાત કરીશ નહિ હવે કોઇ સાધુ ચાર પાંચ વર્ષ અગર લાંબા કાળ સુધીનું સયમ પાળી કર્મના ઉદયે સાધુપણાનો ત્યાગ કરી ગૃહસ્થાશ્રમી બને છે શાંત પ્રધાન પુરૂષ કોઇ કારણે આ સાધુવ્રતનો ભગ કરી ગૃહસ્થ થયેલ મનુષ્યને ઘાત કરે તો તેણે શરૂઆતમાં દિક્ષિત થયેલ સાધુનો ઘાત ન કરવો એવુ વ્રત લીધુ હતુ તે વ્રતનો ભગ થયો ગણાય? અન્ય નિગ્રથો કહે છે કે વ્રતનો ભંગ થાય નહિ કારણ કે જેનો ઘાત થયો છે તે હવે સાધુપણામાં નથી. પણ ગૃહસ્થપણામાં છે આ રીતે શ્રાવકને સ્થાવરકાયમાં ઉત્પન્ન થયેલાં ત્રસજીવોનો વધ થતાં વ્રતનો ભંગ થતો નથી.

मूलम्- भगवं च णं उदाहु नियंठा खलु पुच्छियव्वा, आउसंतो नियंठा ! इह खलु गाहावई वा गाहावइपुत्तो वा तहप्पगारेहि कुलेहि आगम्म धम्मं सवण वत्तियं उवसंकमेज्जा ? हंता उवसंकमेज्जा। तेसिं च णं तहप्पगाराणं धम्मं आइक्खियव्वे ? हंता आइक्खियव्वे,। किं ते तहप्पगारं धम्मं सोच्चा निसम्म एवं वएज्जा—इणमेव निग्गंथ पावयणं सच्चं, अणुत्तरं, केवलियं, पडिपुण्णं, संसुध्धं, नेयाउयं, सल्लकत्तणं, सिद्धिमग्गं, मुत्तिमग्गं निज्जाणमग्गं निव्वाणमग्गं अवितहमसंदिद्धं सव्वदुक्खपहीणमग्गं, एत्थं ट्ठया जीवा, सिज्झंति, बुज्झंति, मुच्चंति, परिनिव्वायंति, सव्व दुक्खाणमंतंकरेति ! तमाणाए तहा गच्छामो, तहा चिट्ठामो, तहा निसियामो, तहा तुयट्टामो, तहा भुंजामो, तहा भासामो, तहा अब्भुट्ठामो, तहा उट्ठाए उट्ठेमोत्ति पाणाणं भूयाणं जीवाणं सत्ताणं संजमेणं संजमामो त्ति वएज्जा ! हंता वएज्जा। कि ते तहप्पगारा कप्पंति पव्वावित्तए ?

हंता कप्पंति। कि ते तहप्पगारा कप्पंति मुंडावित्तए? हंता कप्पंति। किं ते तहप्पगारा कप्पंति सिक्खावित्तए? हंता कप्पंति। कि ते तहप्पगारा कप्पंति उवट्ठावित्तए? हंता कप्पंति। तेसिं च णं तहप्पगाराणं सव्व पाणेहिं जाव सव्व सत्तेहिं दंडे निक्खित्ते? हंता निक्खित्ते। से णं एयारूवेणं विहारेणं विहरमाणा जाव वासाइं चउपंचमाइं छट्ठदसमाइं वा अप्पयरो वा भुज्जयरो वा देसं दूइज्जेत्ता अगारं वएज्जा? हंता वएज्जा। तस्स णं सव्वपाणेहिं जाव सव्वसत्तेहि, दंडे निक्खित्ते? नो इणट्ठे समट्ठे, से जे से जीवे जस्स परेणं सव्वपाणेहि जाव सव्वसत्तेहिं दंडे नो निक्खित्ते, से जे से जीवे जस्स आरेणं सव्वपाणेहिं जाव सत्तेहिं दंडे निक्खित्ते से जे से जीवे जस्स इयाणिं सव्वपाणेहिं जाव सत्तेहि दंडे नो निक्खित्ते भवइ, परेणं असंजए, आरेणं संजए, इयाणिं असंजए, असंजयस्स णं सव्वपाणेहिं जाव सत्तेहिं दंडे नो निक्खित्ते भवइ, से एवमायाणह, नियंठा! से एवमायाणियव्वं ॥१५॥

અર્થ : હવે ઉદકને શ્રદ્ધા કરાવવા શ્રી ગૌતમસ્વામી બીજુ દૃષ્ટાંત બતાવે છે. આ દૃષ્ટાંતોની પ્રશ્નોત્તરી નીચે મુજબ છે.

શ્રી ગૌતમ :– આ જગતમાં કોઇ ગાથાપતિ કે ગાથાપતિનો પુત્ર ઉત્તમ કુલમાં જન્મ લઇને ધર્મ સાંભળવા માટે સાધુઓ પાસે આવી શકે છે? અને તેમને ઉપદેશ આપી શકાય?

નિર્ગ્રંથ :– હા, જરૂર ધર્મ સાંભળવા આવી શકે છે અને તેમને ઉપદેશ આપી શકાય છે.

ગૌતમ :– ધર્મ સાભળીને તે જીવ કહે છે કે આ નિર્ગ્રંથ પ્રવચન અનુત્તર છે. કેવલજ્ઞાની વડે પ્રરૂપિત છે, પરિપૂર્ણ છે, શુદ્ધ છે, ન્યાયયુકત, શલ્યને કાપનાર, ધર્મ સત્ય છે જીવોને હિતકારી છે, આ મુકિતનો માર્ગ છે, આ નિર્યાણનો માર્ગ, નિર્વાણનો માર્ગ, સર્વ દુઃખનો નાશ કરનાર છે આ ધર્મમાં સ્થિર થઇને જીવો સિદ્ધ થાય છે. બુદ્ધ થાય છે. સર્વકર્મથી જીવ મુકત થાય છે. લોકાલોકનુ સ્વરૂપને જાણનારો બને છે અમે આ ધર્મ પ્રાપ્ત કરી જીનઆજ્ઞા મુજબ ચાલીશુ, સ્થિર થશુ, બેસશુ, ખાશું, બોલશુ તથા ઉઠીને સર્વ પ્રાણી, ભૂત, જીવ, સત્વની રક્ષા માટે સંયમ ધારણ કરીશું? આમ તેઓ કરી શકે ખરા?

નિર્ગ્રંથ :– હે ગૌતમ! ધર્મ સાંભળીને ધર્મ રૂચિવાળો જીવ આપે કહ્યુ તેજ પ્રમાણે બોલે અને તે પ્રમાણે વર્તન પણ કરે?

શ્રી ગૌતમ :- તો આવા વિચારવાન ગૃહસ્થને દિક્ષા આપવી યોગ્ય છે? મુંડિત કરવા યોગ્ય છે? શિક્ષા દેવા યોગ્ય, પ્રવજ્યામાં ઉપસ્થિત કરવા યોગ્ય છે

નિર્ગ્રંથ :- હા ભગવાન! દિક્ષા આપવી યોગ્ય છે યાવત્ ઉપસ્થિત કરવા યોગ્ય છે.

ગૌતમ - તે ગૃહસ્થ ચરિત્ર લીધા પછી સર્વ પ્રકારે જીવની હિંસાનો ત્યાગ કરે?

નિર્ગ્રંથ :- જરૂર તે હિંસાનો ત્યાગ કરે જ

ગૌતમ :- ચારિત્ર્ય પાળતા થકાં કોઇ સમયે પૂર્વના અશુભ કર્મના ઉદયે ચાર, પાંચ, છ કે

દશ વર્ષ દીક્ષા પાળી પછી ચારિત્ર્યભ્રષ્ટ થઇ ગૃહસ્થાશ્રમનું સેવન કરે? અને ગૃહસ્થાશ્રમ-વાસમાં જીવોની હિંસાથી મુકત થઇ શકે?

નિર્ગ્રંથ :- હા, ભગવાન! તે જીવ અશુભનાં ઉદયે ગૃહસ્થ પણ થાય અને ગૃહસ્થપણામાં સર્વથા જીવ-હિંસાથી નિવૃત્ત ન થઇ શકે

ગૌતમ :- તો હે નિર્ગ્રંથો આ જીવની ત્રણ અવસ્થા થઇ પહેલી અવસ્થામાં ગૃહસ્થાશ્રમી હતો ત્યારે જીવઘાતથી નિવૃત્ત ન હતો. અને અસંયમી હતો. ચારિત્ર્ય લીધા બાદ બીજી અવસ્થામાં તે સંયમી અને જીવઘાતથી મુકત હતો. હવે ચારિત્ર્ય છોડયા પછીની ત્રીજી અવસ્થામાં તે જીવ અસંયમી બન્યો તેથી જીવઘાતથી નિવૃત્ત થયો નથી. આવી રીતે ત્રસ સ્થાવર જીવોની અવસ્થા જાણવી.

मूलम्- भगवं च णं उदाहु नियंठा खलु पुच्छियव्वा-आऊसतो नियंठा । इह खलु परिव्वाइया वा परिवाइयाओ वा अन्नयरेहितो तित्थाययणेहितो आगम्म धम्मं सवणवत्तियं उवसंकमेज्जा ! हंता उवसंकमेज्जा । कि तेसिं, तहप्पगारेणं धम्मे आइक्खियव्वे ! हंता आइक्खियव्वे । ते चेव उवट्ठावित्तए जाव कप्पंति । हंता कप्पंति । कि ते तहप्पगारा कप्पंति संभुजित्तए । हंता कप्पंति । तेणं एयारूवेणं विहारेणं विहरमाणा तं चेव जाव अगारं वएज्जा ! हंता वएज्जा ! तेणं तहप्पगारा कप्पंति संभुजित्तए ! नो इणट्ठे समट्ठे, । से जे से जीवे जे परेणं नो कप्पंति संभुजित्तए । से जे से जीवे आरेणं कप्पंति संभुजित्तए , से जे से जीवे इयाणि नो कप्पंति संभुजित्तिए । परेणं अस्समणे, आरेणं समणे, इयाणि अस्समणे, अस्समणेणं सद्धि नो कप्पंति समणाण निग्गथाणं संभुंजित्तिए, से एवमायाणह नियंठा । से एवमायाणियव्वं ।।१६।।

અર્થ :- શ્રી ગૌતમસ્વામી ત્રીજુ દ્દષ્ટાંત નિર્ગ્રંથોને સંબોધીને પ્રશ્નોત્તરીનાં રૂપમાં કહે છે કે હે નિર્ગ્રંથો,
ગૌતમ :- આ જગતમાં અન્ય પારિવ્રાજકો કે પારિવ્રાજિકાઓ અન્ય ધર્મમાં રહી કોઇ સમ્યક્દ્દષ્ટિ સાધુની પાસે આવીને ધર્મ સાભળવા આવી શકે?

નિર્ગ્રંથ :- હાં, ભગવાન! જરૂર આવી શકે

ગૌતમ :- તેને ધર્મ સંભળાવવો જોઇએ? અને ધર્મ સાંભળી દિક્ષા માંગે તો?

નિર્ગ્રંથ :- જરૂર તેને ધર્મ સંભળાવવો જોઇએ. અને દિક્ષાપણ આપવી જોઇએ.

ગૌતમ :- આ પરિવ્રાજક જૈન સાધુ થયા બાદ તેને સાધુ મંડળીમાં બેસાડાય? તેની સાથે આહાર આદિનો આચાર-વિચાર થઇ શકે?

નિર્ગ્રંથ :- જરૂર તેની સાથે આહાર પાણીનો સંભોગ કરવો કલ્પે છે કારણ કે તે નિર્ગ્રંથ છે.

ગૌતમ :- દીર્ઘકાળ કે અલ્પકાળ પછી કોઇ અશુભકર્મનાં ઉદયે તે જીવ ચારિત્ર્યભ્રષ્ટ થઇ ગૃહસ્થાશ્રમનું સેવન કરે?

નિર્ગ્રંથ :- હા ભગવાન અશુભના ઉદયે તે ગૃહસ્થ પણ થઇ જાય.

ગૌતમ :- ચારિત્ર્યભ્રષ્ટ થયા પછી તેની સાથે સાધુ તરીકેનો આચાર વિચાર પાળી શકાય?
નિર્ગ્રંથ :- નહિ ભગવાન આ વાત બરાબર નથી. કારણ કે હવે તે નિર્ગ્રંથ નથી.
ગૌતમ :- આ પ્રમાણે પરિવ્રાજકની ત્રણ દશા થઇ તેવી રીતે ત્રણ સ્થાવર જીવો આશ્રયી ત્રણ દશા જાણવી ત્રસ નામ કર્મનાં ઉદયે કે સ્થાવર નામકર્મનાં ઉદયે કોઇપણ જીવ ત્રસ કે સ્થાવર થાય તેથી શ્રાવકને પોતાના વ્રતનો ભંગ થતો નથી અને શ્રાવકો દેશથી વ્રત-ગ્રહણ કરે તે પ્રમાણભૂત છે.

मूलम्- भगवं च णं उदाहु संतगेइया समणोवासगा भवंति, तेंसि च णं एवं वुत्तपुव्वं भवइ नो खलु वयं संचाएमो मुंडा भवित्ता अगाराओ अणगारियं पव्वइत्तए। वयं णं चाउ दसट्ठ मुदिट्ठपुण्णमासिणीसु पडिपुण्णं पोसहं सम्मं अणुपालेमाणा विहरिस्सामो, थूलगं पाणाई-वायं पच्चक्खाईस्सामो, एवं थूलगं मुसावायं एवं थूलगं अदिन्नादाणं, थुलगं मेहुणं थूलगं परिग्गहं पच्चक्खाइस्सामो, इच्छापरिमाणं करिस्सामो, दुविहं तिविहेणं मा खलु ममट्ठाए किंचि करेह वा करावेह वा तत्थ वि पच्चाक्खाइस्सामो ते णं अभोच्चा अपिच्चा असिणाइत्ता आसंदी पेढियाओ पच्चारुहित्ता, ते तहा कालगया किं वत्तव्वं सिया—सम्मं कालगतत्ति ! वत्तव्वं सिया। ते पाणा वि वुच्चंति, ते तसा वि वुच्चंति, ते महाकाया, ते चिरट्ठिइया, ते बहुतरगा पाणा जेहिं समणोवासगस्स सुपच्चक्खायं भवइ। से अप्पयरागा पाणा जेहिं समणोवासगस्स अपच्चक्खायं भवइ। इति से महयाओ जण्णं तुब्भे वयह तं चेव जाव अयं पि भेदे से नो नेयाउए भवइ ॥१७॥

અર્થ : ગૌતમસ્વામી નિર્ગ્રંથોને કહે છે કે કોઇ શ્રાવક એવો હોય કે ગૃહસ્થા-વાસથી નિકળી સાધુ થઇ શકવા સમર્થ નથી અને મનમાં સંકલ્પ કરે છે અને સાધુ પાસે આવીને કહે છે કે અમે સાધુ નહિ બનતાં ગૃહસ્થપણામાં શ્રાવકનાં વૃતોનું પાલન કરીશું. આઠમ, ચૌદશ, અમાસ અને પુર્ણીમાના દિવસે પૌષધ કરીશુ તેમજ સ્થુલ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહનું પરિમાણ કરશું. અમે અમારી ખાવા-પીવાની તથા ભોગ-ઉપભોગની ઇચ્છાઓનું પણ પરિમાણ (વ્રતનો સંક્ષેપ) કરશુ. આવો શ્રમણોપાસક સમ્યક્પ્રકારે પૌષધવ્રતને અંગીકાર કરવા આસનથી નીચે ઉતરે છે. એવામાં કદાચ તેનું મૃત્યુ થાય તો હે નિર્ગ્રંથો! તે મૃત્યુ કેવું જાણવું?
નિર્ગ્રંથ :- આવા શ્રમણોપાસકનું મૃત્યુ સમાધિપૂર્વકનું થયેલું છે એમ માનવુ જોઇએ અને આવા જીવો દેવલોકની ગતિમાં જાય છે.
ગૌતમ :- માટે હે ઉદક! આ જગતમાં ઘણાં પ્રાણીઓ છે. જેને ત્રસનામ કર્મનો ઉદય હોય તે ત્રસ કહેવાય છે દેવલોકમાં શરીરની વિક્રિયા કરી શકવાનું સામર્થ્ય હોય છે. તેથી તે જીવો મહાકાયવાળા પણ કહેવાય છે. એ રીતે ઘણાં જીવો આશ્રી શ્રાવકો હિંસાનું પચ્ચક્ખાણ કરી તે ઘાતમાંથી નિવૃત્ત થઇ શકે છે. થોડાક જીવોની બાબતમાં શ્રાવકોને પ્રત્યાખ્યાન ન પણ હોય! આવી રીતે શ્રાવક ત્રસકાયની હિંસાથી નિવૃત્ત હોવા છતાં તમો શ્રાવકનાં પ્રત્યાખ્યાન ને નિર્વિષય કહો છો તે ન્યાયયુકત નથી

मूलम्- भगवं च णं उदाहु संतेगइया समणोवासगा भवंति। तेंसि च णं एवं वुत्तपुव्वं भवइ, नो खलु वयं संचाएमो मुंडा भवित्ता अगाराओ जाव पव्वइत्तए। नो खलु वयं संचाएमो चाउदसट्ठमुदिट्ठपुण्णमासिणीसु जाव अणुपालेमाणा विहरित्तए। वयं णं अपच्छिममारणंतियं संलेहणा जूसणा जुसिया भत्तपाणं पडियाइक्खिया जाव कालं अणवकंखमाणा विहरिस्सामो, सव्वं पाणाइवायं पच्चक्खाइस्सामो जाव सव्वं परिग्गहं पच्चक्खाइस्सामो तिविहं तिविहेणं, मा खलु ममट्ठाए किंचिवि जाव आसंदीपेढियाओ पच्चोरुहित्ता। एते तहा कालगया, किं वत्तव्वं सिया? सम्मं कालगयत्ति वत्तव्वं सिया। ते पाणावि वुच्चंति जाव अयंपि भेदे से नो नेयाउए भवइ ॥१८॥

અર્થ : શ્રી ગૌતમ :- હે નિર્ગ્રંથો! કોઇ એક શ્રમણોપાસકને વિચાર થાય કે હું સાધુપણું પાળી શકવા સમર્થ નથી, વળી શ્રાવકનાં વ્રત પણ અંગીકાર કરવા સમર્થ નથી, પરંતુ મરણ આવે સંથારો કરી મારા આત્માને ધર્મમાં સ્થાપિત કરીશ. અને ચારેય આહારનો ત્યાગ કરીશ. વળી અઢાર પાપસ્થાનકોનો પશ્ચાતાપ કરી તેનો તે ત્યાગ કરી મૃત્યુ વખતે આલોક અને પરલોકનાં કોઇપણ પદાર્થને હુ ઇચ્છીશ નહિ. આ પ્રમાણે શ્રાવકપણાનું પાલન કરતાં થકા અંત સમયે સંથારો કરીને તે મૃત્યુને પ્રાપ્ત કરે તો તેનુ મરણ સમ્યક્ પ્રકારનુ કહેવાય?

ગૌતમ :- હા, સમ્યક્ કહેવાય અર્થાત્ દેવલોકમાં જાય છે. ત્યારે તે પ્રાણી પણ કહેવાય છે. અને ત્રસ પણ કહેવાય છે અને ત્રસ જીવની હિંસાથી શ્રાવક નિવૃત થએલ છે. તેથી શ્રાવકના વ્રતને નિર્વિષય બતાવવુ તે તમારૂ મંતવ્ય ન્યાય સંગત નથી

मूलम्- भगवं च णं उदाहु संतेगइया मणुस्सा भवंति, तंजहामहइच्छा महारंभा महापरिग्गहा अहम्मिया जाव दुप्पडियाणंदा जाव सव्वाओ परिग्गहाओ अपडिविरिया, जावज्जीवाए जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए दंडे निक्खित्ते। ते ततो आउगं विप्पजहंति, ततो भुज्जो सगमादाए दुग्गइगामिणो भवंति। ते पाणा वि वुच्चंति, ते तसावि वुच्चंति, ते महाकाया, ते चिरट्ठिइया, ते बहुयरगा आयाणसो, इति से महाकाओ णं जण्णं तुब्भे वदह, तं चेव अयंपि भेदे से नो नेयाउए भवइ ॥१९॥

અર્થ : ગૌતમ :- આ જગતમાં કેટલાંક જીવો મહાઆરંભી અને મહાપરિગ્રહી હોય છે વળી તેઓ પાપથી આજીવિકા કરવાવાળા હોય છે. એટલે બધા જ પ્રકારની હિંસા, અસત્ય, ચોરી અને મૈથુનથી જીવનપર્યંત નિવૃત્ત થતાં નથી પણ શ્રમણોપાસક આવા પ્રાણીઓની હિંસા નહિ કરવાનાં વ્રત લઇને બીનસ્વાર્થે સમસ્ત ત્રસ પ્રાણીઓની હિંસાના ઘાતથી નિવૃત્ત છે હવે તે અધાર્મિક પુરૂષ કાળના અવસરે પોતાના પાપકર્મને લઇને દુર્ગતિ પ્રાપ્ત કરે છે તે પ્રાણી અને ત્રસ કહેવાય છે પણ શ્રાવકને નિવૃત્તિ મરણ પર્યંત ચાલુ હોય છે આવી રીતે શ્રાવક ઘણાંય જીવોની હિંસાનો ત્યાગ કરવાવાળા હોઈ તેઓના પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન છે તેથી તમો શ્રાવકવ્રતને નિર્વિષયી કહો છો તે બરાબર નથી

मूलम्- भगवं च णं उदाहु संतेगइया मणुस्सा भवंति तंजहा अणारंभा अपरिग्गहा धम्मिया धम्माणूया जाव सव्वाओ परिग्गहाओ पडिविरिया जावज्जीवाए, जेहि समणोवासगस्स आयाणसो आमरणंताए दंडे निक्खित्ते, ते तओ आउगं विप्पजहंति, ते तओ भुज्जो सगमादाए सग्गइगामिणो भवंति, ते पाणावि वुच्चंति जाव नो नेयाउए भवइ ॥२०॥

અર્થ :- ગૌતમ :– હે નિર્ગ્રંથો ! આ સંસારમાં કોઇ કોઇ એવા મનુષ્ય છે કે જે નિરારંભી અને પરિગ્રહરહિત બની અઢારેય પાપથી નિવૃત્ત થઇ ધર્મનુ યથાર્થ આચરણ કરવાવાળા છે. અને તેઓ અન્યને પણ આવો ઉપદેશ આપનારા હોય છે. આવા પ્રાણીઓને દંડ નહિ દેવાનુ શ્રાવકને મરણપર્યંત પ્રત્યાખ્યાન હોય છે. હવે પૂર્વોક્ત ધાર્મિક પુરૂષ મરણ પ્રાપ્ત થયે આયુષ્યનો ત્યાગ કરી પુન્યની સાથે લઇ સદ્ગતિમાં (દેવલોકમાં) ઉત્પન્ન થાય છે તેથી તે પ્રાણી પણ કહેવાય અને ત્રસ પણ કહેવાય. આવા જીવોને શ્રાવક દંડ દેતા નથી. તેથી ત્રસનો અભાવ છે અને શ્રાવકના વ્રતને નિર્વિષયી કહેવો તે ન્યાયયુક્ત નથી.

मूलम्- भगवं च णं उदाहु संतेगइया मणुस्सा भवंति तंजहा अप्पेच्छा, अप्पारंभा, अप्परिग्गहा, धम्मिया धम्माणुया जाव एगच्चाओ परिग्गहाओ अप्पडिविरिया जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए दंडे निक्खित्ते, ते तओ आउगं विप्पजहंति, ततो भुज्जो सगमादाए सग्गइगामिणो भवंति, ते पाणावि वुच्चंति जाव नो नेयाउए भवइ ॥२१॥

અર્થ :- ગૌતમ - હે નિર્ગ્રંથો ! આ જગતમાં કેટલાયેક મનુષ્યો અલ્પપરિગ્રહી અને અલ્પ ઇચ્છાવાળા હોય છે. તેઓ એકદેશથી વિરતિ અને એક દેશથી અવિરતિપણુ ગણાય છે. આવા જીવો સાધુ સમીપે સ્થુળ પ્રાણાતિપાતનો ત્યાગ કરે છે અને શ્રાવકે જે વ્રત અંગીકાર કર્યું છે તેના ફલસ્વરૂપ પુન્યકર્મ સાથે લઇને શુભગતિ (દેવલોકમાં) જાય છે, તેઓ ત્યાં પ્રાણી અને ત્રસ કહેવાય છે. તો શ્રાવકનાં વ્રતોને વિષયરહિત કહેવાય તે તમારૂં કથન ન્યાયયુક્ત નથી

मूलम्- भगवं च णं उदाहु संतेगइया मणुस्सा भवंति, तंजहा आरण्णिया, आवसहिया गामाणियंतिया कण्हुई रहस्सिया, जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए दंडे निक्खित्ते भवइ, नो वहुसंजया नो बहु पडिविरिया पाणभूयजीवसत्तेहिं, अप्पणा सच्चामोसाइं एवं विप्पडिवेदेंति-अहं ण हंतव्वो अन्ने हंतव्वा, जाव कालमासे कालं किच्चा अन्नयराइं आसुरियाइं किव्विसियाइं जाव उववत्तारो भवंति, तओ विप्पमुच्चमाणा भुज्जो एलमुयत्ताए तमोरुवत्ताए पच्चायंति । ते पाणावि वुच्चंति जाव नो नेयाउए भवइ ॥२२॥

અર્થ : ગૌતમ :– હે નિર્ગ્રંથો ! આ જગતમાં કોઇ અરણ્યમાં નિવાસ કરનારા હોય છે ત્યાં પર્ણકુટીઓ બાંધી કંદમૂળ આદિનો આહાર કરે છે વળી કોઇ ગામમાં નિમંત્રણ મળ્યે ભોજન કરવા પણ આવે છે. કોઇ રહસ્યભરી વિદ્યાઓ દ્વારા પોતાનું જીવન વિતાવે છે આવા જીવો બાળતપનાં પ્રભાવથી અસુરાદિક દેવલોકમાં ઉત્પન્ન થાય છે ત્યાંથી

આયુષ્યપૂર્ણ કરી આંધળા, બહેરાં–મૂગા આદિ માનવપણે અથવા બકરા–ઘેટા આદિ પણે ઉત્પન્ન થાય છે આવા જીવો ત્રસ તેમ જ પ્રાણી, કહેવાય છે. શ્રાવકોને તો વ્રતગ્રહણથી માંડી મરણાંત સુધી આવા જીવોને દંડ દેવાનો ત્યાગ હોય છે. વળી સવ ત્રસ આશ્રયી પ્રાણાતિપાત આદિ હિંસાથી નિવૃત્ત હોઇ દેવ અને નારકીમાં ઉત્પન્ન થયેલાં જીવો જે ત્રસ કહેવાય છે તેને પણ મારવાની વૃત્તિથી શ્રાવકો નિવૃત્ત હોય છે માટે શ્રાવકોને જે જે ગતિમાં ત્રસ જીવો રહેલાં છે તે ગતિનાં ત્રસ જીવોને મારવાની બધી હોવાથી તેઓનાં વ્રત સુવ્રત કહેવાય છે આપની માન્યતા જે દુવ્રત રૂપે હતી માન્યતા આથી નિર્મૂળ થાય છે અને તમારી વાત લેશમાત્ર ન્યાયસગત નથી

मूलम्- भगवं च णं उदाहु संतेगइया पाणा दीहाउया जेहि समणोवासगस्स आयाणसो आमरणंताए जाव दडे निक्खित्ते भवइ । ते पुव्वामेव कालं करेंति करेत्ता पारलोइयत्ताए पच्चायंति, ते पाणावि वुच्चंति ते तसावि वुच्चंति, ते महाकाया, ते चिरट्ठिइया ते दीहाउया ते बहुयरगा पाणा जेहि समणोवासगस्स सुपच्चक्खायं भवइ जाव नो नेयाउए भवइ ॥२३॥

અર્થ : શ્રી ગૌતમ :– હે નિર્ગ્રંથો આ જગતમાં કેટલાંયેક ત્રસપ્રાણી રહેલાં છે તે [illegible] જેનાં આયુષ્ય વ્રતધારી શ્રાવકોથી પણ અધિક હોય છે તે ચારેય ગતિમાં ઉત્પન્ન થાય છે અને તેઓ ત્રસ કહેવાય છે આવા ઘણાં ત્રસ જીવો લાંબા કે ટૂકા આયુષ્યવાળા હોય છે શ્રાવકને વ્રતગ્રહણ સમયથી જીવનપર્યંત તેઓની ઘાત નહિ કરવાનાં પ્રત્યાખ્યન છે ઘણાં પ્રાણીઓ આવા વૃત્તધારીની પહેલાં જ કાળ કરી પરલોકમાં જાય છે તેથી શ્રાવકનાં વ્રતનો ભગ થતો નથી પણ વ્રત ચાલુ રહે છે અને તેનુ ફળ તેમને મળે છે આવી રીતે શ્રાવકનાં વ્રતનો ભગ કેવી રીતે હોઇ શકે? વળી તમો કહો છો કે એવા કોઇ પર્યાય નથી કે જેથી શ્રાવક પ્રત્યાખ્યાન કરી શકે આ તમારૂ કથન ન્યાયયુકત નથી ત્રસ જીવ રહિત તેમ જ સ્થાવરરહિત આ લોક થવાનો જ નથી જેથી શ્રાવકનું વ્રત બરાબર જળવાય છે

मूलम्- भगव च णं उदाहु संतेगइया पाणा समाउया जेहि समणोवासगस्स आयाणसो आमरणंताए जाव दंडे निक्खित्ते भवइ। ते सयमेव कालं करेंति करेत्ता पारलोइत्ताए पच्चायंति । ते पाणावि वुच्चंति, तसावि वुच्चंति, ते महाकाया, ते समाउया ते बहुयरगा जेहि समणोवासगस्स सुपच्चक्खायं भवइ जाव नो नेयाउए भवइ ॥२४॥

અર્થ : શ્રી ગૌતમ .– કોઇ કોઇ પ્રાણી વ્રતધારી શ્રાવકોનાં સમાન આયુષ્યવાળા હોય છે. શ્રાવકને વ્રતગ્રહણનાં સમયથી જીવનપર્યંત દંડ દેવાનો ત્યાગ છે અને સમાન આયુષ્યવાળા જીવો પોતાની મેળે કાળ કરે છે. તેને મારવા કોઇ અન્ય પુરૂષ સમર્થ નથી તેથી શ્રમણોપાસકનું પ્રત્યાખ્યાન નિર્વિષયી છે તે કહેવુ બરાબર નથી

मूलम्- भगवं च णं उदाहु संतेगइया पाणा अप्पाउया, जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए जाव दंडे निक्खित्ते भवइ। ते पुव्वामेव करेति करेत्ता पारलोइत्ताए पच्चायंति। ते पाणावि वुच्चंति ते तसावि वुच्चंति, ते महाकाया, ते अप्पाउया, ते बहुयरगा पाणा, जेहिं समणोवासगस्स सुपच्चक्खायं भवइ, जाव नो नेयाउए भवइ ॥२५॥

અર્થ :- ગૌતમઃ–હે નિર્ગ્રંથો ! કેટલાંક જીવો શ્રાવકોનાં આયુષ્યથી અલ્પ આયુષ્યવાળાં હોય છે. એ અપેક્ષાએ શ્રાવકનાં વ્રત સુવ્રત કહેવાય છે. અલ્પાયુષવાળા જીવો મૃત્યુ પામી ત્રસ યોનિમાં ઉત્પન્ન થતાં શ્રાવકને તેની હિંસા કરવાનાં પ્રત્યાખ્યાન હોય છે. જે જે ગતિમાં ત્રસ જીવો રહેલાં છે તે તમામનાં તેમને હણવાનાં પચ્ચખાણ હોવાથી શ્રાવકનુ પ્રત્યાખ્યાન સ્વવિષયી છે. કોઈપણ કાળે આ લોકમાં ત્રસજીવોનો અભાવ થવાનો નથી. તેથી જ્યાં જ્યાં ત્રસ જીવો છે તે ત્રસજીવો આ શ્રાવકનાં વ્રતથી નિર્ભય છે અને શ્રાવક પણ તેઓની હિંસા કરવાનાં ઇરાદાથી નિવૃત્ત હોવાથી તેને શાંતિ અને સુખ પ્રકટ અને અપ્રકટપણે મળે છે તેથી શ્રાવકનાં વ્રત સુપ્રત્યાખ્યાન છે.

मूलम्- भगवं च णं उदाहु संतेगइया समणोवासगा भवंति तेसिं च णं एवं वुत्तपुव्वं भवइ नो खलु वयं संचाएमो मुंडे भवित्ता जाव पव्वइत्तए। नो खलु वयं संचाएमो, चाउदसट्ठमुदिट्ठ पुण्णमासिणीसु पडिपुन्नं पोसहं अणुपालित्तए, नो खलु वयं संचाएमो अपच्छिमं जाव विहरित्तए, वयं च णं सामाइयं देसावगासियं पुरत्था पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा एतावता जाव सव्वपाणेहिं जाव सव्व सत्तेहिं दंडे निक्खित्ते सव्वपाणभूयजीवसत्तेहिं खेमंकरे अहमंसि। तत्थ आरेणं जे तसा पाणा जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए दंडे निक्खित्ते। तओ आउयं विप्पजहंति विप्पजहित्ता, तत्थ आरेणं चेव जे तसा पाणा जेहिं समणोवासगस्स आयाणसो जाव तेसु पच्चायंति जेहिं समणोवासगस्स सुपच्चक्खायं भवति। ते पाणावि जाव अयंपि भेदे से नो नेयाउए भवइ ॥२६॥

અર્થ :- ગૌતમ : કોઈ શ્રમણોપાસક એવો વિચાર કરે કે અમે દીક્ષાગ્રહણ કરી શકશું નહિ તેમજ આઠમ–ચૌદશ પાખી પૌષધ કરવા કે વ્રત અને સથારો પણ ગ્રહણ કરવા સમર્થ નથી પરંતુ સામાયિક વ્રત અને દેશાવગાસિક વ્રત (સાવદ્ય વ્યાપારનો ત્યાગ) અંગીકાર કરશુ અને દરરોજ સવારે ચારેય દિશાઓમાં જઇ વ્યાપાર આદિ સાવદ્ય (પાપકારી) ક્રિયાઓ કરવાનું પરિમાણ કરશું આ પ્રકારે શ્રાવકે કરેલી મર્યાદાથી તે મર્યાદા બહાર રહેલાં પ્રાણીઓનાં ઘાતથી આવા શ્રમણોપાસક બચી જાય છે અને આ પ્રમાણે વ્રતગ્રહણના સમયથી માંડી જીવનપર્યંત માટે તેઓ હિંસાનો ત્યાગ કરે છે. આ વ્રત લેનાર શ્રાવકો સુવ્રતવાળા કહેવાય છે. કારણ કે તેઓએ જે મર્યાદા બાંધી છે તે મર્યાદા બહારનાં ત્રસ પ્રાણીઓને પોતા તરફથી હિંસા થતી નથી તેથી શ્રાવકનાં વ્રત સ્વવિષયી કહેવાય છે

मूलम्- तत्थ आरेणं जे तसा पाणा जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए दंडे निक्खित्ते, ते तओ आउं विप्पजहंति, विप्पजहित्ता तत्थ आरेणं चेव जाव थावरा पाणा जेहिं समणोवासगस्स अट्ठाए दंडे अनिक्खित्ते, अणट्ठाए दंडे निक्खित्ते, तेसु पच्चायंति, तेहिं समणोवासगस्स अट्ठाए दंडे अनिक्खित्ते, अणट्ठाए दंडे निक्खित्ते, ते पाणावि वुच्चंति ते तसा, ते चिरट्ठिइया जाव अयंपि भेदे से नो नेयाउए भवइ ॥२७॥

અર્થ : નજીકમાં રહેવાવાળા જે ત્રસ પ્રાણીઓ છે તેની હિંસા કરવાનો શ્રમણોપાસકે ત્યાગ કરેલ છે આ પ્રાણીઓ ત્રસકાયનો ત્યાગ કરી ત્યાં સમીપમાં સ્થાવરપણાથી ઉત્પન્ન થાય છે. જેને શ્રાવકે અનર્થ (વિના પ્રયોજન) દંડ દેવાનો ત્યાગ કરેલ છે પરંતુ અર્થ દંડ દેવાનો ત્યાગ કરેલ નથી તેથી શ્રાવકને હિંસા થતી નથી. એટલે કે અર્થ દંડની જ હિંસા થાય છે. એટલે તેમનુ વ્રત સુવિષયી કહેવાય છે.

मूलम्- तत्थ जे आरेणं तसा पाणा जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए तओ आउं विप्पजहंति, विप्पजहित्ता तत्थ परेणं जे तसा थावरा पाणा जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए. तेसु पच्चायंति । तेहिं समणोवासगस्स सुपच्चक्खायं भवइ, ते पाणावि जाव अयंपि भेदे से० ॥२८॥

અર્થ : સમીપ રહેવાવાળા ત્રસ પ્રાણીઓનો ઘાત કરવાનો શ્રમણોપાસકને ત્યાગ છે. પણ આ ત્રસ પ્રાણી આયુષ્ય ક્ષય થતાં દૂરવર્તી ક્ષેત્રોમાં જાય છે ત્યાં ત્રસપણે ઉત્પન્ન થાય છે. પણ આવા શ્રાવકને સમીપ કે દૂરવર્તી ગમે તે ક્ષેત્રમાં ઉત્પન્ન થાય તેને પણ મારવાનો ત્યાગ છે તેથી આ પ્રાણી આશ્રયે શ્રમણોપાસકનાં પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન છે.

मूलम्- तत्थ जे आरेणं थावरा पाणा जेहिं समणोवासगस्स अट्ठाए दंडे अनिक्खित्ते, अणट्ठाए निक्खित्ते, ते तओ आउं विप्पजहंति, विप्पजहिता तत्थ आरेणं चेव जे तसा पाणा जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए-तेसु पच्चायंति तेसु समणोवासगस्स सुपच्चक्खायं भवइ । ते पाणावि जाव अयं पि भेदे से नो० ॥२९॥

અર્થ : સમીપમાં જે સ્થાવર પ્રાણી છે જેની હિંસા કરવાનો ત્યાગ પ્રયોજનવશ કરેલ નથી પરંતુ નિઃપ્રયોજન હિંસાનો ત્યાગ કરેલ છે. તેથી પ્રયોજનવશ હિંસા કરવાથી તેનું વ્રત ખંડિત થતુ નથી. કારણ કે તેઓ પ્રયોજન વિના દંડ દેતા નથી વળી તે સ્થાવર ત્રસપણે પણ ઉત્પન્ન થાય છે. તેના તો શ્રાવકને પ્રત્યાખ્યાન જ હોય છે. પ્રત્યાખ્યાન નિર્વિષયી છે તેમ કહેવુ ન્યાયયુક્ત નથી.

मूलम्- तत्थ जे ते आरेणं जे थावरा पाणा जेहिं समणोवासगस्स अट्ठाए दंडे अनिक्खित्ते, अणट्ठाए निक्खित्ते, ते तओ आउं विप्पजहंति, विप्पजहित्ता ते तत्थ आरेणं चेव जे थावरापाणा जेहिं समणोवासगस्स अट्ठाए दंडे अनिक्खित्ते, अणट्ठाए निक्खित्ते तेसु पच्चा-

यंति, र्तेहि समणोवासगस्स अट्ठाए अणट्ठाए ते पाणावि जाव अयंपि भेदे से नो० ।।३०।।

અર્થ : નજીકના પ્રદેશમાં સ્થાવર પ્રાણી છે કે જેને શ્રાવકે અર્થ દંડ દેવાનો ત્યાગ કરેલ નથી પરંતુ અનર્થ દંડ દેવાનો ત્યાગ કરેલ છે આવા જીવો દૂર દેશમાં ત્રસ કે સ્થાવરપણે ઉત્પન્ન થાય પણ શ્રાવકને દૂર દેશનું પણ પ્રત્યાખ્યાન હોઇ તેમનું વ્રત સુવિષયવાળુ છે.

मूसम्- तत्थ जे ते आरेणं थावरा पाणा जेंहि समणोवासगस्स अट्ठाए दंडे अनिक्खित्ते, अणट्ठाए निक्खित्ते, तओ आउं विप्पजहंति, विप्पजहित्ता तत्थ परेणं जे तस थावरा पाणा जेंहि समणोवासगस्स आयाणसो आमरणंताए० तेसु पच्चायंति, तेंहि समणोवासगस्स सुपच्चक्खायं भवइ । ते पाणावि जाव अयंपि भेदे से नो नेयाउए भवइ ।।३१।।

અર્થ : જે દૂર દેશમાં અથવા શ્રાવકદ્વારા નિયત કરવામાં આવેલ દેશ પરિમાણથી બહાર જે ત્રસ અને સ્થાવરપ્રાણી છે તેઓની હિંસા કરવાનો ત્યાગ શ્રાવકે જીવનપર્યંત કરેલ છે તે પ્રાણીઓ જ્યારે પોતાના આયુષ્યનો ત્યાગ કરી શ્રાવકદ્વારા ગ્રહણ કરવામાં આવેલ દેશ-પરિમાણની અંદર રહેલ ત્રસપણાથી ઉત્પન્ન થાય છે ત્યારે પણ શ્રાવકે તેમને દંડ દેવાનો ત્યાગ કરેલ જ છે. તેથી શ્રાવકનું વ્રત સુવ્રત હોય છે

मूलम्- तत्थ जे ते परेणं तस थावरा पाणा जेंहि समणोवासगस्स आयाणसो आमरणंताए० ते तओ आउं विप्पजहंति, विप्पजहित्ता तत्थ आरेणं जे तसा पाणा जेंहि समणोवासगस्स आयाणसो आमरणंताए० तेसु पच्चायंति, तेंहि समणोवासगस्स सुपच्चक्खायं भवइ, ते पाणावि जाव अयंपि भेदे से नो नेयाउए भवइ ।।३२।।

અર્થ : જે ત્રસ અને સ્થાવરપ્રાણી શ્રમણોપાસક દ્વારા ગ્રહણ કરેલ દેશ પરિમાણથી જુદા દેશમાં રહેલાં છે તેમને પણ શ્રાવકે વૃતને લીધે દંડ દેવાનો ત્યાગ કરેલ છે પણ એ જીવો આયુષ્યનો ત્યાગ કરી સમીપમાં રહેલાં સ્થાવર પ્રાણીપણામાં જન્મ ધારણ કરે છે ત્યારે પણ શ્રાવક તેને નિરર્થક દંડ દેતા નથી કારણ કે શ્રાવકે અનર્થ દંડ દેવાનો ત્યાગ કરેલ છે પણ અર્થદંડ દેવાનો ત્યાગ કરેલ નથી. તેથી શ્રાવકનાં વ્રત સુવ્રત કહેવાય છે

मूलम्- तत्थ जे ते परेणं तस थावरा पाणा जेंहि समणोवासगस्स आयाणसो आमरणंताए० ते तओ आउं विप्पजहंति, विप्पजहित्ता तत्थ आरेणं जे थावरा पाणा, जेंहि समणोवासगस्स अट्ठाए दंडे अनिक्खित्ते, अणट्ठाए निक्खित्ते तेसु पच्चायंति, जेंहि समणोवासगस्स अट्ठाए अनिक्खित्ते, अणट्ठाए निक्खित्ते जाव ते पाणावि जाव अयंपि भेदे से नो नेयाउए भवइ ।।३३।।

અર્થ : જે ત્રસ અને સ્થાવર પ્રાણી શ્રાવકદ્વારા ગ્રહણ કરેલ દેશ પરિમાણથી જુદા દેશમાં રહેલા છે. જેને શ્રાવકે વ્રત લઇ દંડ દેવાનો ત્યાગ કરેલ છે તે પ્રાણીઓ તે જગ્યાએ આયુષ્યનો ત્યાગ કરી દેશ પરિમાણથી સમીપવર્તી સપ્રયોજન દંડનો શ્રાવકને ત્યાગ નથી પણ સ્થાવર-પણે ઉત્પન્ન થાય તો ત્યાં અનર્થ દંડ દેવાનો ત્યાગ છે જેમાં તે ઉત્પન્ન થાય છે. તેથી જ શ્રાવકનું પ્રત્યાખ્યાન તે સુપ્રત્યાખ્યાન કહેવાય છે.

मूलम्- तत्थ जे ते परेणं तस थावरा पाणा जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए० ते तओ आउं विप्पजहंति, विप्पजहित्ता ते तत्थ परेणं चेव जे तस थावरा पाणा जेहिं समणोवासगस्स आयाणसो आमरणंताए० तेसु पच्चायंति, जेहिं समणोवासगस्स सुपच्चक्खायं भवइ, ते पाणावि जाव अयंपि भेदे से नो नेयाउए भवइ ।।३४।।

અર્થ : દૂર ક્ષેત્રમાં રહેલા ત્રસ અને સ્થાવર જીવોને દંડ દેવાનો શ્રાવકને ત્યાગ છે આ જીવો પોતાનુ આયુષ્ય પૂર્ણ કરતાં શ્રાવકના દેશ પરિમાણથી બહારનાં પ્રદેશમાં દૂર ક્ષેત્રમાં ત્રસ કે સ્થાવરપણે ઉત્પન્ન થાય ત્યારે પણ શ્રાવકને તેઓને દંડ દેવાનો ત્યાગ છે. તેથી શ્રાવકનાં વ્રત સુવ્રત છે કારણ કે દૂર દેશમાં ઉત્પન્ન થનારા જીવો પ્રાણીઓ તેમ જ ત્રસ પણ કહેવાય છે.

मूलम्- भगवं च णं उदाहु ण एत भूय, ण एतं भव्वं, न एतं भविस्सति जण्ण तसा पाणा वोच्छिज्जिहंति, थावरा पाणाभविस्संति, थावरा पाणावि वोच्छिज्जिहंति तसा पाणा भविस्सति, अवोच्छिन्नेहि तसथावरेहिं पाणेहिं जण्णं तुब्भे वा अन्नो वा एवं वदह-नत्थि णं से केइ परियाए जाव नो नेयाउए भवइ ।।३५।।

અર્થ ભગવાન ગૌતમસ્વામી ઉદક પેઢાલપુત્રને કહે છે કે "હે ઉદક! સમસ્ત ત્રસ પ્રાણી મૃત્યુ પામી સ્થાવરપણે ઉત્પન્ન થાય અને આથી ત્રસકાયનો વિરહ પડે તેમ બને નહિ. વળી સમસ્ત સ્થાવર જીવો મૃત્યુ પામી બધા જ ત્રસપણે ઉત્પન્ન થાય અને આથી સ્થાવરકાયનો વિરહ પડે તેમ પણ બને નહિ આવુ ભૂતકાળમા બન્યુ નથી વર્તમાનકાળમાં બને નહિ અને ભવિષ્યમાં પણ બનશે નહિ માટે તમારા કહેવા મુજબ શ્રાવકના વ્રત નિર્વિષયી છે તે તમારૂ કથન ન્યાયયુક્ત નથી ત્રસ અને સ્થાવર બન્ને જીવરાશિઓ હંમેશા રહેવાની જ છે

मूलम्- भगवं च णं उदाहु आउसतो ! उदगा जे खलु समणं वा माहण वा परिभासेइ मित्ति मन्नंति आगमित्ता नाणं आगमित्ता दसणं आगमित्ता चरित्तं, पावाणं कम्माणं अकरणयाए से खलु परलोगपलिमथत्ताए चिट्ठइ । जे खलु समणं वा माहणं वा नो परिभासइ मित्ति मन्नंति आगमित्ता नाणं आगमित्ता दंसणं आगमित्ता चरित्तं पावाणं कम्माणं अकरणयाए से खलु परलोगविसुद्धीए चिट्ठइ । तए णं से उदए पेढालपुत्ते भगवं गोयमं अणाढायमाणे जामेव दिसिं पाउब्भूते तामेव दिसिं पहारेत्थ गमणाए ।।३६।।

અર્થ : શ્રી ગૌતમસ્વામી કહે છે કે "હે ઉદક! જો કોઇ પુરૂષ શાસ્ત્રોક્ત આચારનુ પાલન કરવાવાળા હોય તથા ઉત્તમ બ્રહ્મચર્યયુક્ત સાધકની નિંદા કરે તે પુરૂષ, ગમે તેવો સયમ પાળતો હોય છતા પણ તે લઘુપ્રકૃતિવાળો છે જે પુરૂષ જ્ઞાન, દર્શન ચારિત્ર્યને પ્રાપ્ત કરી કર્મોનાં વિનાશ માટે પ્રત્યનશીલ હોય છતાં જો તે યથાતથ્ય શ્રમણની નિંદા કરે તો તે પરલોકની વિશુદ્ધિ કરી શકતો નથી. જે પુરૂષ ગંભીર બની શ્રમણ માહણની નિંદા નથી કરતો તે સમ્યક્ જ્ઞાની બની આત્માની વિશુદ્ધિ કરી શકે છે આવું ગૌતમસ્વામીનુ કથન સાંભળીને ઉદક પેઢાલપુત્ર તેમનો આદરસત્કાર ન કરતાં તે ત્યાંથી જવા તત્પર થયો.

मूलम्- भगवं च णं उदाहु आउसंतो उदगा ! जे खलु तहा भुतस्स समणस्स वा माहणस्स वा अंतिए एगमवि आरियं धम्मियं सुवयणं सोच्चा निसम्म अप्पणो चेव सुहुमाए पडिलेहाए अणुत्तरं जोगखेमपयं लंभिए समाणे सो वि ताव तं आढाइ, परिजाणेति, वंदति, नमंसति, सक्कारेइ, सम्माणेइ, जाव कल्लाणं मंगलं देवयं चेइयं पज्जुवासति ।।३७।।

અર્થ : ભગવાન ગૌતમ કહે છે કે "હે ઉદક ! જે પુરૂષ યથાતથ્ય શ્રમણ પાસેથી એક પણ આર્યકથિત ધાર્મિક વચન સાંભળે અને તેનો સત્કાર સન્માન કરે તો તે સત્કાર સન્માનને 'સુયોગ' કહ્યો છે. અને પ્રાપ્ત થયેલ વસ્તુનું રક્ષણ કરવું તેને 'ક્ષેમ' કહેવાય છે. વળી 'યોગ' અને 'ક્ષેમ' થવા રૂપ ઉપદેશને સાંભળી હૃદયમાં અવધારી પોતાની સૂક્ષ્મ બુદ્ધિએ વિચાર કરે કે આ સાંભળેલા માર્ગથી મારા આત્માને મોક્ષની પ્રાપ્તિ જરૂર થશે અને તે ઉપદેશક મારો ઉપકારી છે એમ માની તેને નમસ્કાર કરે તેનો આદર સત્કાર કરે તો તે પુરૂષ મોક્ષને લાયક છે.

मूलम्- तए णं से उदए पेढालपुत्ते भगवं गोयमं एवं वयासी एतेसि णं भंते । पदाणं पुव्विं अन्नाणयाए असवणयाए अबोहिए अणभिगमेणं अदिट्ठाणं असुयाणं अमुयाणं अविन्नायाणं अव्वोगडाणं अनिगूढाणं अविच्छिन्नाणं अणिसिट्ठाणं अणिबूढाणं अणुवहारियाणं एयमट्ठं नो सदहियं, नो पत्तियं, नो रोइयं, एतेसि णं भंते ! पदाणं एण्हि जाणयाए सवणयाए बोहिए जाव उवहारणयाए एयमट्ठं सद्दहामि, पत्तियामि, रोएमि एवमेव से जहेयं तुब्भे वदह ।।३८।।

અર્થ : ઉદક પેઢાલપુત્ર ગૌતમ સ્વામીનો ઉપદેશ સાંભળી ભકિતભાવે તેમને નમન કરી કહે છે કે હે ભગવન્ ! આપે કહેલ આ વચનોનો અર્થ પહેલાં મે સાંભળ્યો ન હતો વળી આ પદોને મેં સંસાર તારક પણ માન્યા ન હતા. વળી તે વચનો પર પ્રતિતી પણ કરેલ ન હતી હવે મે આપની પાસેથી સાંભળેલા ઉપદેશનુ અવધારણ કરેલ છે તે પદો ઉપર શ્રદ્ધા, પ્રતિતી અને રૂચિ કરૂ છુ અને આપ જેમ કહો છો તેમજ છે

मूलम्- तए णं भगवं गोयमे उदयं पेढालपुत्तं एवं वयासी सद्दहाहि णं अज्जो ! पत्तियाहि णं अज्जो ! रोएहि णं अज्जो ! एवमेव जहा णं अम्हे वयामो, तए णं से उदए पेढालपुत्ते भगवं गोयमं एवं वयासी-इच्छामि णं भंते । तुब्भं अंतिए चाउज्जामाओ धम्माओ पंचमहव्वइयं सपडिक्कमणं धम्मं उवसंपज्जित्ता णं विहरित्तए ।।३९।।

અર્થ : ભગવાન ગૌતમ સ્વામી પેઢાલપુત્રને કહે છે કે હે આર્ય ! તમે આગમનાં વાકય ઉપર તેમજ મારા કથન ઉપર રૂચિ કરી તેમ જ શ્રદ્ધા કરી તે યોગ્ય છે મેં તમને જે યથાર્થ છે તે જ પ્રરૂપ્યુ છે આપ તેને ઉલ્ટું કે વિપરીત સમજશો નહિ. આવા કથનનાં ઉત્તરમાં ઉદક પેઢાલપુત્ર મુનિ ભગવાન ગૌતમને કહે છે કે હે ભગવન્ ! હું આપની પાસે ચાર મહાવ્રત રૂપ ધર્મને છોડી પચ મહાવ્રત રૂપ ધર્મને અંગીકાર કરી વિચરીશ તથા પ્રતિક્રમણ સહિત ધર્મનો અંગીકાર કરવા માંગુ છું.

मूलम्- तए णं से भगवं गोयमे उदय पेढालपुत्तं गहाय जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता तए णं से उदए पेढालपुत्ते समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ। तिक्खुत्तो आयाहिणं पयाहीणं करित्ता वदइ नमंसइ। वंदित्ता नमंसित्ता एवं वयासी इच्छामिणं भंते। तुब्भं अंतिए चाउज्जामाओ धम्माओ पंच महव्वइयं सप्पडिक्कमणं धम्मं उव्वसंपज्जित्ता णं विहरित्तए, तए णं समणे भगवं महावीरे उदयं एवं वयासी-अहासुहं देवाणुप्पिया! मा पडिबंधं करेहि। तएणं से उदए पेढालपुत्ते समणस्स भगवओ महावरस्स अंतिए चाउज्जामाओ धम्माओ पंचमहव्वइयं सपडिक्कमण धम्मं उवसंपज्जिता णं विहरइ त्ति बेमि ।।४०।।

અર્થ : ભગવાન ગૌતમસ્વામી ઉદક પેઢાલપુત્રની ઇચ્છા જાણીને તેઓને જ્યા ભગવાન મહાવીર સ્વામી વિચરતા હતાં ત્યાં લઇ ગયા. ઉદક પેઢાલપુત્રે શ્રમણ ભગવાન મહાવીરને ત્રણ વાર વિધિપૂર્વક વંદના કરી, સ્તુતિ કરી, નમસ્કાર કર્યા. સ્તુતિ અને નમસ્કાર કર્યા પછી ભગવાન મહાવીર સ્વામીને કહે છે કે હે ભગવાન! હું આપની પાસે પાંચ મહાવ્રતરૂપ ધર્મને અગીકાર કરવા માંગું છું. આ સાંભળી ભગવાન મહાવીરે ઉદક પેઢાલપુત્રને કહ્યું કે અહો દેવાનુપ્રિયે! જે પ્રમાણે તમને સુખ થાય તે પ્રમાણે કરો ધર્મ કરવામાં વિલબ ન કરો. આ પ્રમાણે ઉદ્દક પેઢાલપુત્રે પાંચ મહાવ્રત રૂપ ધર્મને અગીકાર કરી જિન પ્રણિત વચનનુ પાલન કરવા લાગ્યાં. આ રીતે શ્રી સુધર્માસ્વામી તેમનાં શિષ્ય શ્રી જબુસ્વામી વિગેરેથી ખીચોખીચ ભરાયેલી પરિષદને સંબોધતાં કહે છે કે હે જંબુ! મે ભગવાન મહાવીર પાસેથી જે પ્રમાણે સાંભળ્યુ છે તે જ પ્રમાણે હું તમને કહી સભળાવુ છુ

"શ્રી સુયગડાંગશ્રુત" કે જેમા બે સ્કંધો વિસ્તૃતપણે ચર્ચાયા છે તેમનાં અનુવાદો યથા યોગ્ય રીતે સમજણપૂર્વક ચર્ચા કરી પૂર્ણ કરવામાં આવ્યા છે અર્થાત્ "શ્રી સુયગડાંગશ્રુત" નિર્વિઘ્નપણે સપૂર્ણ થયુ છે

